

શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ હીરકમહોત્સવ પ્રસંગે

# નિવેદન

---

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ, જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા)" એ નામનું પુસ્તક રા. ચિમનલાલ મગનલાલ ડોકટર, એમ. એ., એલએલ. બી. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું, તેને ઉક્ત માળામાં ૨૮૩ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા. તા. ૨૬-૪-૪૩ | ભા. મ. કોઠારી ભાષાંતર મદદનીશ | જ્યો. મા. મહેતા. વિદ્યાધિકારી, વડોદરા રાજ્ય. |

# Foreword

I am glad to write an introduction to Mr. Doctor's life of His Highness Maharaja Sayaji Rao III.

Mr. Doctor brings out vividly the many-sided personality of the great Ruler, the wide range of his interests and the achievements of a long rule dedicated to the service of his people.

Throughout his long reign, the late Maharaja was actuated by one ideal–to bring about an improvement in all aspects of the life of the people. To this is due the comprehensive programme initiated by him and persisted in for decades including *inter alia* compulsory education for boys and girls with its complement of a chain of village libraries; social legislation for the suppression of early marriages and other evils; village panchayats all over the State for the management of local affairs; measures for economic uplift including agricultural education and a widely extended

co-operative movement. The people were not prepared for some of these reforms when they were started and there was the inevitable setback which fortunately was temporary. On the whole, the combined effect of these measures has been beneficial in bridging the gulf between the backward sections of the people and others. One noticeable feature in the life of the State is the large proportion of classes usually classed as 'backward'. The Raniparaj, Bariyas, Thakurdas and Kolis, for example, who together with the Antyaja, form the bulk of these classes, constitute about 38 per cent of the total population. As a result of this programme of social uplift, the inequality one sees elsewhere between 'backward' communities and the advanced ones is not found in the State. To give only one illustration. The disparity in literacy between these and the other classes, is not appreciable. The literacy among the Antyaja people is 16·9 per cent as compared with the general literacy of 20·7 per cent for the State as a whole and among Muslims, it is 30·2 per cent as compared with 25·5 per cent for the Hindu community. At the top of the educational scale it is true are

Vanias and Brahmans with high rates of literacy, but these castes form only about 8 per cent of the total population. Excepting these, the literacy amongst the general body of the population is a little over 18 per cent and this is more or less evenly spread among all classes. The absence of glaring inequalities among communities is a potent factor in ensuring friendly relations.

Sir Sayaji Rao had a passion for social justice and a deep hatred of prejudice and intolerance. His speeches on subjects like caste tyranny, untouchability and other evils show how deeply he felt on them. For many years he waged war against them. In the message to his people on the occasion of his Diamond Jubilee, for example, he said: "Of *untouchability*, it is difficult to speak with restraint. It is repugnant to our common humanity that those who should be regarded as our brothers and sisters are branded with this unnatural stigma. In my eyes and in the eyes of my Government there is no difference between man and man. Moral decay is the inevitable fate of those higher classes who deprive millions of their fellow creatures of all self-respect and all

hope of betterment." It is not therefore surprising that, in laying down the objects of the one crore fund he created, he ordered that special preference should be given to the "needs of backward communities like the Raniparaj, the Antyajas, the Thakardas, the Rabaries," etc.

It is impossible, within the limits of a short introduction, to deal with other aspects of the life of the late Ruler to which Mr. Doctor refers. Mr. Doctor has been in the public life of Baroda for many years and writes with knowledge and authority. I trust his book will be widely read in the State as well as outside.

"Dilaram"
Baroda,
10th September 1941

V. T. Krishnamachari.

# " પુરોવચન "

શ્રી. ચિમનલાલ ડોક્ટરે લખેલા શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજાના જીવનચરિત્રની પ્રસ્તાવના લખતાં મને આનંદ થાય છે.

એ મહાન રાજવીનું વિવિધ પાસાવાળું વ્યક્તિત્વ તેમના રસ વિષયોનો બૃહદ વિસ્તાર અને પ્રજા સેવામાં અર્પાયેલા એમના લાંબા રાજશાસનની સિદ્ધિઓ એ સર્વનો શ્રી. ડાક્ટર આબેહૂબ ચિતાર આપે છે.

પોતાની લાંબી રાજકારકિર્દીમા મહૂગત શ્રીમંત મહારાજા સાહેબ એક જ ધ્યેયથી પ્રેરાયના રહ્યા હતા–પ્રજા જીવનની સર્વાંગી ઉન્નતિ સાધવી. એ ઉદ્દેશને જ વળગીને શ્રીમંતે એક સર્વદેશીય કાર્યક્રમ શરૂ કર્યો હતો એટલું જ નહીં પરંતુ તેને દાયકાઓ સુધી તેઓ ખંતપૂર્વક અમલમાં મૂકી રહ્યા હતા. એ કાર્યક્રમ સર્વવિદિત છે. સામાન્યત: બાળકો તથા બાળકીઓ માટેનુ ફરજિયાત શિક્ષણ, એ શિક્ષણની પુષ્ટિરૂપ ગ્રામ પુસ્તકાલયોની સ્થાપેલી હારમાળા, બાળલગ્ન અને બીજાં અનિષ્ટો અટકાવવા માટેના સામાજિક કાયદાઓ, સ્થાનિક કાર્યવ્યવસ્થા માટે આખા રાજ્યમા સ્થપાયેલી ગ્રામપંચાયતો, આર્થિક ઉન્નતિના ઉપાયો જેમા કૃષિવિષયક કેળવણી તથા વિસ્તૃત સહકારી હિલચાલનો સમાવેશ થાય છે તે, અને એ સિવાયની અનેક વિગતોથી એ કાર્યક્રમ ભરેલો છે. આમાંના કેટલાક સુધારા શરૂ કર્યા ત્યારે તેના સ્વીકાર માટે લોકો તૈયાર ન હતા અને એને લઈને કવચિત અનિવાર્ય પાછાં પગલાં ભરવાં પણ હશે; પરંતુ સદ્ભાગ્યે એ સ્થિતિ ક્ષણિક હતી. સમગ્ર દૃષ્ટિએ જોતાં આ

સઘળાં સુધારાના પગલાની આખી અસર પ્રજાના પછાત અને અન્ય વર્ગો વચ્ચે રહેલા અંતરને ઘટાડી એકતા સાધવામાં બહુ લાભકારક નીવડી છે. રાજ્યની વસ્તી સંબંધમા ધ્યાન ખેંચાય એવું એક તત્ત્વ એ છે કે તેમા પછાત ગણાતા વર્ગોનું પ્રમાણ મોટું છે; દૃષ્ટાંત તરીકે રાનીપરજ, બારિયા, ઠાકરડા, કોળી જેઓ અંત્યજોની સાથે આ વર્ગોનો મોટો વિભાગ બની રહે છે, તે સમગ્ર વસ્તીનો ૭૮ ટકા જેટલો સમૂહ થાય છે. સમાજ ઉન્નતિના કાર્યક્રમને પરિણામે આગળ વધેલી અને પછાત કોમો વચ્ચે અન્ય સ્થળે દેખાતી અસમાનતા આ રાજ્યમા દેખાતી નથી એક જ દાખલો લઈએ. પછાત અને આગળ વધેલી કોમોના શિક્ષણપ્રમાણ વચ્ચે આ રાજ્યમા નહીં જેવું અંતર છે. આખા રાજ્યમા સામાન્ય શિક્ષણનું પ્રમાણ ૨૬.૭ ટકા આવે છે, જેની સાથે અંત્યજોનું ૧૬.૯ જેટલું શિક્ષણનુ પ્રમાણ આપણે ખુશીથી સરખાવી શકીએ. હિંદુ કોમનુ ૨૫.૫ ટકા જેટલુ શિક્ષણપ્રમાણ મુસ્લીમોના ૩૦.૨ ટકા શિક્ષિતોના પ્રમાણ સાથે આપણે સરખાવી શકીએ. કેળવણીની કક્ષા ગણતરીમા શિક્ષણના પ્રમાણમા વાણિયા અને બ્રાહ્મણો ટોચ ઉપર આવે છે એ ખરુ પરતુ આ જ્ઞાતિઓ સમગ્ર વસ્તીના ૮ ટકા જેટલી જ થાય છે. આ જ્ઞાતિઓને બાદ કરતા વસ્તીના સામાન્ય વિભાગનુ શિક્ષણપ્રમાણ ૧૮ ટકાથી સહેજ વધારે આવે છે અને આ જ પ્રમાણ ઓછે વત્તે અંશે પ્રજાના દરેક વર્ગની અંદર ફેલાયેલું છે. કોમ કોમ વચ્ચે દેખાઈ આવે એવી અસમાનતાનો અભાવ એ એક બીજાના સંબંધો મૈત્રીભર્યા બનાવવામા બહુ બળવાન તત્ત્વ ગણી શકાય

શ્રીમત સયાજીરાવને સામાજિક ન્યાય માટે દૃઢ આગ્રહ હતો, અને અસહિષ્ણુતા તથા મિથ્યા દંભ માટે ઊંડો તિરસ્કાર હતો. જ્ઞાતિત્રાસ, અસ્પૃશ્યતા અને બીજાં અનિષ્ટો ઉપર શ્રીમંતે આપેલાં

વ્યાખ્યાનોમાંથી એ અનિષ્ટો પ્રત્યે તેમની કેવી તીવ્ર લાગણી હતી તે આપણને સમજાઈ આવે છે. અનેક વર્ષો સુધી તેમણે એ અનિષ્ટો સામે લડત ચલાવી છે. દષ્ટાંત તરીકે શ્રીમંતે પોતાના હીરક મહોત્સવ પ્રસંગે પોતાની પ્રજાને આપેલા સંદેશામાં કહ્યું છે કે " અસ્પૃશ્યતા સંબંધી બોલતાં સંયમ રાખવો બહુ મુશ્કેલ છે. જેમને આપણે આપણાં ભાઈબહેન ગણવાં જોઈએ તેમને અસ્પૃશ્યતાની અકુદરતી છાપથી ડામવા એ આપણી સામાન્ય માનવતાને તદ્દન અણગમતું થઈ પડે એમ છે. મારી તથા મારા રાજકારોબારની દૃષ્ટિએ માણસ માણસ વચ્ચે કોઈપણ ફેર નથી. જે ઉચ્ચ વર્ગો પોતાના સરખાજ લાખ્ખો માનવીઓને સ્વમાન અને ઉન્નતિની આશાવિહોણા બનાવે છે, તેમનું નૈતિક અધઃપતન અનિવાર્ય છે. " પ્રજાને એક કરોડ રૂપિયાની બક્ષિસ આપતા નિધિની સ્થાપનાના ઉદ્દેશમાં તેઓશ્રીએ " રાનીપરજ, અંત્યજ, ઠાકરડા, રબારી જેવી પછાત કોમોની જરૂરિયાતોને સવિશેષ પસંદગી " આપવાનું ફરમાન કર્યું એમાં નવાઈ જેવું નથી.

નાની પ્રસ્તાવનાની મર્યાદામાં સદ્‌ગત રાજવીના જીવનની બીજી બાજુઓના શ્રી. ડૉકટરે કરાવેલા પરિચય સંબંધમાં કંઈ કહી શકાય એમ નથી. શ્રી. ચિમનલાલ ડૉકટર ઘણાં વર્ષોથી વડોદરાના જાહેર જીવનમાં રહેલા છે અને માહિતી તથા પ્રમાણ સાથે તેઓ લખે છે. હું આશા રાખું છું કે આ પુસ્તક રાજ્ય તથા રાજ્ય બહાર મોટા પ્રમાણમાં વંચાશે.

દિલારામ,<br>વડોદરા.<br>૧૦ સપ્ટેંબર ૧૯૪૧

વી. ટી. કૃષ્ણમાચારી

# પ્રસ્તાવના

ગુર્જરનરેશ કૈલાસવાસી સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા) નું વિસ્તૃત જીવનચરિત્ર ગુજરાતીમાં ન હોવાથી આવા વિશ્વવિખ્યાત પ્રજાવત્સલ રાજવી તથા મધ્યયુગમાંથી અર્વાચીન યુગમાં વડોદરા રાજ્યને આણનાર, 'નૂતન વડોદરા'નું સર્જન કરનાર મહાન વિભૂતિનું ગુર્જર ભાષામાં વિસ્તૃત ચરિત્ર લખી તે ગુજરાત–કાઠિઆવાડ–કચ્છ તથા બૃહદ્ ગુજરાતના જનસમાજ સમક્ષ રજૂ કરવાની મહેચ્છા મારા મનમાં ઉત્પન્ન થતાં શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતામાં સમાવિષ્ટ થતી ભાષાંતર શાખા તથા ભાષાંતર સમિતિએ મારી આ મહેચ્છાને પોષી 'મહાન વિભૂતિ' સયાજીરાવ મહારાજ ગાયકવાડનું જીવનચરિત્ર લખવાનું કામ મને સોંપ્યું તે માટે હું શ્રીમંત સરકાર તથા કેળવણી ખાતાની ભાષાંતર શાખા તથા ભાષાંતર સમિતિનો ઘણો ઋણી છું.

આ પુસ્તક લખવામાં મને રાજ્યનું પ્રગટ સાહિત્ય વાપરવા દેવાની પરવાનગી તથા સગવડ આપવા માટે શ્રીમંત સરકારનો તથા ના. દીવાન સાહેબનો તથા અંગ્રેજી તથા મરાઠી ચરિત્ર લેખકો મિ. સ્ટેન્લી રાઈસ, મિ. ફિલિપ સાર્જંટ, મિસ ટેટિનહેમ, તથા શ્રી. દાજી નાગેશ આપટેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. એમના સુપ્રખ્યાત ગ્રંથો, રાજ્યના વાર્ષિક એડમિનિસ્ટ્રેશન રિપોર્ટો, તથા બીજા કીમતી ચરિત્રનાયકને સંબંધકર્તા સરકારી તથા બીજાં પ્રકટ પુસ્તકો તથા લખાણોની મદદને લીધે મારું કાર્ય સરળ થયું છે તથા હકીકતોની બાબતમાં બને તેટલી ચોકસાઈ રાખી શકાઈ છે,

અને શોધખોળ કરી ખાત્રી કરી સત્ય હકીકત મેળવવાનું સહેલું બન્યું છે.

આ પુસ્તક લખતાં ચરિત્રનાયક સયાજીરાવ દત્તક કેવાઃ સંજોગોમાં થયા તે સંબંધે માહિતી મર્હુમ ગોપાળરાવ ડોંગરેના પુત્ર તથા મારા મિત્ર શ્રી. શંકરરાવ ડોંગરેએ મને પૂરી પાડી છે તે માટે તેમનો પણ હું આ સ્થળે આભાર માનું છું.

આ પુસ્તક સંબંધે મને સૂચનાઓ તથા સલાહ આપવા તથા હકીકતો સંબંધે યોગ્ય માર્ગદર્શન કરાવવા માટે મારા મિત્ર કૈ. શ્રી. વિષ્ણુ પાંડુરંગ નેનેનો હું ઘણો આભારી છું. ગુજરાતી ભાષામા શ્રીમંત સયાજીરાવ મહારાજ ગાયકવાડનું ચરિત્ર યોગ્ય સ્વરૂપમાં લખવાનું કાર્ય પાર પાડવામા તેમણે મને સારો સહકાર આપ્યો હતો. તેમના કૈલાસવાસથી મને એક સાચા તથા નિખાલસ મિત્રની ખોટ પડી છે.

વળી વડોદરા કોલેજના ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક પ્રોફેસર કેશવલાલ હિંમતલાલ કામદારે મને જે કીમતી સલાહ તથા સહકાર આપ્યાં છે તે માટે હું તેમનો આભાર માનું છું.

વડોદરા રાજ્યના નેક નામદાર દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીયારે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી આ પુસ્તકનો ' Foreword ' ( પુરોવચન ) લખી આપી પુસ્તકને જે સુંદર પુરસ્કાર આપ્યો છે તે માટે હું તેમનો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

વડોદરા<br>તા. ૨૫–૪–૪૩

ચિમનલાલ મ. ડૉક્ટર<br>ચરિત્ર લેખક

# સાધન સાહિત્ય


૧. Speechs & Addresses by H. H. Maharaja (Sayaji Rao) of Baroda Vols I, II, III, IV.

૨. શ્રી. મહારાજા સયાજીરાવ ગાયકવાડ શ્રીમંતોશ્રીના વ્યાખ્યાનો તથા ભાષણો પુસ્તક ૧-૨-૩

૩. Sayaji Rao III Maharaja of Baroda by Stanley Rice Vols. I & II.

૪. Europe Trips-Reports.

૫. Notes on Famine Tour by H. H. Sayaji Rao Gaekwar.

૬. Baroda Administration Reports from 1875-76 to 1938-39.

૭. श्री सयाजी गौरव ग्रंथ.

૮. મહારાજા સયાજીરાવ સંબંધે અંગ્રેજી, ગુજરાતી, મરાઠી વર્તમાનપત્રો તથા માસિકોમાં આવેલા લેખો.

९. Minor Hints.

१०. Lectures on Administration delivered to H. H. Maharaja Sayaji Rao.

११. Bapat Commission.

१२. श्री टिळक चरित्र.

१३. श्री महाराज सयाजीराव गायकवाड (तिसरे) यांचे चरित्र खंड १, २, ३. (श्री दाजी नागेश आपटे कृत).

१४. श्री महाराणी जमनाबाई गायकवाड यांचे चरित्र. —मुजुमदार,

१५. " " —ना. वि. बापट

१६. The Ruler of Baroda. — P. W. Sergeant.

१७. Highnesses of Hindustan —E. L. Tottenham.

१८. ચિત્રદર્શનો—શ્રી. નાનાલાલ દલપતરામ કવિ.

१९. જીવન સંભારણા—શ્રી. શારદા મહેતા

२०. Rulers of Baroda—Elliot.

२१. Baroda Gazeteer Vols. I & II.

२२. Historical Selections from Baroda State Records. Vols I to V.

२३. The Gaekwads of Baroda (English Documents) Edited by Gense & Banaji Vols I to VIII.

-२४. Life of Raja Sir T. Madhavrao (Natesan)
-२५. Life of Romesh Chunder Dutt.
-२६. Life of Dadabhai Naoroji—Masani.
२७. World Fellowship of Faiths (Proceedings 1933).
२८. आज्ञापत्रिका.
-२९. Printed Official Notes & Reports.
३०. Sardesai's Marathi Riyasat.
-३१. (Personal knowledge and information gained through reliable persons).

---

# અનુક્રમ

# ચિત્રોની યાદી



---

# ઉપોદ્‌ઘાત

## ગાયકવાડ રાજવંશ
## અને
## વડોદરા રાજ્ય

વડોદરા રાજ્યના રાજ્યકર્તાનો રાજવંશ 'ગાયકવાડ' ઉપનામથી ઓળખાય છે. તેઓ પ્રથમ 'મત્રે' ઉપનામથી ઓળખાતા આ રાજવંશના મૂળ પુરુષ નંદાજીએ એક ગાયને વાઘના હુમલામાંથી બચાવી ઘરના 'કમાડ'ની અંદર ધકેલી દઈ તેનું રક્ષણ કરવાથી લોકો નંદાજી તથા તેના વંશજોને 'ગાયકવાડ' ઉપનામથી ઓળખવા લાગ્યા મરાઠી ભાષામાં 'કમાડ'ને 'કવાડ' કહે છે, તેથી 'ગાય + કવાડ' મળી 'ગાયકવાડ' શબ્દ થયો છે

આ કુટુંબનું મૂળ ગામ ભરે, તા. હવેલી, જિ. પૂના હતું. નંદાજીના પુત્ર કેરોજીનો પુત્ર પાનજીરાવ ઉર્ફે **દમાજીરાવ ૧ લો** મહાન શિવાજીના પુત્ર સંભાજીના પુત્ર શાહૂ છત્રપતિના સેનાપતિ ખંડેરાવ દાભાડેના સૈન્યમાં નોકરીએ રહ્યો હતો.

### મરાઠા સત્તાનો ઉદય

ઈસવીસનના સત્તરમા સૈકામાં મહારાષ્ટ્રમાં અનેક સંતોના ઉપદેશને લીધે થયેલી ધાર્મિક જાગૃતિના પરિણામે શિવાજી મહારાજનો ઉદય થયો હતો, અને 'મરાઠા તિતુકા મિળવાવા' એવો સદુપદેશ શ્રી રામદાસ સ્વામીએ આપતા શિવાજીએ 'સ્વરાજ્ય'ની સ્થાપના મહારાષ્ટ્રમાં કરી, તથા ત્યાંની જનતાને ધર્માંધ મુસ્લિમોના

જુલમમાંથી છોડાવી...

'સ્વરાજ્ય' સ્થાપવા માટે રાખવા પડતા લશ્કરના ખર્ચ માટે શિવાજીએ 'મોગલાઈ' ઉપર ચડાઈ કરી પૈસા મેળવ્યા હતા; અને તેણે ઈ.સ. ૧૬૬૪ તથા ૧૬૭૦ માં સુરત લૂંટયું હતું. મરાઠાઓએ ૧૬૭૨ માં સુરતની દક્ષિણે આવેલો પારનેરાનો કોટ લીધો અને તેમણે બાગલાણનો પ્રાંત કબજે કર્યો. સેનાપતિ મોરો ત્રિંબક પિંગળેએ 'સાલ્હેર'નો કિલ્લો જીતી લીધો. આ કિલ્લો તે અરસામાં ગુજરાતમાંથી મહારાષ્ટ્ર તરફ જવાના માર્ગ પર હોવાથી મરાઠાઓને મોગલ સત્તા નીચે રહેલા ગૂજરાત પર આક્રમણ કરવા માટે તથા દાબ રાખવા માટે સગવડ મળી: ૧૬૭૫ માં નર્મદા ઊતરી સેનાપતિ હંબીરરાવ મોહિતે ભરૂચ સુધી આવ્યો હતો. ૧૬૯૯ માં શિવાજીના પુત્ર રાજારામે સેનાપતિ ખંડેરાવ દાભાડેને બાગલાણમાં ચોથાઈ તથા સરદેશમુખી વસૂલ કરવા મોકલ્યો. તેણે બાગલાણ ઉપરાંત સુરત જિલ્લામાં પણ એ બન્ને હક્ક ઉઘરાવ્યા, અને ત્યારથી મરાઠાઓનો ગુજરાત સાથે સતત સંબંધ જોડાયો. ૧૭૦૫ માં ખંડેરાવ દાભાડેએ નર્મદા ઊતરી મોગલોને હરાવ્યા અને સોરઠ સુધી તે ચાલ્યો ગયો. આ સાલથી ગુજરાતથી બ્રહ્માણપુર સુધીની સીમા પર તેણે પોતાના સૈન્યની ટુકડીઓ કાયમને માટે રાખવા માંડી. આ સ્વારીઓમાં દાભાડેને દમાજીરાવ ગાયકવાડની સારી મદદ થઈ હતી; આ ગાયકવાડ સરદાર 'દમાજીરાવ ૧લો' તરીકે ઓળખાય છે. આમ 'ગાયકવાડ' રાજવંશ સિંધિયા, કે હોળકર માફક પેશવાઓની કૃપાથી ઉદય પામ્યો નહતો પરંતુ, સેનાપતિ ખંડેરાવ દાભાડેના વખતમાં તેમની કદરદાનીથી ઉદય પામવા માંડયો હતો.

## દમાજીરાવ 'સમશેર બહાદુર'

મોગલ બાદશાહ ઔરંગઝેબ ૧૭૦૭ માં મૃત્યુ પામતાં મોગલ સત્તાની પડતી શરૂ થઈ. ૧૭૧૯–૨૦ ના અરસામાં દિલ્હીમાં સૈયદ

બંધુઓ સર્વસત્તાધીશ થઈ પડતાં બાદશાહની સત્તા નામશેષ થવા માંડી હતી; તેથી નિઝામ ઉલ્મુલ્કે દક્ષિણમાં બાદશાહથી સ્વતંત્ર થઈ સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનું ધાર્યું હતું. આ ધારણા અમલમાં આવતી અટકાવવા બાદશાહ વતી સૈય્યદ બંધુઓએ નિઝામ આસફજા સામે લડવા આલમઅલીને મોકલ્યો અને આલમઅલીએ બળવાન મરાઠાઓની મદદ માગતાં છત્રપતિ શાહૂ મહારાજે સેનાપતિ દાભાડેને આલમઅલીની મદદે જવા ફરમાવ્યું. તેથી દાભાડે તથા બીજા મરાઠા સરદાર આલમઅલીને મળ્યા અને નિઝામ સાથે આલમઅલીને ૧૭૨૦ ના ઑગસ્ટમાં થયેલી બાલાપુરની લડાઈમાં જો કે આલમઅલી હારી જઈને માર્યો ગયો તોપણ તેની મદદે ગયેલા મરાઠાઓએ નિઝામના મુકામ સુધી જઈ તેનો ખજીનો લૂંટયો અને દમાજીરાવ ગાયકવાડે કરેલા પરાક્રમની કદર કરી શાહૂ મહારાજે તેને ૧૭૨૧ માં '**સમશેર બહાદુર**'નો ખિતાબ આપ્યો અને સેનાપતિનો નાયબ બનાવ્યો. આમ ગાયકવાડ કુટુંબનો ઉદય પેશવા માફક શાહૂ છત્રપતિના હસ્તે થવાથી એ કુટુંબ પોતાને 'પેશવા' જેવા 'સમાન દરજ્જાના સતારાની ગાદીના સેવક' તરીકે ગણતું આવ્યું, જેથી ગાયકવાડ તથા પેશવા વચ્ચે અથડામણ થવાના પ્રસંગ ઊભા થયા.

## પિલાજીરાવ ગાયકવાડ

દમાજીરાવ ૧ લો ૧૭૨૧ માં ગુજરી ગયો. તેને ઔરસ પુત્ર નહિ હોવાથી તેણે પોતાના ભાઈ જિંગોજીરાવના પુત્ર પિલાજીરાવને પોતાના પુત્ર માફક મોટો કર્યો હતો, અને તે દમાજીરાવની જગોએ નાયબ સેનાપતિ, અને ખંડેરાવ દાભાડ પણ તેજ અરસામાં ગુજરી જતાં તેનો પુત્ર ત્રિંબકરાવ દાભાડે તેની જગોએ સેનાપતિ, છત્રપતિ તરફથી નિમાયા હતા.

### ઇનામદાર થયા

**પિલાજીરાવે** ૧૭૨૩-૨૪ માં માવળ પરગણામાં 'ભરે' ગામની મુકાદમી અથવા પટલાઈ ખરીદી લીધી હતી તથા ૧૭૨૮માં શાહૂ મહારાજે તે ગામ તેને ઇનામમાં આપ્યું હતું. તે સિવાય ખેડ પરગણાનું દાવડી ગામ એજ અરસામાં છત્રપતિ મહારાજે પિલાજીરાવને ઇનામમાં આપ્યું હતું. તેની પટલાઇ ત્યારબાદ પિલાજીરાવે ખરીદેલી. ૧૭૪૧ માં કેંદુર ગામની પટલાઈ દમાજીરાવ ર જાએ ખરીદી લીધી હતી તથા કાલાસ ગામની પટલાઈ ૧૭૬૨ માં ખરીદી હતી. તેજ વર્ષમાં છત્રપતિએ તેને સરંજામ-ઇનામ તરીકે તેનો અર્ધો ભાગ આપી દીધો હતો. આમ ગાયકવાડ કુટુંબ છત્રપતિનું સરંજામદાર-ઇનામદાર બન્યું હતું અને ઘણે ભાગે દાવડી ગામમાં રહેવું થયું હતું.

### સોનગઢમાં શરૂઆત

દાભાડેએ પિલાજીરાવને ખાનદેશમાં નવાપુરમાં પોતાની પાગા સાથે રહેવા ફરમાવ્યું. પરંતુ તે થાણું બીજા એક મરાઠા સરદાર કંઠાજી કદમ બાંડે તરફ હોવાથી તેણે પિલાજીરાવને નવાપુર આવવા ન દીધો અને તેથી પિલાજીરાવે માગણી કરી કે મને ત્યાંથી દસ કોસ દૂર મેવાસી ભીલોના ડુંગરામાં જવા દો, એટલે તે પ્રમાણે પરવાનગી આપવામાં આવી. તેણે જંગલમાં મંગળ કરી ડુંગરામાં ભીલોને હરાવી 'સોનગઢ'નો કિલ્લો સમરાવી થાણું જમાવ્યું, અને ૧૭૬૬ માં દમાજીરાવે પાટણમાં રાજધાની કરી ત્યાં સુધી તે ગાયકવાડનું મુખ્ય મથક રહ્યું.

પિલાજીરાવ સેનાપતિ દાભાડે વતી ગુજરાત તરફ વળતાં કંઠાજી કદમ બાંડે સાથે અથડામણમાં આવ્યો; પરંતુ મરાઠાઓની મદદ મોગલ બાદશાહ સામે મેળવવા ઉત્સુક નિઝામે પોતાના સરદાર

હમીદખાન મારફત આ બન્ને મરાઠા સરદારો વચ્ચે ચાલતો વિરોધ શમાવ્યો તથા મહીની ઉત્તરે કાંઠે તથા દક્ષિણે ગાયકવાડે મરાઠા રાજ્યના હક્ક ( ચોથાઈ–સરદેશમુખી ) ભોગવવાનું ઠર્યું.

## હિન્દુજનતાની વહારે

ગુજરાતમાં ગાયકવાડ વંશ પ્રજાએ રક્ષણાર્થ બોલાવવાથી આવ્યો છે, વિજેતા તરીકે નથી આવ્યો એ વાત પર પ્રકાશ પાડતી એક લોકકથાની અત્રે નોંધ લેવી યોગ્ય થશે. શ્રી સયાજી સાહિત્ય-માળા પુષ્પ ૧૦૯ ( વડોદરા રાજ્યનો ઇતિહાસ ) માં પૃષ્ઠ ૨૯ ઉપર આપેલી નોધમાં જણાવ્યું છે કે—

"પાદરાના દલા દેસાઈની કોઈ દીકરી બજારમાંથી માલ ખરીદવાને એક દિવસે વડોદરે આવેલી; મુસલમાન ઇમામ મેદીના માણસોએ એ છોકરીનું સૌદર્ય જોયું, અને પોતાના માલિકને તે સંબંધી વાત કરી. ઇમામ મેદીએ તે છોકરીને રાજમહેલમા લઈ આવવાને પાલખી મોકલી. પણ પેલી છોકરી વજીરના નોકરને છેતરી પોતાના બાપને ઘેર નાસી ગઈ. એ છોકરી વીરસદના વાઘજી પટેલના દીકરા સાથે પરણી હતી અને ધણીએ તથા બાપે નિર્દય બાબીશાહ વિરુદ્ધ કાવતરું કરવાની સંતલસ કરી. વડોદરાના વગદાર સુરેશ્વર દેસાઈ તેમના મિત્ર થતા હોવાથી, પાછળથી તેમની સાથે જોડાયા. પરંતુ વાઘજી પટેલ તેમજ વસોનો દાજી પટેલ રૂસ્તમ-અલીખાન (સુરતનો સુબો)ના તાબામાં હતા. દાજી પટેલની દીકરી અંબાજીના મંદિરે દર્શન કરવા જતી હતી તેવામાં સુજાઇતખાને ( રૂસ્તમઅલી ખાનના ભાઈએ ) તેને પકડી અને ચૌદ દિવસ સુધી પોતાના ઘરમા રાખી અને તેની લાજ લૂંટી. આ અપમાનના અને જુલમના પરિણામે ચારે દેસાઈઓએ (પટેલોએ) ગાયકવાડને બોલાવીને મુસલમાનોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો અને

બીલીમોરા નજીક દેવધી ઉનાઈની જાત્રાએ જવાનો ઢોંગ કરીને ખાનગી રીતે ગાયકવાડને મળવાની તજવીજ તેમણે કરી. ત્યાં તેમણે ચડાઈની યોજના ઘડી કાઢી. "

આ લોકકથામાં કદાચ કેટલીક અતિશયોક્તિ હશે તોપણ એટલી વાત તો ખરી કે ૧૭૨૪ માં તથા તે પહેલાં પિલાજીરાવ નર્મદા ઓળંગી કરનાળી ગયો ત્યારે પાદરા, છાણી અને ભાયલીના દેસાઈઓ કે પટેલો તેને મળ્યા હતા તથા દલા દેસાઈએ તો છેક મહી નદી સુધી હુમલા લઈ જવામાં જે સારી મદદ કરી હતી તે માટે આવાં સંગીન કારણો જ હોઈ શકે. ગમે તેમ હો, હિન્દુ પ્રજાની બહેન દીકરીની આબરૂ પર હાથ નાખવાના સફળ અથવા નિષ્ફળ પ્રયત્નો તથા બીજા જુલમના પરિણામે ગુજરાતમાંથી મુસ્લિમ સત્તાને હાંકી કાઢવાના કામમાં ગાયકવાડ રાજવંશને સ્થાનિક પ્રજાનો સુંદર સાથ મળ્યો હતો એમાં કાંઈ શક નથી.

ગાયકવાડ તથા બાંડે બન્ને સેનાપતિ દાભાડેના તાબામાં હતા. તેમણે સેનાપતિ સાથે રહીને ગુજરાત અઠ્ઠાવીશીમાં પોતાનો અમલ બેસાડ્યો તથા રાજપીપળાના રાજ્યકર્તાને અનુકૂળ કરી લઈ ગુજરાતમાં ઠીક લાગવગ જમાવી. બાંડે તથા ગાયકવાડ બન્ને શૂરવીર છતાં પિલાજીરાવ પરાક્રમમાં ચઢિયાતો હોવાથી સેનાપતિ દાભાડેએ બાંડે પિલાજીરાવના તાબામાં રહે એવો હુકમ કર્યો અને આમ બાંડેને બદલે ગાયકવાડ રાજવંશનું સ્થાન ગુજરાતમાં એપ્યું હરી વડોદરા રાજ્યની સ્થાપના કરવાનું માન પિલાજીરાવને મળ્યું.

## વડોદરા લેવાયું

પાટણના મુસલમાન નવાબની વડોદરામાં જુદી રહેતી બેગમ બાડનીસી તે વખતે વડોદરામાં કારભાર ચલાવતી હતી. તેના કૃપા-

પાત્ર એક સુથારે લાડબીબીના કારભારી સુરેશ્વર દેસાઈની પુત્રવધૂને જ પકડી જતાં સુરેશ્વર દેસાઈએ લાડબીબી જેવી દુર્વર્તની બેગમની સત્તાનો નાશ કરવાનો નિશ્ચય કરી પિલાજીરાવને વડોદરા શહેર ઉપર સ્વારી કરવા બોલાવ્યો અને મદદ કરવાનું આશ્વાસન આપ્યું, અને તેને લીધે પિલાજીરાવે વડોદરા શહેર પર હુમલો કરી તે જીતી લીધું.

## પેશવા-સેનાપતિ વિગ્રહ

દાભાડે તથા તેના નાયબ પિલાજીરાવ નિજામના પ્રતિનિધિના મદદગાર હોવાથી તેમણે ગુજરાતમાં મુલકગીરી કરી દિલ્લીના બાદશાહના પ્રતિનિધિ ગુજરાતના સૂબા સરબુલંદખાનને ખૂબ હેરાન કર્યો. પણ બાદશાહ તરફથી તેને મદદ મળી શકી નહીં તેથી તેણે પોતાના પ્રતિસ્પર્ધી નિજામ ઉલમુલ્કના પ્રતિનિધિ તથા તેના મદદગારો સામે મદદ આપવાના બદલામાં શાહૂ છત્રપતિ તથા તેના મુખ્ય પ્રધાન બાજીરાવ પેશવાને ગુજરાતની ચોથ તથા સરદેશમુખી આપવાનું કબૂલ્યું. આ ગોઠવણને લીધે નિજામને અંદરખાને મદદ કરવાનું માંડી વાળી મોગલ સૂબાના પ્રદેશમાં મુલકગીરી બંધ પાડવાનો દાભાડે પર પ્રસંગ આવતો હતો, ગુજરાતમાં દાભાડેની જે નિરંકુશ સત્તા હતી તે પર અંકુશ મુકાતો હતો તથા પેશવાને ગુજરાતના કારભારમાં વચ્ચે પડવાની સત્તા મળતી હતી. તેથી દાભાડે નારાજ થયો અને તેણે પેશવાએ કરેલી ગોઠવણ પ્રમાણે વર્તવા ના પાડી અને આ બાબત પેશવા તથા દાભાડે વચ્ચે સલુકાઈથી નિવેડો થાય એવી શાહૂ છત્રપતિની ઇચ્છા છતાં નિરુપાયે બાજીરાવ (૧ લા) પેશવાને ડભોઈ નજીક ભીલુપુર મુકામે સેનાપતિ સાથે લડવું પડ્યું અને તેમાં સેનાપતિ ત્રિંબકરાવ દાભાડેની ૧૭૩૧ ના એપ્રિલમાં હાર થઈ તે મરાયો અને તેનો નાયબ પિલાજીરાવ

ગાયકવાડ યુદ્ધમાં અનેક પરાક્રમ કરી જીવ લઈ નાસી છૂટ્યો તથા સોનગઢ પહોંચ્યો.

## સેનાખાસખેલ

ત્રિંબકરાવ દાભાડે માર્યો જતાં શાહૂ મહારાજે આ આંતરયુદ્ધને લીધે બાજીરાવ પર નારાજ થઈ ત્રિંબકરાવની જગો તેના સગીર પુત્ર યશવંતરાવને આપી અને તેના મુતાલિક ( ડેપ્યુટી ) તરીકે પિલાજીરાવ ગાયકવાડને ' સેનાખાસખેલ 'ની પદવી સાથે નીમ્યો. ત્રિંબકરાવ દાભાડેના મરણ પછી ગુજરાતમાંથી એ કુટુંબનું નામ અદશ્ય થવા માંડ્યું અને ' ગાયકવાડ ' રાજવંશ પ્રમુખપણે પ્રકાશમાં આવ્યો. દાભાડે કુટુંબમાં ભીલપુરની લડાઈ પછી કોઈ કર્તૃત્વવાન પુરુષ પાક્યો નહિ તેથી ગાયકવાડ રાજવંશ ગુજરાતમાં બિનહરીફ રહ્યો, પણ દાભાડે સેનાપતિના પક્ષકાર તરીકે પેશ્વા સાથે અણબનાવનો વારસો તેમને મળ્યો.

## પિલાજીરાવના છેલ્લા દિવસો

ગુજરાતના મોગલ સૂબા સરબુલન્દખાન સાથે પેશ્વાએ કરેલા કોલકરારમાં સમાવેશ ન થતો હોય એવા પ્રદેશમાંથી ઉઘરાવેલી ચોથનો હિસાબ છત્રપતિ વતી પેશ્વાને પિલાજીરાવે સેનાપતિ દાભાડે વતી આપવાનો હતો તથા વસૂલ કરેલા મહેસૂલમાંથી અર્ધો ભાગ પેશ્વા મારફત શાહૂ મહારાજને આપવાનો હતો, અને આખા ગુજરાતમાં અગાઉ સામ્રાજ્ય તરફથી ચોથ તથા સરદેશમુખી ઉઘરાવવાનું કામ વ્યવસ્થિત રીતે કરવાનું હતું. ગુજરાતના સૂબા સરબુલંદખાને પેશ્વા સાથે કરેલા કોલકરાર દિલ્હીના બાદશાહે નામંજૂર કરી જોધપુરના મહારાજા અભયસિંહની તેની જગોએ નિમણૂક કરતા પિલાજીરાવે તેના પર ચડાઈ કરી

ને ગુજરાતની પ્રજાની મદદથી તેને હરાવ્યો; તેથી અભયસિંહે દગો કરી મારા પાસે ડાકોરમાં ૧૭૩૨ માં તેનું ખૂન કરાવ્યું: મરણતોલ ઘાયલ થયા છતાં પિલાજીરાવને સાવલી લઈ જવામાં આવ્યો અને ત્યાં તેનું મરણ થતાં શબને અગ્નિદાહ દેવામાં આવ્યો. તેની છત્રી ( સમાધિ ) સાવલીમાં છે.

## દમાજીરાવ ૨ જાનાં પરાક્રમ

પિલાજીરાવ પછી તેનો પુત્ર દમાજીરાવ ( ૨ જો ) તેની જગોએ આવ્યો. શરૂઆતમાં અભયસિંહના સેનાપતિ ઘોકળસિંહે મરાઠાઓ પાસેથી વડોદરા શહેર તથા કિલ્લો જીતી લઈ શેરખાન બાબીને સોપ્યો અને મરાઠાઓને ડભોઈ ખસી જઈ સ્થિર થવું પડ્યું. દમાજીરાવે કરનાળી જઈ રાજપીપળાના પ્રદેશમાં રહેતા ભીલ તથા કોળીઓની મદદ મેળવી બાપના ખૂનનું વેર લેવા તૈયારી કરી અને પાદરાના દેસાઈએ ભીલ–કોળીને ઉશ્કેરી મોગલો સામે તોફાન કરાવ્યાં. દમાજીરાવે મર્હુમ સેનાપતિ ત્રિંબકરાવની વિધવા ઉમાબાઈની મદદ મેળવી તથા સોનગઢમાં લશ્કર ભેગું કર્યું અને ૧૭૩૪ માં વડોદરા શેરખાન બાબી પાસેથી જીતી લીધું ત્યારથી વડોદરા શહેર ગાયકવાડ રાજવંશ પાસે જ રહ્યું છે.

દમાજીરાવે ગુજરાતમાં અનેક પરાક્રમો કરી સત્તા જમાવી, તથા સૂબા મોમીનખાનને અભયસિંહ વિરુદ્ધ મદદ કરી અમદાવાદ શહેરનો અર્ધો ભાગ તથા વિરમગામ જિલ્લાના ઉત્પન્નમાં હિસ્સો મેળવ્યો.

## પેશવાના હાથે બીજી હાર

૧૭૪૯ માં શાહૂ છત્રપતિ ગુજરી ગયા પછી રામરાજાને ગાદી મળી, પણ શાહૂ ગુજરતાં પહેલાં બાળાજી બાજીરાવ ઉર્ફે નાનાસાહેબ પેશવાએ પેશવાઈને વંશપરંપરા શાહૂ પાસે લખાવી લીધી. આથી છત્ર-

પતિની સત્તા નામની રહી અને મરાઠા રાષ્ટ્રનો મુખી તરીકે પેશવા થયો. રામરાજાને પેશવાની તાબેદારીમાંથી છોડાવવા તેની મા તારાબાઈએ સતારાની ગાદીના વફાદાર સેવક તરીકે પેશવા સામે મદદ કરવા દમાજીરાવને વિનતિ કરી. તેથી તારાબાઈના હુકમને માન આપી દમાજીરાવ તેની મદદે સોનગઢથી નીકળ્યો. રસ્તામાં તેનો સામનો કરવા પેશવાએ મોકલેલી ફોજને તેણે લડાઈમાં હરાવી, પણ બીજી લડાઈમાં તેને પાછા હઠવું પડયું તથા વધુ લશ્કરી મદદની રાહ જોવી પડી. દરમ્યાન અગાડી તથા પછાડી પેશવાનાં બે લશ્કરો વચ્ચે સપડાઈ જવાનો પ્રસંગ આવતા પેશવા સાથે સુલેહ માટે તેણે વાટાઘાટ શરૂ કરી, પણ પેશવાએ તેમાં સંમતિ આપવાનો દેખાવ કરી મળવા બોલાવી દગાથી દમાજીરાવની ધરપકડ કરી તથા ગાયકવાડના લશ્કરની છાવણી લૂંટી. આમ દમાજીરાવ તથા તેનો કારભારી કેદ પકડાયા, પણ કેદારજી ગાયકવાડે ગાયકવાડનો વાવટો ફરકતો રાખ્યો અને કારભારી નાસી છૂટી પૂને થઈ સોનગઢ જઈ કેદારજીને મળ્યો. કારભારી નાસી જવાથી દમાજીરાવને પેશવાએ બેડીઓ પહેરાવી વધુ સખ્ત કેદમાં રાખ્યો. આમ પેશવા સાથે અથડામણમાં આવતાં ગાયકવાડની ભીલપુર પછી આ બીજી વખતે હાર થઈ. પેશવાએ ગાયકવાડના પક્ષકારોનું જોર જોઈ દમાજીરાવ સાથે સુલેહ કરવાનું ઠરાવી દમાજીરાવને કહેવરાવ્યું કે ગુજરાતમાંનો સેનાપતિનો નીમે હિસ્સો તમે અમને સોંપો તથા અમારી ઇચ્છા પ્રમાણે ચાલો તો તમને અમે નીમે ગુજરાત તથા 'સેના ખાસખેલ'ના ઇલકાબ માટે રાજસનદ કરી આપીએ. આ માગણી દમાજીરાવે સ્વીકારતાં ૧૭૫૨-૫૩ માં સુલેહના કરાર થયા, તે મુજબ પેશવા અને ગાયકવાડે એકસંપ રહી કાઠિયાવાડમાંથી મુસલમાનોને હાંકી કાઢવા તથા ખંડણીમાં નીમે હિસ્સો ગાયકવાડને મળે એમ ઠર્યું.

આમ પેશવા સાથે સમાધાન થતાં દમાજીરાવે તથા પેશવાએ

મુસલમાનો વિરુદ્ધ અનેક લડાઈઓ કરી જીત મેળવી પણ પાણિપતની છેલ્લી લડાઈમાં મરાઠાઓની ૧૭૬૧ માં અહમદશાહ અબ્દાલીના હાથે મોટી હાર થઈ અને દમાજીરાવ નાસી છૂટયો. તેણે ગુજરાતમાં આવી ઇડર, રાજપીપળા વગેરે સંસ્થાનો પર ચડાઈ કરી અને તેણે તથા પેશવાએ ભેગા મળી જીત મેળવી.

## સેનાખાસખેલની પદવી મળી

પાણિપતની લડાઈમાં મળેલી ભયંકર હારને લીધે દુઃખી થઈ પેશવા બાળાજી બાજીરાવ મરી ગયો. તેની જગોએ તેનો પુત્ર માધવરાવ પેશવા થયો. તેણે ફરીથી મરાઠા સત્તા ઉત્તર હિન્દુસ્તાનમાં સર્વોપરી બનાવી. નિજામને રાક્ષસભુવનની લડાઈમાં મરાઠાઓએ હરાવ્યા, અને તેમાં દમાજીરાવે બતાવેલી બહાદુરી માટે તેને ' સેનાખાસખેલ 'ની પદવી તથા પોશાક ૧૭૬૩ માં સતારાના છત્રપતિ તરફથી મળ્યાં, તથા ઉત્તર ગુજરાતમાં પાટણ, વિજાપુર, સામી, મુંજપુર, વડનગર, વિસનગર, સિદ્ધપુર, ખેરાળુ તથા રાધનપુર પરગણાં પેશવાએ ગાયકવાડને ફોજના સરંજામ માટે આપ્યાં.

## હિન્દુ સત્તા નીચે યાત્રાસ્થળો આણ્યાં

ગાયકવાડ રાજવંશે ગુજરાત-કાઠિયાવાડમાં મરાઠી સત્તા સ્થાપી તે નીતિમાં ત્રીજા પેશવા બાલાજી બાજીરાવની નીતિનું અનુકરણ હતું. તે પેશવાને હિન્દુસમાજને ઉપયોગી સર્વ યાત્રાસ્થળો મરાઠી સત્તા નીચે આણવા હતા તે મુજબ ગાયકવાડોએ ગુજરાતમાં રેવાકાંઠો, સિદ્ધપુર, ડાકોર વગેરે તથા કાઠિયાવાડમાં દ્વારકાં, પ્રભાસ પાસે આવેલો પ્રદેશ વગેરે પોતાની સત્તા નીચે લીધાં.

## પેશવા સામે અણગમો

દમાજીરાવને પેશવાએ ફસાવીને કેદ કરીને જે કડક કરાર

૧૭૫૨–૫૪ માં કરાવી લીધા હતા તેને લીધે તેના મનમાં પેશવા તરફ અણગમો રહેતો હતો અને તેથી તે માધવરાવ પેશવાના કાકા -રઘુનાથરાવ અથવા રાઘોબાદાદા ( પેશવા બાજીરાવ ૧ લાના દ્વિતીય પુત્ર ) ના પક્ષમાં જોડાયો અને રઘુનાથરાવ તથા માધવરાવ વચ્ચે વેર બંધાતાં માધવરાવે રઘુનાથરાવ ઉપર સ્વારી કરી અને ૧૭૬૮ માં તેને ધોડપ ગામે હરાવ્યો અને રઘુનાથરાવની મદદે આવેલા દમાજીરાવના પુત્ર ગોવિન્દરાવને યુદ્ધકેદી બનાવ્યો. આ પરાજયને લીધે -દમાજીરાવને પડેલી ખંડણી ઉપરાંત, પેશવાના શત્રુ રઘુનાથરાવ સાથે મળી જવાના કૃત્ય માટે ૨૩ લાખ રૂપિયા દંડ થયો તે તથા વધુ ખંડણી પેશવાને આપવી પડી. ત્યાર બાદ દમાજીરાવ થોડા વખતમાં એ જ સાલમાં ૬૯ વર્ષની ઉંમરે ગુજરી ગયો. આમ વડોદરા રાજ્યની સ્થાપના કરવામાં દમાજીરાવે પ્રમુખપણે ફાળો આપ્યો હતો -અને તેના વખતથી વડોદરા રાજ્યની મરાઠા સંઘના એક મહત્ત્વના -સંસ્થાન તરીકે ગણતરી થવા માંડી.

## ચરિત્રનાયકના પૂર્વજ

આપણા ચરિત્રનાયક કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ (૩જા) -મહારાજ ગાયકવાડના પૂર્વજ પ્રતાપરાવ આ દમાજીરાવના નાના ભાઈ થતા હતા. પાણિપતની લડાઈમાં તે યુદ્ધગીરદીમાં અદૃશ્ય થઈ જતાં દમાજીરાવે તેની ઘણી શોધ કરી પણ પત્તો લાગ્યો નહિ. દમાજીરાવ જીવતાં તેને ઇનામ મળેલાં નવાપુર પરગણાનાં ૪૬ ગામોનું ઉત્પન્ન આ પ્રતાપરાવના પુત્ર કાનોજીરાવ તથા જાવજી-રાવને મળતું હતું તથા એ ખર્ચમાંથી તેઓ એક પાગા પણ રાખતા હતા. દમાજીરાવના મૃત્યુ પછી પેશવાએ આ ગામો પોતાની તરફ લઈ લીધાં અને બદલામાં વાજપુર પરગણું દમાજીરાવના પુત્રને આપ્યું અને આમ ગાયકવાડ ઘરાણાની ખાનદેશમાં વસતી

પ્રતાપરાવના વંશજોની શાખાને ગુજરાતમાંથી ઉત્પન્ન આવતું બંધ પડયું ને તેને સામાન્ય ખેડૂતનું જીવન ગાળવું પડયું. ત્યાર પછી કેટલેક વર્ષે પ્રતાપરાવના વંશજોએ કવલાણા ગામની પટલાઇ ખરીદી લીધી ને ત્યાં રહેવા માંડયું.

## ગાયકવાડનું નૌકાદળ

૧૭૨૦ થી ૧૭૬૮ સુધીના પ્રગટ થએલા મુંબઈ સરકારના અંગ્રેજી પત્રવ્યવહાર ઉપરથી જણાય છે કે દમાજીરાવ પાસે નૌકાદળ પણ હતું, અને તેની મદદથી તે વેપાગી વહાણોનું ચાંચિયાઓથી રક્ષણ કરતો, અને કંપની સરકારના રક્ષણ નીચે વેપાર કરતા વહાણોને હેરાન ન કરવા તેણે પોતાના યુદ્ધજહાજોના કપ્તાનોને ફરમાવ્યું પણ હતું. તેના વખતમાં ગાયકવાડની ગાદી સોનગઢથી પાટણ આવી હતી તથા ત્યા જ તે ગુજરી ગયો હતો.

## સયાજીરાવ ૧ લો

દમાજીરાવની પહેલી પત્નીનો પુત્ર ગોવિન્દરાવ હતો, પરંતુ તેની બીજી પત્નીનો પુત્ર સયાજીરાવ ગોવિન્દરાવથી મોટો હતો અને સયાજીરાવ ભોળો હોવાથી તેનુ હિત તેનો ભાઈ ફતેહસિંહરાવ જોતો. દમાજીરાવ ગુજરી જતા તેની જગોએ ગોવિન્દરાવ આવે કે સયાજીરાવ આવે એવો પ્રશ્ન ઉપસ્થિત થયો. શરૂઆતમા ગોવિન્દરાવે મોટી રકમનું નજરાણું આપવાનું કબૂલ રાખતા પેશવાએ તેને 'સેનાખાસખેલ'ની પદવી સાથે વડોદરા રાજ્યના સાસ્થાનિક તરીકે કબૂલ રાખ્યો, પણ ગોવિન્દરાવ તે વખતે પૂનામાં પેશવાની નજરકેદમાં હોવાથી સયાજીરાવના ભાઈ ફતેહસિંહરાવે વડોદરા શહેર કબજે કર્યું અને છોડયું નહિ. ફતેહસિંહરાવે ગુજરાતમાં પોતાનો પક્ષ મજબૂત કર્યા પછી ૧૭૭૨ માં પૂને જઈ સયાજીરાવનો દાવો રજૂ કર્યો અને સુપ્રસિદ્ધ

ન્યાયાધીશ રામશાસ્ત્રી પ્રમુખે સયાજીરાવના લાભમાં નિર્ણય આપ્યો અને તેથી પેશવાએ તેને 'સેનાખાસખેલ 'નો ખિતાબ આપી તેની વતી રાજ્ય ચલાવવા ફતેહસિંહરાવને મુતાલિક નીમ્યો. ફતેહસિંહરાવે ગોવિન્દરાવ કરતાં પણ વધારે નજરાણું વગેરે આપ્યું. ૧૭૭૨ માં ફતેહસિંહ તથા ગોવિન્દરાવ વચ્ચે લડાઈ થતાં રાઘોબાદાદાએ ગોવિન્દરાવનો પક્ષ લીધો. આ વખતે પિલાજીરાવનો નાનો ભાઈ કડીનો જાગીરદાર ખંડેરાવ વારાફરતી દરેક ભાઈને પોતાના સ્વાર્થ પ્રમાણે મદદ કરતો હતો.

## કંપનીસરકારના સંપર્કમાં

ફતેહસિંહરાવે ૧૭૭૨ માં પેશવા તથા ગોવિન્દરાવ સામે જરૂર પડે મદદ મેળવવા મુંબઈ સરકારને કેટલીક શરતો સાથે વિનંતિ કરી હતી. પણ તે તે વખતે સ્વીકારવામાં આવી ન હતી. મુંબઈ સરકારે પેશવાઈની ગાદી પર હક્ક દર્શાવનાર રાઘોબાદાદાનો પક્ષ ૧૭૭૫ માં લેતાં કર્નલ કીટિંગ ગુજરાતમાં તેને પેશવાના લશ્કર સામે લડવામાં મદદ કરવા માટે ચડી આવ્યો અને એકંદરે નિષ્ફળતા મળી તે વખતે ફતેહસિંહરાવે સશસ્ત્ર તટસ્થતા જાળવી હતી, અને મુંબઈ સરકારે ગાયકવાડ સરકાર સાથે સંધિ કરી રઘુનાથરાવ (રાઘોબાદાદા) ને મદદ કરવા તથા મુંબઈ સરકારને કેટલોક પ્રદેશ આપવા અને તેના બદલામાં ગોવિન્દરાવને રઘોબાએ દક્ષિણમાં જિવાઈ માટે જાગીર આપવાની કબૂલત ફતેહસિંહરાવ પાસે લીધી હતી. પરંતુ આ કોલકરાર કલકત્તાની વડી સરકારે અન્યાયી તથા જોખમકારક ગણી નામંજૂર કર્યો.

ત્યાર બાદ થોડાં વર્ષ પછી પેશવા તથા અંગ્રેજ વચ્ચે ભંગાણ પડી યુદ્ધ શરૂ થતાં ૧૭૮૦ ની શરૂઆતમાં જનરલ ગોડાર્ડે ફતેહસિંહરાવ સાથે પરસ્પર રક્ષણાત્મક તથા આક્રમણકારી સંધિ

કરી. તે મુજબ પેશવાના ગુજરાતમાં આવેલા પ્રદેશની ગાયકવાડ તથા મુંબઈ સરકાર વચ્ચે વહેંચણી થઈ તથા બ્રિટિશ લશ્કરને ૩૦૦૦ ઘોડેસ્વાર લશ્કર મદદમાં આપવાની શરતે પેશવાને ગાયકવાડે આપવાની ખંડણી માફ થઈ. પહેલા મરાઠા વિગ્રહમાં મરાઠા રાજ્યસંઘ અંગ્રેજો કરતાં વધારે બળવાન પુરવાર થયો હતો. ૧૭૮૨ માં સાલબાઈના કરારથી એ વિગ્રહનો અંત આવ્યો. તે પ્રમાણે પેશવાના ભાગની વહેંચણી વગેરે સંબંધી ફતેહસિંહરાવ સાથે થયેલાં કોલ-કરાર રદ થયા અને પેશવાને ગુજરાતમાંનો હિસ્સો પાછો મળ્યો. યુદ્ધ પહેલાં પેશવા તથા ફતેહસિંહરાવ વચ્ચે જે સંબંધ હતો તે ફરી સ્થાપિત થયો. પરિણામે ગાયકવાડ પૂના સરકારને પ્રથમ જે ખંડણી ભરતા તે ભરવાનું અને જૂની ફરજો બજાવવાનું ચાલુ રહ્યું. પેશવા સરકાર વડોદરા રાજ્યના ભાગલા ન પાડે તે માટે કંપની સરકારે બાંયધરી આપી હતી. સરકારવાડાના મેડાપરથી પડી જવાથી ફતેહસિંહરાવ (૧ લો) ૧૭૮૯ ના ડિસેમ્બરમાં ગુજરી ગયો.

## ઇસ્માઈલ બેગનો ભય

ફતેહસિંહરાવ ગુજરી જતાં દમાજીરાવની ત્રીજી પત્નીથી થયેલા એક પુત્ર માનાજીરાવે પેશવાને નજરાણું આપી સયાજીરાવના મુતાલિક (ડેપ્યુટી) ની જગો મેળવી. તેના વખતમાં મારવાડ (જોધપુર) નો સેનાપતિ ઇસ્માઈલ બેગ મોટું લશ્કર લઈ પાટણ પરગણાની ઉત્તરે ચડી આવ્યો અને તે વડોદરા રાજ્યના ઉત્તર પ્રાંતને હેરાન કરશે એવી ધાસ્તી ઉત્પન્ન થઈ. બીજી તરફ પેશવા તરફથી પૂનાના કારભારીઓ નજરાણાની રકમ માટે તગાદો કરતા હતા, તેથી માનાજીરાવ ચિન્તાગ્રસ્ત રહેતો હતો. તે ૧૭૯૩ ના જુલાઈની તા. ૨૧ મીએ ગુજરી ગયો. માનાજીરાવના મૃત્યુ પહેલાં સયાજીરાવ ૧ લો પણ ૧૭૯૨ માં ગુજરી ગયો હતો, ને તેની જગોએ

મુતાલિક માનાજીરાવ આવી ૧૭૯૩ ના જુલાઈમાં તે ગુજરી ગયો ત્યાં સુધી તે સંસ્થાનાધિપતિ રહ્યો.

## ગોવિન્દરાવ ગાયકવાડ

માનાજીરાવના મૃત્યુ પછી ગોવિન્દરાવ ગાયકવાડ બિનહરીફ રહ્યા છતાં નાના ફડનવીસની પૂના સરકારે તેની પાસેથી ભારે નજરાણું તથા ખંડણીની બાકી માટે મોટી રકમ આપવાની કબૂલત લીધી. ગોવિન્દરાવની ગેરહાજરી દરમ્યાન તેના પુત્ર કાન્હોજીએ વડોદરા રાજ્યનો બંદોબસ્ત રાખ્યો. પેશવા સરકાર વડોદરા રાજ્યના ભાગલા પાડવા ઇચ્છતી હતી પરંતુ ૧૭૮૨ ના સાલપીના કોલકરાર પ્રમાણે અંગ્રેજ સરકારે વડોદરા રાજ્યના ભાગલા ન પડે તે માટે બાંયધરી આપેલી હોવાથી પેશવાની ભાગલા પાડવાની ઇચ્છા અંગ્રેજોએ પાર પડવા દીધી નહિ અને રાજ્યની અખંડતા જાળવવાની ફરજ પડી. ગોવિન્દરાવના વખતમાં ૧૮૦૦ માં સુરતની હકૂમત અંગ્રેજોના હાથમાં આવી અને ગાયકવાડનો સુરત શહેરના ઉત્પન્નમાંથી ચોથ ઉઘરાવવાનો હક્ક ગોવિન્દરાવે જતો કર્યો. તે ઉપરાંત પેશવાની મંજૂરીની શરતે સુરતની આસપાસનો પ્રદેશ અંગ્રેજોને આપ્યો. પેશવાના અમદાવાદમાં રહેલા પ્રતિનિધિ આબા શેલુકર સામે લડવા તેણે મદદ માગી પણ તે આપવાનું અંગ્રેજોએ ટાળ્યું; તો પણ આબા શેલુકરને ગોવિન્દરાવનું લશ્કર હરાવી શક્યું અને તેને કેદ કર્યો. આબા શેલુકર એ નાના ફડનવીસનો માણસ હોવાથી ગોવિન્દરાવને તેના પર હુમલો કરવા બાજીરાવ (રજા) પેશવાએ ઉશ્કેરણી કરી હતી. ગોવિન્દરાવે આબા શેલુકરનો કાંટો દૂર કરતાં પેશવાએ ગાયકવાડ સરકારને પેશવાના ગુજરાતના હિસ્સાનું ઉત્પન્ન ઉઘરાવવાનો ઇજારો રૂપિયા પાંચ લાખમાં આપી અમદાવાદમાં પેશવા વતી પ્રતિનિધિ તરીકે હકૂમત સોંપી. ગોવિન્દરાવ ૧૮૦૦ ના સપ્ટેમ્બરમાં ગુજરી ગયો.

## આનંદરાવ ગાયકવાડ

તેની પછી તેનો પુત્ર આનંદરાવ ગાયકવાડ ગાદી પર આવ્યો. ગોવિન્દરાવનો અનૌરસ પુત્ર કાન્હોજીરાવ તે વખતે કેદમાં હતો. તેણે પોતાના ઉપર ચોકી કરનાર સીપાઈઓને લાંચ આપી છૂટા થઈ સરકારવાડામાં આનંદરાવ પાસે હાજર થઈ રાજ્યસત્તા કબજે કરી, અને આનંદરાવને કાન્હોજીરાવની ઇચ્છા પ્રમાણે વર્તવું પડયું. કાન્હોજીરાવના વર્તનથી કંટાળી તેને દૂર કરવા રાવજી આપ્પાજી તથા બીજા મળતિયાઓએ મળી યોજના તૈયાર કરી ને અમલમાં મૂકી અને તેમણે કાન્હોજીરાવને પકડીને કેદમાં પૂર્યો.

કાન્હોજીરાવની આ ગજરાબાઈને રાવજી આપ્પાજીનું વર્ચસ્વ ન ગમ્યું ને તેણે દમાજીરાવના પુત્ર ખંડેરાવના પુત્ર મલ્હારરાવને આનંદરાવના મુતાલિક તરીકે રાજ્ય ચલાવવા વડોદરે બોલાવ્યો. મલ્હારરાવ તે વખતે કડીનો જાગીરદાર હતો. કાન્હોજીરાવ પણ ફરીથી કેદમાંથી નાસી ગયો અને મલ્હારરાવને મળ્યો. આથી રાવજી આપ્પાજી ગભરાયો. તેણે મુંબઈ સરકાર સાથે મદદ માટે વાટાઘાટ ચલાવી મલ્હારરાવ અને તેના મિત્રોને કેદ કરવામાં આવે તથા આરબ લશ્કરના વર્ચસ્વમાંથી આનંદરાવને છોડાવવામાં આવે તો સહાયકારી લશ્કર તરીકે સીપાઈઓની પાંચ 'બેટેલિયન' રાખવાની કબૂલત આપી. મુંબઈ સરકારની મદદથી મલ્હારરાવના પક્ષને હરાવી મલ્હારરાવને મુંબઈ મોકલવામાં આવ્યો અને કાન્હોજીરાવને મદ્રાસ મોકલ્યો. આરબ લશ્કરનો પગાર ચૂકવવા ગાયકવાડની તિજોરીમાં પૈસા નહિ હોવાથી રાજ્ય વતી પૈસા ચૂકવવાનું કામ સામળ પારેખ તથા મંગળ પારેખ કરતા ને તેને લીધે આ શરાફોના કબ્જામાં તે રહેતા. આ પરિસ્થિતિનો અંત આણવા મુંબઈ સરકારે વડોદરા રાજ્યને બાંયધરીથી નાણા ધીરાવી તેમના ચડેલા પગારનો નિકાલ

કરી આરબોના ભાડૂતી લશ્કરના જુલમમાંથી આનંદરાવનો છૂટકારો કર્યો. ૧૮૦૬ થી ૧૮૧૮ સુધી આનંદરાવના ભાઈ ફતેહસિંહરાવે (૨ જા) તેનું ૨૨ વર્ષની ઉંમરે અવસાન થયું ત્યાં સુધી કુશળતાથી રીજન્ટ તરીકે કારભાર ચલાવ્યો હતો.

## બ્રિટિશ સત્તા સાથે સંધિ

થયેલા જુદા જુદા કરાર એકત્ર કરી ૧૮૦૫ ના એપ્રિલની ૨૧મી તારીખે અરસપરસ રક્ષણ માટે ગાયકવાડ તથા અંગ્રેજ વચ્ચે રીતસર સંધિ કરવામાં આવી, અને પેશવા તથા ગાયકવાડ વચ્ચેના હિસાબનો નિકાલ કરવા ગયેલા ગંગાધર શાસ્ત્રી પટવર્ધનનું ખૂન થયા પછી બ્રિટિશ તથા ગાયકવાડ વચ્ચે કરાર થઈ પેશવા તથા ગાયકવાડ વચ્ચેના સંબંધનો અંત આવ્યો. ૧૮૧૭ માં પેશવા બાજીરાવ ૨ જા સાથે અંગ્રેજોને નવી સંધિ થતાં તેમાં પેશવાએ મગઠા રાજ્યસંઘના વડપણનો ત્યાગ કર્યાનું તથા એ સંઘ વિખેરી નાંખ્યાનું જાહેર થયું; તથા આ સંધિની ૫ મી કલમ મુજબ તેણે આનંદરાવ ગાયકવાડ ઉપરના તમામ રાજકીય તેમ નાણાકીય હક્ક છોડી દીધા અને ગાયકવાડ માત્ર વાર્ષિક ૪ લાખ રૂપિયા આપે તથા પાછલી બાકી કે ભવિષ્ય માટે ગાયકવાડ પર બીજી કાંઈ જવાબદારી ન રહે એમ ઠર્યું. આ સંધિની બીજી કલમોને લીધે પેશવાના ગુજરાતમાંના હિસ્સાનો મોટો ભાગ અંગ્રેજોને મળ્યો હતો, અને અમદાવાદ પરગણાનો ઇજારો ૪॥ લાખમાં કાયમને માટે આનંદરાવને અપાયો હતો. ગાયકવાડ સંસ્થાન સાથે ૧૮૧૭ માં અંગ્રેજોની એક પૂરવણી સંધિ થતાં ૧૮૦૫ ની સંધિથી ઠરેલી સહાયકારક ફોજમાં એક હજાર માણસનો પાયદળમાં વધારો કરવાનું તથા દેશી ઘોડેસ્વાર લશ્કરની બે રેજિમેન્ટ (ટુકડીઓ) રાખવાનું ઠર્યું. તેના ખર્ચ માટે શ્રીમંત સરકારે પેશવાના અમદાવાદ શહેર સૂબાના તાબામાં રહેતા પ્રદેશનો

ગાયકવાડને આપેલો કામમનો ઇજારો સોંપ્યો, અને જુદા જુદા પરગણાની અંગ્રેજ તથા ગાયકવાડ વચ્ચે અરસપરસ અદલાબદલી તથા આપલે થઈ. વળી ગાયકવાડે અંગ્રેજોની મદદે પોતાના તમામ લશ્કરી સાધનો આપવા તથા પોતાના ખર્ચે ૩૦૦૦ ઘોડેસ્વાર લશ્કર જરૂર પડે તેમની મદદે મોકલવા માટે રાખવા કબૂલત આપી. પરરાજ્યો સાથેના યુદ્ધમાં કાંઈ મુલક મળે તો તેમાં ગાયકવાડને શું હિસ્સો આપવો તે વિચારવાની અંગ્રેજોએ પણ કબૂલત આપી. ૧૮૧૮ ના ઑક્ટોબરમાં એક કલમ ઉપરની સંધિમાં ઉમેરાઈ હતી. તે મુજબ અમદાવાદમાં ગાયકવાડની હવેલી સાથે દશક્રોઇ પરગણું, મોતા કસબો, તથા તાડકેશ્વર પરગણું (મોગલાઈના હક્ક સાથે) એ ડભોઈ, બહાદરપુર તથા સાવલીના બદલામાં અંગ્રેજને મળ્યાં. આમ બ્રિટિશ તથા ગાયકવાડ વચ્ચે 'મિત્રતા'નો સબંધ બંધાયો, પેશવાના વર્ચસ્વમાંથી ગાયકવાડની મુક્તિ થઈ, અને પેશવાઈનો ૧૮૧૮ માં અંત આવતાં અંગ્રેજ સરકાર પેશવાની જગોએ આવી પેશવાના ગુજરાતમાંના તમામ હક્ક અંગ્રેજને મળ્યા.

## સમાન દરજ્જાના મિત્ર

વડોદરા રાજ્ય સાથે ૧૮ મા સૈકાના પાછલા ભાગમાં અંગ્રેજ સરકાર અરસપરસ મદદ કરવાના સમાન મિત્રત્વના નાતાથી સંબંધમાં આવ્યા હતા, તથા અંગ્રેજો તથા ગાયકવાડ વચ્ચે કોઈ પણ વખતે યુદ્ધ થયેલું નહિ હોવાથી ગાયકવાડ સરકાર અંગ્રેજ સરકારના 'અણજીતાયેલા મિત્ર' તરીકે ગણાય છે અને આ મિત્રત્વના નાતાને સયાજીરાવ ૨ જા, તથા સયાજીરાવ ૩ જા વળગી રહેતા. તેથી તેઓ બ્રિટિશ સાર્વભૌમ સત્તા સાથે ઘણી વખતે અથડામણમાં આવ્યા હતા, તથા તેમણે પોતાનું સ્વમાન સાચવવા માટે અનેક અગવડો, નુકસાન, તથા દુઃખ સહન કર્યાં હતાં, પણ પોતાનો ટેક મૂકયો ન હતો.

## સયાજીરાવ ૨જા

આનંદરાવ ૧૮૧૯ ના ઑક્ટોબરમાં ગુજરી જતાં થોડા વખતથી ફતેહસિંહરાવ ૨જા પછી રીજન્ટ તરીકે કામ કરતો તેનો નાનો ભાઈ સયાજીરાવ ૨જો ગાદીએ આવ્યો. તેના સ્વભાવ સંબંધે બરોડા સ્ટેટ ગેઝેટીયરના પ્રકરણ ૫ માંના ઇતિહાસ વિભાગના અનુવાદરૂપ 'વડોદરા રાજ્યના ઇતિહાસ'ના પૃ. ૧૬૮ ઉપર જણાવ્યું છે કેઃ—

" સયાજીરાવ અસાધારણ શક્તિવાળા અને પોતાની છાપ સજ્જડ પાડે તેવા તેમજ હેતુ પરત્વે અસાધારણ મક્કમતાવાળા નીવડયા. પારકો વચ્ચે પડીને તેમને કહે તેમ તેઓ કરે, એમ તો હતું જ નહિ. જે લોકો તેમની સામે થાય અથવા તેમની સત્તા નાકબૂલ કરે તેમના ઉપર પૂરેપૂરું વેર લઈ શકે અને તેને લાંબા વખત સુધી ધિક્કારે તેવા તેઓ હતા. તેમને સત્તાનો શોખ હતો; અને પૈસાનો તો એથી પણ વધારે શોખ તેમને હતો. તેમને તેમના પોતાના પ્રધાનોમાં બીલકુલ વિશ્વાસ ન હતો; અને તેમ છતાં કમનસીબે તેઓ તે પ્રધાનોથી દોરવાઈને અનેક પ્રકારના આડાઅવળા માર્ગે વિચરતા હતા. શારીરિક દૃષ્ટિએ જોતાં તેઓ હિંમતવાન ન હતા, અને ખોટો દેખાવ કરવાનો તેમને કુદરતી શોખ હતો; અને તેમ છતાં પણ કોઈ દિશામાં જરા સરખું પણ નમતું નહિ આપવાના તેમજ ખર્ચ ઓછો કરીને ધીમે ધીમે નાણું ભેગું કરવાના પોતાના દૃઢ નિશ્ચયને તેઓ વળગી રહેતા. દિલગીરીની વાત એટલી છે કે, કમનસીબે તેમને પૂરતી કેળવણી અપાઇ ન હતી. તેમને યોગ્ય કેળવણી મળી હોત તો પોતાનું તેમ રાજ્યનું હિત તેઓ વધારે સારી રીતે સમજત અને મુંબઈ સરકારની કેટલીક ભલામણો તેમને ગળે ઉતરત. ઘણું કરીને આગલા બધા ગાયકવાડો

પૈકી તેઓ તરફ પ્રજા સૌથી વધારે માનની લાગણીથી જોતી હતી; કારણ કે પ્રજા તેમની પોતાની સામે થતી હોવાનો વહેમ તેમને પડતો નહિ ત્યાં સુધી તેઓ પ્રજાની સાથે બહુ વિચારશીલ વર્તન રાખતા. તેમનું ખાનગી જીવન અસાધારણ નીતિમત્તાવાળું હતું. તેમની લાંબી કારકીર્દી દરમ્યાન મુંબઈ સરકારની સાથે લગભગ અખંડ લડત ચાલેલી અને તેમને કાંઈક ખમવું પડતું તેની સાથે સમાધાની પણ થતી; પણ કાંઈ ખાસ પરિણામ આવતું નહિ. અંતે ઘણીખરી બાબતોમાં તેમણે પોતાનું ધાર્યું જ કર્યું; જો કે આખરે રાજ્યને તેથી કાંઈક નુકસાન ભોગવવું પડ્યું."

તેના વખતમાં કાઠિયાવાડ તથા મહીકાંઠાના ખંડિયાં રાજ્યોમાં ગાયકવાડ સરકારે ખંડણી ઉઘરાવવા સારુ લશ્કર ન મોકલવા, માત્ર બ્રિટિશ સરકાર મારફત માગણી કરવા અને બ્રિટિશ સત્તાએ વસૂલાતનો ખર્ચ લીધા વગર તે વસૂલ કરી આપવા સંબંધે મુંબઈ સરકાર સાથે કરાર થયો હતો. ૧૮૦૭–૦૮ તથા ૧૮૧૧–૧૨ માં ખંડિયાં રાજ્યો પાસેથી કેટકેટલી ખંડણી લેવી તે સંબંધી થયેલા કાયમના નિકાલ પ્રમાણે આ ખંડણી લેવાની હતી. આ છેલ્લા કરારથી વડોદરા રાજ્યનું છેવટનું સ્વરૂપ નિર્માણ થયું.

સયાજીરાવ ૨જા સંબંધે 'श्री. महाराज सयाजीराव गायकवाड ( तिसरे ) यांचें चरित्र'ના સુપ્રસિદ્ધ લેખક શ્રી. દાજી નાગેશ આપટે પાન ૩૭ ઉપર અભિપ્રાય આપતાં જણાવે છે કેઃ—

" या सयाजीरावांनीं कोणाहि बाहेरच्या इसमावर न विश्वसतां, स्वतंत्र बुद्धिनें आपला कारभार करून व एकसारखीं पंचवीस वर्षे इंग्रजांशीं वाद करून आपल्या संस्थानाची सुव्यवस्था लावून घेतली. सयाजीरावाचा हा पराक्रम अव्वल इंग्रजींत एक अजब बनाव म्हणून इतिहासांत गणला जाईल. दुसऱ्या पिलाजीरावा (दमाजीराव ?) नंतर गायकवाड घराण्यांत

फत्तेसिंहराव हे पराक्रमी पुरुष झाले व त्या नंतरचा पण त्यांच्याहून श्रेष्ठ दर्जाचा या पदाचा मान दुसरे सयाजीराव महाराजांसच मिळूं शकतो."

ભાવાર્થ—" આ સયાજીરાવે કોઈપણ બહારના માણસ પર વિશ્વાસ ન રાખતાં સ્વતંત્ર બુદ્ધિથી પોતાનો કારભાર ચલાવી તથા એકસરખાં ૨૫ વરસ સુધી અંગ્રેજો સાથે વાદ ચલાવીને પોતાના રાજ્યની સુવ્યવસ્થા કરી લીધી. સયાજીરાવનો આ પરાક્રમ અસલ અંગ્રેજી સત્તાના જમાનામાં એક અજાયબીભર્યો બનાવ તરીકે ઇતિહાસમાં ગણાશે. બીજા પિલાજીરાવ (દમાજીરાવ ?) પછી ગાયકવાડ રાજ્યંશમાં ફત્તેસિંહરાવ પરાક્રમી પુરુષ થયા અને તેમની પછી પણ તેમના કરતાં પણ શ્રેષ્ઠ દરજ્જાનું આ પદનું માન બીજા સયાજીરાવ મહારાજને જ મળી શકે છે."

આપણા ચરિત્રનાયક સયાજીરાવ રાજાના પુરોગામી આ મહારાજાએ આમ પોતાના સુવિખ્યાત રાજનીતિજ્ઞ વંશજના કેટલાક ગુણોનો આવિર્ભાવ આ સમયમાં કરી અંગ્રેજોને મૂંઝવી નાખ્યા હતા, તથા તેમની સાથે કેવી રીતે કામ લેવું એ તેમને માટે એક કોયડો જ બન્યો હતો.

## ગણપતરાવ ગાયકવાડ

સયાજીરાવ રાજા ૧૮૪૭ માં ગુજરી જતાં તેનો વડો પુત્ર ગણપતરાવ ગાયકવાડ ગાદી પર આવ્યો. તેણે ૧૮૫૬ સુધી રાજ્ય કર્યું. તેના વખતમાં મુંબઈથી અમદાવાદ સુધી રેલવે આ રાજ્યની હદમાંથી જવા દેવા પરવાનગી અપાઈ તથા રેલવેના નામમાં વડોદરાનું નામ જોડાઈ બી. બી. એન્ડ સી. આય. (બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા) રેલવેની શરૂઆત થઈ. રેલવે હદમાં આવેલી આ રાજ્યની જમીન પર દીવાની ફોજદારી હકૂમત અંગ્રેજોને અપાઈ

એ કહેવાની જરૂર નથી. મિયાંગામથી ડભોઈ સુધી બળદથી ખેંચવાની ટ્રામગાડીનો રસ્તો પણ ગણપતરાવ મહારાજે બંધાવ્યો.

### ખંડેરાવ ગાયકવાડ

ગણપતરાવ નિ:સંતાન ગુજરી જતાં તેમના નાના ભાઈ ખંડેરાવ ગાદી પર આવ્યા; અને તેમના રાજ્યારોહણથી આપણા ચરિત્રનાયકના જીવનની કથાના પૂર્વરંગની ભૂમિકામાં આપણે પ્રવેશ કરીએ છીએ. તેમના સંબંધમાં ઉપરોક્ત "વડોદરા રાજ્યના ઇતિહાસ"ના પૃષ્ઠ ૨૫૫ માં જણાવ્યું છે કે :—

"આ મહારાજની પહેલાં થઈ ગયેલા ભાઈની અને તેમની પછી થનાર મહારાજની સરખામણી કરવા જેવી છે. તેમને થોડુ જ શિક્ષણ મળેલું તો પણ તેમની શક્તિ સાધારણ રીતે સારી હતી. તેમની યાદદાસ્ત પણ જબરી હતી, અને બધું જોઇ શકવાની આવડ પણ તેમનામા હતી. તેમનામાં અજબ શરીરશક્તિ હતી. જોર અજમાવવામાં અને કળાયુક્ત રમતોમાં તેમજ શિકાર કરવામાં તેઓ પોતાની એ શક્તિનો છૂટથી ઉપયોગ કરતા. શિકારને માટે તેમને જે શોખ હતો તેને એક રીતે ગાડપણુ કહી શકાય તેમ હતું. એટલાજ કારણે તેમણે મકરપુરામા રાજમહેલ બધાવેલો. તેઓ ઘણું-ખરૂં એ જ રાજમહેલમાં રહેતા, અને તેની નજીકમાં આવેલાં ભવ્ય કિંમતી અને સુરક્ષિત જંગલોમા હરણનો શિકાર તેઓ વખતો-વખત કરતા. તેમના પિતા જેટલા કામમા રચ્યાપચ્યા રહેતા તેટલા તેઓ કોઇ પણ વખતે રહેતા નહિ તો પણ પોતાની કારકીર્દીની શરૂઆતમાં તેમણે રાજવહીવટમાં સુધારા કરવાની ઇચ્છા દર્શાવેલી. તેથી કરીને કેટલાક લાભદાયક ફેરફારો થયા તેમજ એથી પણ વધારે મહત્વના ફેરફારોને માટે માર્ગદર્શન થયું. × × × ખંડેરાવ મહારાજને ઝવેરાતનો, રમતગમતોનો અને મકાનોનો બહુ શોખ;

હતો; અને એ મોજશોખને પૂરા પાડવામાં તેમણે હદપારનો ખર્ચ કર્યો હતો. તેના પરિણામમાં ઉપયોગી લોકોપકારક કામોને માટે પૈસા ખર્ચવાના તેમની પાસે રહ્યા ન હતા. તેમણે પોતાની પ્રજા પર કરનું ભારણ નાખ્યું. રૂના ભાવ ગગડતાંની સાથે એ કર અસહ્ય થઈ પડયા અને દેશમાં એકાએક ફેલાતી અખૂટ ભંડારની રેલછેપ ચાલી રહેલી તે પણ એટલીજ ઝડપથી બંધ પડી ગઈ. તેમની બેપરવાઈનો એક દાખલો નોંધવા જેવો છે. વડોદરામાં પીવાને માટે સારૂં પાણી મળી શકે તેટલા માટે ૩૬ લાખ રૂપિયાના ખર્ચે નર્મદાથી વડોદરા સુધી જળમાર્ગ બંધાવવા ( નળ નખાવવા ) મહારાજાએ ઇજારો આપેલો તેના ખબર ૧૮૬૭માં રેસિડન્ટે આપ્યા. બીજેજ વર્ષે રેસિડન્ટને દિલગીરી સાથે માલુમ પડયું કે, એ યોજના અશક્ય ગણી છોડી દેવામાં આવી છે, અને ભેગો થયેલો પૈસો વેડફાઈ ગયો છે, કુટુંબના ઝવેરાતમાં કેટલુંક મનોહર ઝવેરાત ઉમેરવામાં આવ્યું, ચાંદીની બે તોપો બનાવવામાં આવી, રાજમહેલ બંધાવવામાં આવ્યો, ભારે ભભકા સાથે બગડમાં રમતો થવા લાગી. અચંબો પમાડે તેવી વિચિત્ર રીતે કબુતરના રીતસર લગ્ન કરવામાં આવતાં; પણ લોકોના ભલા માટે લગભગ કાંઇજ થતું નહિ. તેમ છતાં પણ પ્રજા ખંડેરાવ મહારાજાને મમતા સાથે સંભારે છે. બોરીત્ય "ગાજા હાલ"ની માફક તેમની ઉદ્ધત પણ નિખાલસ રીતભાત, તેમની મર્દાનગી, તેમનો ભભકો આજે સૌ કોઇ આનંદથી સંભારે છે. તેમને એકાએક ધૂન ચડી આવતી તેને આજે પણ બીતાં બીતા સંભારવામાં આવે છે; જો કે, તેમને ક્રૂરતાની ટેવ પડી ગયેલી નહિ."

## દત્તક લેવા સનદ મળી

૧૮૫૭ મા ફાટી નીકળેલા સીપાઈઓના બળવા વખતે ખંડેરાવ મહારાજે બ્રિટિશ સરકારને સારી મદદ કરી હતી તેમ ઓખા-



H. H. the Maharaja Khanderao Gaekwar (1856-1870)

શ્રી. મહારાજા ખંડેરાવ ગાયકવાડ

મંડળમાં વાઘેરોએ બંડ કરતાં તે શમાવવામાં અંગ્રેજોએ સારી મદદ કરી હતી. ખંડેરાવ ગાયકવાડે કરેલી મદદ ધ્યાનમાં લઈ અંગ્રેજ સરકારે તેમને આપવી પડતી ૩ લાખ ખંડણી માફ કરી તથા ઔરસ સંતતિના અભાવે દત્તક લેવાની સનદ ખંડેરાવને ૧૮૬૨ માં આપવામાં આવી, તેમજ ગોર્યલાનું દરબારી નિશાન પણ ભેટ આપવામાં આવ્યું તથા ' શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ ' એ નામથી સનદમાં સ્પષ્ટ ઉલ્લેખ થયો. તે સિવાય તેમને ' જી. સી. એસ. આઈ 'નો ઇલ્કાબ મળ્યો.

## મહારાણી જમનાબાઈ સાથે લગ્ન

ખંડેરાવ મહારાજની બે રાણીઓ અંબાબાઈ તથા સાવિત્રી બાઈ નિઃસંતાન ગુજરી જતાં તેમણે આપણા ચરિત્રનાયકને ખંડેરાવ મહારાજના પુત્ર તરીકે દત્તક લેનાર ન્હેમતપુર ( જિ. સતારા ) ના માને કુટુંબમાં જન્મેલાં તાન્હીબાઈ સાથે ૧૮૬૬ માં લગ્ન કર્યું તથા નવી રાણીનું નામ ' **જમનાબાઈ** ' રાખવામાં આવ્યું. તેમને પેટે પુત્ર થાય તે માટે અનેક માનતાઓ માનવામાં આવી તથા હિન્દુ દેવ તથા મુસ્લિમ પીરની કૃપા મેળવવા પ્રયત્ન થયા હતા તથા કહે છે કે બગદાદના હજરત પીરનશા પીરની માનતા માની તેને અર્પણ કરવા એક હીરા, માણેક, નીલમ, પોખરાજ, મોતી વગેરેથી ભરેલી બહુ જ કિંમતી ચાદર તૈયાર કરાવી પણ તે પૂરી થતાં પહેલાં ખંડેરાવનો સ્વર્ગવાસ થવાથી તે મોકલવાની રહી ગઈ. કેટલાક કહે છે કે આ ચાદર બગદાદ નહિ પણ મક્કામાં આવેલી હજરત મહંમદ પયગમ્બરની કબર ઉપર ઓરાઢવા માટે તૈયાર કરાવવામાં આવી હતી.

## મલ્હારરાવ કેદ થયો

ખંડેરાવનો નાનો ભાઈ મલ્હારરાવ ખોટી સોબતને લીધે

ખંડેરાવનો જીવ લેવાના કાવતરાંમાં બોળપણુમાં ભાગ લે છે અને કેટલાક પ્રસંગો જતા કર્યાં છતાં ફેર પડતો નથી એવી ખાત્રી થતાં રેસિડન્ટની સંમતિથી ખંડેરાવે મલ્હારરાવને ૧૮૬૩ માં પાદરે કેદમાં રાખી તેના નિર્વાહ માટે બંદોબસ્ત કર્યો હતો. આ કેદમાં તેને દુઃખ પડે છે તથા ખંડેરાવના પક્ષના માણસો તરફથી જીવ જોખમમાં છે વગેરે જણાવી કેદમાંથી છોડાવવા મલ્હારરાવ વતી બેરિસ્ટર રોકી મુંબઈ સરકાર પાસે પુષ્કળ પ્રયત્ન થયો હતો, અને તે પ્રયત્ન સફળ થવાની અણી ઉપર હતો એટલામાં ખંડેરાવ ૧૮૭૦ ના નવેમ્બરમાં સ્વર્ગવાસી થતાં મલ્હારરાવ ગાદી પર આવ્યો એમ આ પ્રયત્નોના સવિસ્તર વર્ણન રૂપે ૧૮૭૩ માં પ્રગટ થયેલા એક પુસ્તક ઉપરથી જણાય છે.

### રેસિડન્સી સાથે વ્યવહાર

ખંડેરાવ જાતે સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિ સાથે વ્યવહાર કરતા તથા સંધિઓ તથા કોલકરારોનો ભંગ નજરે પડતાં રેસિડન્સીની નજરે આણતા તથા પોતાની તરફથી સંધિઓ અનુસાર યોગ્ય વર્તન થાય તેની કાળજી રાખતા.

### મલ્હારરાવ અને જમનાબાઈ

૧૮૭૦ ના નવેમ્બરની તા. ૨૦ મીએ ખંડેરાવનો સ્વર્ગવાસ થતાં રાજ્યની વ્યવસ્થાનું શું કરવું એવો પ્રશ્ન ઉઠયો. તે વખતે મહારાણી જમનાબાઇ ગર્ભિણી છે એવી વાત બહાર આવી, અને જેમ નારાયણરાવ પેશવાના ખૂન પછી તેની પત્ની ગર્ભિણી હોવાને લીધે ગર્ભને નામે વહીવટ ચાલ્યો હતો તેમ ચલાવવો, કે પાદરેથી મલ્હારરાવને કેદમાંથી છૂટો કરી તેને વડોદરા રાજ્યનો કામચલાઉ વહીવટ સોંપવો એવો પ્રશ્ન રેસિડન્ટ તથા ખંડેરાવના કારભારીઓ વચ્ચે ચર્ચાયો અને છેવટે મલ્હારરાવને કેદમાંથી છૂટો કરી તેને કામચલાઉ ગાદી પર બેસાડવો

એવો નિર્ણય થયો. મહારાણી જમનાબાઈને પુત્ર થાય તો પોતાને ગાદીથી દૂર થવું પડશે તથા એ પુત્ર ગાદી પર આવશે એમ મલ્હારરાવ જાણતો હોવાથી તેનું નિવારણ કરવા દેશી રાજ્યોમાં કામે લગાડાતા સારા ખોટા ઉપાય તેણે લીધા હતા તથા મહારાણી જમનાબાઈ તા. ૫ મી જુલાઈ ૧૮૭૧ ના રોજ પ્રસૂત થઈ વડોદરા કૅમ્પમાં તેમણે પુત્રને બદલે પુત્રી તારાબાઈને જન્મ આપ્યો ત્યાં સુધી જમનાબાઈને અનેક સંકટો અસાધારણ ધૈર્યથી વેઠી તેમનો સામનો કરી તેમાંથી પાર પડવું પડયું હતું, અને છેવટે મલ્હારરાવ ગાદી પર કાયમ થવાને લીધે વડોદરામાં રહેવું સુરક્ષિત નહિ લાગવાથી તારાબાઈના જન્મ પછી આશરે ૭ માસે તેમણે વડોદરાનો ત્યાગ કરી બ્રિટિશ સરકારની પરવાનગીથી પૂને જઈ રહેવા માંડયું, અને મુંબઈ સરકારની દરમ્યાનગીરીથી રૂ. ૩૬૦૦૦ ની વાર્ષિક નિમણૂક બંધાઈ.

મલ્હારરાવે ગાદી પર કાયમ થયા પછી કેવો અંધેર કારભાર ચલાવ્યો તથા કેવા સંજોગોમાં તેને પદભ્રષ્ટ થવું પડયું અને વડોદરાની ગાદી પર ખંડેરાવના પુત્ર તરીકે ગાયકવાડ રાજવંશના કોઈ પુરુષ વંશજને ખંડેરાવના વિધવા મહારાણી જમનાબાઈએ દત્તક લેવાનો પ્રસંગ કેવી રીતે પ્રાપ્ત થયો તે આપણે હવે જોઈશું.

---

# પ્રકરણ ૧લું

## રંગીલો રાજા પદભ્રષ્ટ.

તારાબાઈના જન્મથી વડોદરાની ગાદી પર સ્થિર થયેલા **મલ્હારરાવે** પોતાના બંધુ ખંડેરાવના સલાહકારો, વફાદાર નોકરો તથા મળતિયાઓને બરતરફ કરવા, મિલકત લૂંટવી અગર ખંડેરાવના પ્રીતિપાત્ર દીવાન ભાઉશિન્દેને કેદમાં નાખવા વગેરે કૃત્યો કરવા માંડયાં ને ભાઉ શિન્દે તો કેદમાં જ શક પડતા સંજોગોમાં તા. ૨૭ મે ૧૮૭૨ ના રોજ મરણ પામેલો મળી આવ્યાનું જાહેર થયું.

### વિલાસપ્રિયતા

મલ્હારાવ વિલાસપ્રિય હતો. રાજા તરીકે પ્રજાની વહુબેટીઓ તરફ પિતા જેવી નિર્મળ દૃષ્ટિ રાખવાને બદલે તેણે તેમની તરફ કુદૃષ્ટિ કરી. તે સંબંધે મહારાણી જમનાબાઈના ચરિત્રકાર રા. મુજુમદાર પાન ૧૨૪–૨૫ પર જણાવે છે કેઃ—

" प्रजेला पोटच्या पुत्रा प्रमाणे वागविण्याचें जें राजाचें खरें शील तें नष्ट होऊन, अब्रूदार लोकांच्या स्त्रिया, सुना व मुली यांना भ्रष्ट कर-ण्याचा या वेळीं बराच प्रयत्न झाला ! सर्व प्रकारच्या अनिष्ट विषयक वर्तनांस ह्या कारकिर्दीत प्रोत्साहन मिळून ते दुर्गुण प्रधानपदावर विराजमान झाले ! नीतिचा पराभव होऊन अनीतिला बडोद्याचें राज्य मिळालें ! कुलीन लोकांच्या स्त्रिया, सुना व मुली ह्या जुलमी प्रकारामुळें-घराबाहेर इतकेंच नव्हे–दारींतून सुद्धा दृष्टीस पडत नसत ! दुर्दैवानें एखादी कुलीन सुंदर स्त्री दृष्टीस पडल्यास

प्रथम तिचा उपभोग घेऊन नंतर, महाराजां कडे तिच्या विषयीं वे शिफारस करीत ! × × × ह्या स्थिती मुळें बडोद्यांतील कित्येक सरदार दाद मागण्या करितां ब्रिटीश सरकारा कडे गेले. कांहीं सुशील स्त्रियांच्या अब्रूचा नाश झाल्या मुळें; त्यांनीं आत्महत्याही केल्या असे म्हणतात. कांहीं लोकांनीं अब्रूच्या भयानें आपली कुटुंबें स्वदेशीं पोंचवून दिलीं, कांहीं लोकांनी बडोदें राज्य सोडलें, व ते इतर ठिकाणीं गेले. बडोद्याच्या रेसिडेन्ट साहेबां कडे असंख्य अर्ज झाले; परंतु प्रथम तर आम्ही दरम्यानगिरी करूं शकत नाहीं असाच त्यांचे कडून जबाब मिळत गेला."

ભાવાર્થ:—" પ્રજાને પેટના પુત્ર પ્રમાણે ગણીને વર્તવાનું જે રાજાનું ખરૂં શીલ તે નષ્ટ થઈ, આબરૂદાર લોકોની સ્ત્રીઓ, વહુબેટીઓને ભ્રષ્ટ કરવાનો આ વખતે ઘણો જ પ્રયત્ન થયો ! સર્વ પ્રકારના અનિષ્ટ વર્તનને આ કારકિર્દીમાં પ્રોત્સાહન મળી તે દુર્ગુણ મુખ્ય સ્થાન પર વિરાજમાન થયા ! નીતિનો પરાજય થઈ અનીતિને વડોદરાનું રાજ્ય મળ્યું. કુલીન લોકોની સ્ત્રીઓ તથા વહુબેટીઓ આ જુલમી બનાવોને લીધે ઘરની બહાર એટલું જ નહિ—બારીમાંથી પણ દૃષ્ટિએ પડતી નહિ ! કમનસીબે કોઈ કુલીન સુંદર સ્ત્રી નજરે પડતાં તેના પર જુલમ કરી આ સલાહકાર લોક પ્રથમ તેનો ઉપભોગ કરતા અને પછી મહારાજા ( મલ્હારરાવ ) તરફ તેને વિષે શિફારસ કરતા ! × × × આ સ્થિતિને લીધે કેટલાક સરદાર દાદ માગવા બ્રિટિશ સરકાર પાસે ગયા. કેટલીક સુશીલ સ્ત્રીઓની આબરૂનો નાશ થવાથી તેમણે આત્મહત્યા કર્યાનું કહેવાય છે. કેટલાક લોકોએ આબરૂના ભયથી પોતાની સ્ત્રીઓને તથા કુટુંબોને પોતાના વતનમાં મોકલી દીધાં. કેટલાકે વડોદરા રાજ્ય છોડયું તથા બીજે ગયા. વડોદરાના રેસિડન્ટ સાહેબને ઘણી અરજીઓ થઈ; પરંતુ પ્રથમ તો અમે દરમ્યાનગીરી કરી શકતા નથી એવા જ જવાબ તેમની તરફથી મળતા ગયા. "

## રંગે રમ્યા

મલ્હારરાવને હોળીમા રંગ રમવાનો શોખ હતો. ૧૮૭૩ ની હોળીના તહેવારોમાં મલ્હારરાવ તથા વડોદરાના શહેરીઓ વચ્ચે રંગના ભરેલા મોટા બંબા તથા સૂંઢની મદદથી હોળી ખેલાઈ. ૧૮૭૪ ની હોળીના તહેવારોમાં મલ્હારરાવ શહેરની કસબણો સાથે રંગથી હોળી રમ્યા. તેનુ વર્ણન મુંબઈ સરકાર તરફ મોકલતા રેસિડન્ટે જણાવ્યું કે —

" રંગ રમવા માટે મહારાજાએ મોટી તૈયારી કરી હતી રાજમહેલ ( સરકારવાડા ) ની પાછળ એક મોટો હોજ તૈયાર કરવામા આવ્યો હતો ત્યા દરરોજ દિવસના ૧૧ વાગ્યાથી સાંજના ૫ વાગ્યા સુધી કસબણોને ભેગી કરવામા આવતી તથા તે પાછી ન જઈ શકે તે માટે ૧૦૦-૧૫૦ કસબણો ઉપર એક એક ચોકી રાખવામા આવી હતી. મહારાજા તથા તેમના દીવાન હરીબાદાદા ગાયકવાડ બંબાની તોટીઓથી કસબણો પર રંગનું પાણી ઉરાડી પોતાનું મનોરંજન કરતા હતા આ રમત ઘણા દિવસ ચાલવાથી એ કસબણો પૈકી કેટલીક માંદી પડી અને તેમાથી બે કસબણો મરી પણ ગઈ "

## પ્રજા નારાજ થઈ

આ રંગીલો રાજા આમ પ્રજાને રંજાડતો હતો તથા લોકોની વહુદીકરીની લાજ તેના અગર તેના સોબતીઓના હાથે લૂટાતી હતી તેથી પ્રજામા તેની સામે પુણ્યપ્રકોપ ભભૂકી ઉઠયો ભારતવર્ષમા રાજાના અનેક દુષ્કૃત્યો માફ થાય છે પણ જે રાજા સ્ત્રીઓના શિયળ પર હાથ નાખે અગર હિન્દુ ધર્મની પવિત્ર મૂર્તિઓ તથા મંદિરોનો નાશ કરે અગર ભ્રષ્ટ કરે તેને પ્રજા માફ કરતી નથી.

## રેસિડન્ટ સાથે અથડામણ

મલ્હારરાવ જેમ પ્રજામાં અપ્રિય થઈ પડયો તેમ સાર્વભૌમ સત્તાને પણ અળખામણો થઈ પડયો. ભાઉશિન્દે જે સંયોગોમાં કેદમાં મરી ગયો તે સંયોગો શંકાસ્પદ હોવાથી, શબ દાક્તરને બતાવ્યા સિવાય નહિ બાળવા રેસિડન્ટે સૂચના આપ્યા છતાં મલ્હારરાવે બળાવી મૂક્યું, તે બાબત મુંબઈ સરકારે તેને ઠપકો આપ્યો. ૧૮૭૨ના જાન્યુઆરીમાં મુંબઈના ગવર્નર ફિટ્ઝજીરાલ્ડ વડોદરાની મુલાકાતે આવતાં તાજના પ્રતિનિધિ વડોદરાના રાજવીને પોતાની જમણી બાજૂએ બેસાડતા આવ્યા છે એવી દરબારી પ્રથાની તેમને જાણ થઈ. તેથી તેમને તેમાં પોતાના દરજ્જાનું અપમાન જણાયું અને રેસિડન્ટ મારફત મહારાજાને તેની ખબર આપી. ત્યારબાદ દરબાર થતાં તેમાં ગવર્નર મહારાજાની જમણી તરફ બેઠા એવો તેમણે પોતાની સરકારી નોંધમાં ઉલ્લેખ કર્યો. દરબારની રોજનીશીમાં ગવર્નર ચાલતા આવેલા રિવાજ પ્રમાણે મહારાજાને દરબારમાં પોતાના જમણા હાથ તરફ રાખીને બેઠા હતા એમ જણાવ્યું હતું.

આમ દરબારમાં કોણે કોની જમણી બાજૂએ બેસવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. હિન્દુસ્તાનના ગવર્નર જનરલ તરફથી ૧૮૭૨ ના નવેમ્બરમાં ભરાયેલા દરબાર માટે મળેલા આમંત્રણ પ્રમાણે દરબારમાં હાજર રહેવાનું મલ્હારરાવે બહાનું કાઢી ટાળ્યું તથા આ પ્રશ્ન હિંદુસ્તાન સરકાર તથા હિન્દી વજીરની નજર પર આવ્યો. તે વખતે આ જૂનો રિવાજ ભૂલથી ચાલ્યો હતો તથા બ્રિટિશ પ્રતિનિધિના દરજ્જાને છાજતો નહોતો એવો નિકાલ અંગ્રેજ સરકારે આપ્યો.

રેસિડન્ટ કર્નલ બાર રજા પર જઈ ૧૮૭૩ ના માર્ચમાં

વિલાયતમાં મૃત્યુ પામ્યો ને તેની જગોએ કર્નલ ફેર આવ્યો. તેણે તા. ૧૮ મી માર્ચ ૧૮૭૩ ના રોજ હવાલો લીધો. એ જ અરસામાં મલ્હારરાવનો પ્રીતિપાત્ર નોકર તાત્યા પવાર હોળીના રંગની રમતના દિવસે ગુજરી જતાં તેને ઝેર ખવરાવવાના વહેમ ઉપરથી બીજા ચાર નોકરોને પકડી માર મારી કબૂલત લીધી, અને જન્મટીપની સજા થઈ. વળી વધારામાં તેમને ફટકા મારવાની સજા કરી તેનો અમલ શહેરના ચાર દરવાજે કરવા મલ્હારરાવે ફરમાવ્યું; તથા અમલ થાય છે કે નહિ તે જોવા છૂપી રીતે પોતાના વિશ્વાસુ માણસો મોકલ્યા. તુરંગમાં પહોંચાડતાં પહેલાં આ ફટકાનો વધારાનો માર પડતાં એક માણસ તુરત મરી ગયો અને આ બનાવ રેસિડન્ટ ફેર હાજર થયા તેજ દિવસે બનવાથી તેનો મલ્હારરાવ વિરુદ્ધ ગ્રહ બંધાયો. કર્નલ ફેરના સ્વભાવ તથા દખલગીરીને લીધે રેસિડન્ટ તથા મહારાજા વચ્ચેનો સંબંધ બગડતો ગયો અને મલ્હારરાવના ગેરવર્તનને લીધે તેમાં ઉમેરો થયો. છેવટે વડોદરા રાજ્યના ગેરવહીવટ સંબંધે તપાસ કરવા કર્નલ ફેરની શિફારસ ઉપરથી તથા મુંબઈ સરકારે તેને આપેલા ટેકા ઉપરથી હિન્દુસ્તાન સરકારે એક તપાસપંચ ( Commission ) ૧૮૭૩ ના ઑકટોબરમાં નીમ્યું. આ કમિશનના સભ્ય તરીકે કર્નલ રિચર્ડ મીડ, મી ઈ. ડબ્લ્યુ રેવન્સ ક્રોફ્ટ, મુમતાઝ ઉદ-દૌલા નવાબ ફૈઝઅલી ( જયપુરના દીવાન ) તથા કર્નલ એથેરિજ નિમાયા. કમિશને તા. ૮ મી નવેમ્બરે વડોદરે આવી તા. ૧૦ મી નવેમ્બર ૧૮૭૩ ના રોજ તપાસનું કામ શરૂ કર્યું. મલ્હારરાવે આ પ્રસંગે દાદાભાઈ નવરોજીને સલાહ માટે વડોદરે બોલાવ્યા હતા. તપાસ તા. ૨૪ મી ડિસેમ્બરે પૂરી થઈ. બે માસ પછી કમિશનનો રિપોર્ટ હિન્દુસ્તાન સરકાર તરફ મોકલવામાં આવ્યો. કમિશન જે નિર્ણય પર આવ્યું તેનો

સાર આપતા 'વડોદરા રાજ્યનો ઇતિહાસ'ના પૃ ૨૭૭ મા જણાવ્યું છે કે —

" રાજ્યના વહીવટની વિગતમા નાહક વચમા પડવાની ધારણા નથી, તેમજ એવી વ્યક્તિગત ફરિયાદો મહારાજા મલ્હારરાવને કરવી જોઈએ, એ વાત ઉપર ખાસ ભાર દર્શને કહેવામાં આવ્યું; તેમ છતા પણ બ્રિટિશ પ્રજા સાથે ખાસ ગેરવર્તણૂક કર્યા બદલના આરોપમાથી શ્રીમંત સરકારને મુક્ત કર્યા પછી પચને જણાઈ આવ્યુ કે, સામાન્ય ગેરવહીવટ બદલનો કર્નલ ફેરે મુકેલો આરોપ સાબીત થાય છે. માજી મહારાજાના મળતિયાઓને સદતર બરતરફ કરવામા આવેલા તે કૃત્યને વખોડી કાઢવામા આવ્યું. માજી મહારાજાના રાજ્યાભિષેક બદલના નજરાણાને અન્યાયી ઠરાવવામા આવ્યુ. પ્રજા ઉપર અતિઘણુ કરનુ ભારણ હતુ, એમ ઠર્યું. રાજ્યના તેમજ બીજા પેઢીવાળાઓ, ખંડેરાવના સગા સબધીઓ અને અનુયાયીઓ અને સખ્યાબધ ઇનામદારો સાથે જોહુકમી ભર્યું વર્તન ગણવામા આવ્યાનું ઠર્યું, વળી એમ પણ સાબીત થયુ કે, અનેક વ્યક્તિઓની સાથે અંગત ગેરવર્તન ચલાવવામા આવેલું છે. તેમજ ગૃહસ્થ કુટુમ્બની પરણેલી તેમજ કુવારી સ્ત્રીઓને ગાયકવાડની લોંડી થવાની ફરજ પાડવામા આવેલી છે, બીજી રીતે કહીએ તો એવી સ્ત્રીઓનુ જોરજુલમથી હરણ કરવામા આવ્યાનું પૂરવાર થયું. "

હિન્દુસ્તાન સરકારે તા ૧૫ મી જાન્યુઆરી ૧૮૭૪ ના રોજ આ નિવેદનના પરિણામે મલ્હારરાવને તા ૩૧ મી ડિસેમ્બર ૧૮૭૫ સુધીમાં રાજ્યમા પૂરતા કાયમના સુધારા દાખલ કરવા મુદત આપવામા આવી તથા મરજીમા આવે તે દીવાન તથા કારભારીઓ પસદ કરવા તેઓ છૂટા છે એમ જણાવવામા આવ્યુ. જો

પ્રકારના સુધારા આવશ્યક છે તે સંબંધે રેસિડન્ટને પૂરી સૂચનાઓ અપાયેલી હોવાથી તેની સલાહ પર આધાર રાખવા મલ્હારરાવને કહેવામાં આવ્યું. આ પ્રમાણે મુદત અંદર સુધારા ન થાય તો મલ્હારરાવને પદભ્રષ્ટ થવું પડશે એવી ચેતવણી પણ આપવામાં આવી. ખરાબ અમલદારો તથા સાથીઓને દૂર કરવાની સૂચનાનો મલ્હારરાવે અમલ બરોબર કર્યો નહિ, પરંતુ દીવાન તરીકે દાદાભાઈ નવરોજી જેવા સુવિખ્યાત પુરુષને તેણે પસંદ કર્યા. દાદાભાઈએ પોતાની સાથે બીજા ૪–૫ માણસો રાજ્યવહીવટમાં સુધારા દાખલ કરવામાં મદદ કરવા સારુ આણ્યા હતા. પરંતુ કર્નલ ફેરે શરૂઆતથી જ દાદાભાઈની નિમણુક તરફ નાપસંદગી દર્શાવી, અને મલ્હારરાવને જણાવ્યું કે તમે દાદાભાઈને દીવાન તરીકે રાખશો તો તમારો તથા મારો મેળ રહેશે નહિ. મુંબઈ સરકારને રિપોર્ટ કરતાં તા. ૧૧ મી ઓગસ્ટ ૧૮૭૪ ના રોજ કર્નલ ફેરે જણાવ્યું કે મને પૂછવામાં આવતાં મેં મલ્હારરાવને જણાવ્યું છે કે દાદાભાઈ તથા તેમના સાથીઓમાં રાજ્યકારભાર ચલાવવાની અક્કલ કે બુદ્ધિ નથી. મુંબઈ સરકારે કર્નલ ફેરને તા. ૨૪ મી ઓગસ્ટે ઠપકો આપતાં લખ્યું કે દાદાભાઈની દીવાનગીરી સામે તમે હરકત લીધી એ તમારું કૃત્ય અવિચારી છે, અને તમારે ગાયકવાડને જણાવવું જોઈએ કે તમે દાદાભાઈને દીવાન નીમતા હશો તો તે સામે વાંધો ઉઠાવવાની અમારી ઇચ્છા નથી, અને દીવાનને ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લશ્કરી સલામી રેસિડન્ટે આપવી.

હિન્દુસ્તાન સરકારના હુકમને અનુસરીને રેસિડન્ટને મુંબઈ સરકારે ઠપકો આપ્યા છતાં કર્નલ ફેરના વર્તનમાં ફેર પડયો નહિ. મુંબઈ સરકારે મલ્હારરાવને બારોબાર જણાવ્યું કે જો આપ દાદાભાઈને જ દીવાન તરીકે રાખવા ઇચ્છતા હશો તો તે સામે મુંબઈ

સરકાર વાંધો લેશે નહિ એટલું જ નહિ પણ એ કામમાં રેસિડન્ટની આપને સહાય મળશે.

તેમ છતાં દીવાન પાસે ગમે તેવી મનસ્વી માગણી કરનારા સરદાર, શિલેદાર વગેરેની માગણી નકારાય કે તુર્ત જ આ લોકો રેસિડન્ટ પાસે જઈ પોકાર કરે છે એવી નોંધ દાદાભાઈએ પ્રસિદ્ધ કરી છે. આમ મુંબઈ સરકારના અંદરખાનાના ટેકા સાથે રેસિડન્ટ ફેર મનસ્વી રીતે વર્તી રાજ્યનો કારભાર ચલાવવામાં તથા સુધારા દાખલ કરવામાં દીવાનને અંતરાયરૂપ થવા માંડયો તથા હિન્દુસ્તાન સરકારે દાદાભાઈની માગણી પ્રમાણે ત્રણ અનુભવી મામલતદારની નોકરી ઉછીની આપવા મુંબઈ સરકારને સૂચવ્યા છતાં તેનો અમલ ન થયો તથા કર્નલ ફેરે વડોદરા દરબારને હેરાન કરવાનું ચાલુ રાખ્યું. તેનાથી કંટાળી જઈ તા. ૨ નવેમ્બર ૧૮૭૪ ના રોજ ગવર્નર જનરલ લૉર્ડ નૉર્થબ્રુકને આ રેસિડન્ટના હેરાન કરનારા વર્તનની વિગતવાર હકીકત જણાવી સુધારા દાખલ કરવા માટે કરેલા પ્રયત્ન કેવી રીતે નિષ્ફળ ગયા તેનું વર્ણન કરવામાં આવ્યું તથા છેવટે આ પરિસ્થિતિમાં કર્નલ ફેરને વડોદરાના રેસિડન્ટના હોદ્દા ઉપરથી દૂર કરી બીજા કોઈની નિમણૂક કરવા વિનંતિ કરવામાં આવી. તે ઉપરથી હિન્દુસ્તાન સરકારે હાલમાં જોઈ કર્નલ ફેરના વર્તન માટે અસંતોષ દર્શાવી તેને વડોદરાના રેસિડન્ટની જગોએથી દૂર કર્યો તથા તેની જગોએ સર લુઈ પેલીની નિમણૂક કરી. હિન્દી વજીરે પણ હિન્દુસ્તાન સરકારના આ પગલાંને ટેકો આપ્યો તથા કર્નલ ફેરના વર્તન સંબંધે હિન્દી સરકારને ખબર ન આપવા માટે મુંબઈ સરકારને આકરો ઠપકો આપ્યો.

કર્નલ ફેર એમ માનતો હશે કે દાદાભાઈ મલ્હારરાવને તેની

વિરુદ્ધ સલાહ આપે છે, પણ મલ્હારરાવનો પણ દાદાભાઈ ઉપર ખરેખર વિશ્વાસ નહતો. તેને એમ લાગતું કે દાદાભાઈની મદદથી કર્નલ ફેરને રેસિડન્ટની જગોએથી દૂર કરી શકાશે તો પછીથી દાદાભાઈને રજા આપીશું, અને જો ફેર સાહેબ નહિ બદલાય તો ફેરની સંમતિથી દાદાભાઈને રજા આપીશું. કર્નલ ફેર સાથે જાતે ચર્ચા કરવા મલ્હારરાવ જતો તેથી તે વાદવિવાદમાં તેની સાથે ફાવતો નહિ અને વાતચીતમાં બંધાઈ જતાં તેમાંથી છૂટવાનો ઉપાય રહેતો નહિ અને તેથી અણબનાવ વધતો. કર્નલ ફેર બદલાતાં તેની જગોનો હવાલો સર લૂઇ પેલીએ તા. ૪ ડિસેમ્બર ૧૮૭૪ના રોજ લીધો.

## લક્ષ્મીબાઈ સાથે લગ્ન

દરમ્યાન મલ્હારરાવે પોતાની રાણી મ્હાળસાબાઈથી ફરજંદ ન થવાથી એક લક્ષ્મીબાઈ નામની સ્ત્રી સાથે સંબંધ બાંધ્યો અને ૧૮૭૪ના મે મહિનામાં તેની સાથે નવસારીમા લગ્ન કર્યું. આ બાઈ સાથે લગ્ન કરતાં પહેલાં તે મલ્હારરાવ સાથે રહેતી હતી અને ૧૮૭૪ ના માર્ચમાં એક શખસે ( પાડૂએ ) રેસિડન્ટને અરજી કરી કે સદરહુ લક્ષ્મીબાઈ મારી પરણેતર સ્ત્રી છે ને તેને મલ્હારરાવે રખાત તરીકે રાખી : તે મને પરત સોંપવી જોઈએ. એ અરજીની તપાસ ચાલતી હતી, દરમ્યાન મલ્હારરાવે આમ લગ્ન કરી નાખ્યું. એ લગ્નમાં હાજર રહેવા રેસિડન્ટને તેણે આમંત્રણ આપ્યું. પરંતુ મુંબઈ સરકારની સૂચનાને અનુસરીને તેણે આમંત્રણ સ્વીકાર્યું નહિ. લગ્ન પછી ચાર-પાંચ માસમાં આ લક્ષ્મીબાઈને 'જયાજીરાવ' નામનો પુત્ર થયો. પણ તેના કાયદેસરપણા માટે શંકા હોવાથી રેસિડન્ટ સર લૂઈ પેલીએ સાર્વભૌમ સત્તા વતી રીતસરની મુબારકબાદી આપી નહિ. લોકવાયકા મુજબ આ બાઈ

હમાલ કે ધોબી જેવી કનિષ્ઠ જ્ઞાતિની હતી અને તેથી ક્ષત્રિય-મરાઠા જ્ઞાતિમાં આ લગ્ન તરફ અણગમો બતાવવામાં આવી મલ્હારરાવ સાથે જ્ઞાતિવ્યવહાર બંધ કરવામાં આવ્યો હતો. પાંડુની ફરિયાદની તપાસ થઈ ઇન્સાફી કોર્ટે તે ખોટી ઠરાવી તોપણ તેને ( પાંડુને ) મરતાં સુધી દરમાસે રૂ. ૨૫) વડોદરા રાજ્ય આપે. એમ રેસિડન્ટે ઠરાવ્યું.

## કહેવાતો વિષપ્રયોગ

કર્નલ ફેરની બદલી દાદાભાઈ નવરોજીની મદદથી વડોદરાના રાજ્યકર્તાએ તા. ૨૭ નવેમ્બર ૧૮૭૪ ના રોજ લખાણ લખી કરાવી હતી, ને બદલીનો હુકમ તા. ૨૫ મી નવેમ્બરે થઈ સર લુઈ પેલીએ હવાલો લેવાનું ઠર્યું હતું. જે શખસની બદલી કરવા તા. ૨૭ નવેમ્બરે હિન્દુસ્તાન સરકારને અરજ થાય તે શખસને વિષથી મારી નાખવાના પ્રયત્નમાં સામેલ રહેવાનું ભાગ્યે જ મલ્હારરાવને સૂઝે. તેમ છતાં વિધિની અઘટિત ઘટનાને લીધે કર્નલ ફેરને તા. ૯ મી નવેમ્બરે પોતાને શરબતમાં થોડું થોડું ઝેર આપી મારી નાખવાનો પ્રયત્ન થાય છે એવો શક ગયો અને શરબતના પ્યાલામાં ચોંટેલો પદાર્થ ધોળા સોમલ તથા હીરાકણીનું મિશ્રણ છે એમ ડૉ. સીવર્ડે જણાવતાં તે સંબંધે તપાસ કરતાં મલ્હારરાવનો તેમાં હાથ છે એમ કર્નલ ફેરે રિપોર્ટ કર્યો.

આ રિપોર્ટને લીધે કર્નલ ફેરની થયેલી બદલી બંધ તો ન રહી પણ તાર મળતાં મુંબઈ સરકારે પોલિસ કમિશનર સૂટરને ખાનગી રીતે તપાસ કરવા વડોદરે મોકલ્યો. તેણે નવા રેસિડન્ટ પેલીને આ સંબંધે રિપોર્ટ કરતાં મિ. પેલીએ તા. ૭ મી જાન્યુઆરી ૧૮૭૫ના રોજ ' મલ્હારરાવની રાજ્યમાં સુધારા કરવાની ઇચ્છા છે પણ રેસિડન્ટ કર્નલ ફેરને ઝેર આપી મારી નાખવાના પ્રયત્નના

આરોપને લીધે મલ્હારરાવને પદભ્રષ્ટ કરી ગાદી પર સગીરવયના કોઈ છોકરાને બેસાડી અથવા અન્ય રીતે વડોદરાના રાજ્યકારભારની વ્યવસ્થા કરી એ રાજ્યનું સંરક્ષણ કરવું જોઈએ ' વગેરે મતલબનો પત્ર હિન્દી સરકારને લખ્યો; દીવાન દાદાભાઈ નવરોજીને આ સંજોગોમાં રાજીનામું આપવાની સર લૂઈ પેલીએ સલાહ આપતાં તેમણે તા. ૭-૧-૧૮૭૫ ના રોજ પોતાની જગોનું રાજીનામું આપ્યું.

## મલ્હારરાવ અટકમાં

તા. ૧૩-૧-૧૮૭૫ ના રોજ હિન્દી સરકારે તારથી રેસિડન્ટને ખબર આપી કે કર્નલ ફેરને ઝેર આપવાના કાવતરામાં મલ્હારરાવ સામેલ છે એવી શંકા લેવા યોગ્ય કારણો હોવાથી તેના પર જાહેર રીતે કામ ચલાવવાની જરૂર છે ને તેથી મલ્હારરાવને કેદ કરી વડોદરા રાજ્યનો કારભાર રેસિડન્ટે હાથમાં લેવો. રેસિડન્ટની મદદમાં ગોરા સોલ્જરોની પલટણો તથા તોપખાનું પણ મુંબઈથી વડોદરે રવાના કરવામાં આવ્યું.

મકરસંક્રાંતિના દરબારને બીજે દિવસે મલ્હારરાવ રેસિડન્ટને મળવા ગયો ત્યારે તેને રેસિડન્ટે સાર્વભૌમ સરકારની ઇચ્છાની ખબર આપી અને શહેરની હદમા ગાડી પરત આવતાં થયેલી ગોઠવણ મુજબ તેને પકડીને ડૉ. સીવર્ડના બંગલામા નજરકેદ રાખવામાં આવ્યો અને તપાસ દરમ્યાન રાજ્યનો વહીવટ બ્રિટિશ સરકારે હાથમાં લીધો.

## કમિશન બેઠું

મલ્હારરાવ સામે મુકાયેલા આરોપની ચોકસી કરી રિપોર્ટ કરવા નિમાયેલા કમિશનમાં સર રિચર્ડ કાઉચ (પ્રમુખ) તે કલકત્તા હાઈકોર્ટના વડા ન્યાયાધીશ, મહીસુરના ચીફ કમિશનર સર રિચર્ડ મીડ, લાહોર ચીફ કોર્ટના જજ મિ. મેલવિલ, ગ્વાલિયરના મહારાજા જયાજીરાવ

શિન્દે, જયપુરના મહારાજા રામસિંહ તથા ગ્વાલિયરના પ્રમુખ સરદાર રાવરાજા દિનકરરાવ રાજવાડે સભ્યો હતા. સરકાર તરફે સર એન્ડ્રયુ સ્કોબલ તથા મિ. ઈન્વેરેરિટી, તથા મલ્હારરાવ તરફે ઇન્ગ્લંડના સુપ્રસિદ્ધ બેરિસ્ટર સાર્જંટ બેલેન્ટાઇનની મદદમાં બેરિસ્ટર બ્રેન્સન વગેરે પણ હતા. કમિશન રૂબરૂ કામ તા. ૨૩ મી ફેબ્રુઆરી ૧૮૭૫ ના રોજ વડોદરા કેમ્પમાં શરૂ થયું ને ફરિયાદી તરફે સાક્ષી લેવાયા. આરોપી તરફે બચાવનો પુરાવો અપાયો નહિ, અને તા. ૧૩ મી માર્ચથી ૧૬ મી માર્ચ સુધી અપૂર્વ વક્તૃત્વ તથા દાખલા દલીલો સાથે સાર્જંટ બેલેન્ટાઈને આરોપી મહારાજા તરફે ભાષણ કરી હજારો શ્રોતાઓને મંત્રમુગ્ધ કર્યા તથા કેટલાકની આંખોમાંથી સહાનુભૂતિના આંસુ વહેવડાવ્યાં. તા. ૧૮ મી માર્ચે ફરિયાદી પક્ષ તરફે જવાબમાં દલીલો પૂરી થતાં કમિશનનું કામ ખલાસ થયું.

### ફેંસલો-મહારાજા પદભ્રષ્ટ

અંગ્રેજ કમિશનરોએ મલ્હારરાવ કર્નલ ફેરને વિષ દેવાના કાવતરામાં સામેલ હોવાનો અભિપ્રાય આપ્યો, જ્યારે હિન્દી કમિશનરોએ તેથી ઉલટો અભિપ્રાય આપી તે નિર્દોષ હોવાનું જણાવ્યું. હિન્દુસ્તાન સરકારે ગોરા કમિશનરોનો અભિપ્રાય ગ્રાહ્ય રાખ્યો. પણ હિન્દી કમિશનરોએ મલ્હારરાવના લાભમાં અભિપ્રાય આપી જે દયાળુ વૃત્તિ ધારણ કરી હતી તે ધ્યાનમાં લઈ મલ્હારરાવને બીજી કાંઈ શિક્ષા ન કરતાં તેને પદભ્રષ્ટ કરી તેનો તથા તેના વારસોનો વડોદરા રાજ્યની ગાદી ઉપરનો હક્ક રદ કરવો, તથા તેને નજરકેદ રાખી નિર્વાહ માટે વડોદરા રાજ્યની તિજોરીમાંથી વાર્ષિક નિમણુક બાંધી આપવી એવો ઠરાવ કરી તે હિન્દી વજીર તરફ મંજૂરી માટે મોકલ્યો. હિન્દી વજીરની સરકારે મલ્હારરાવ પર મુકાયેલું તહોમત પુરવાર થાય છે એવા હિન્દુસ્તાન સરકારના અભિપ્રાયનો સ્વીકાર

ન કરતાં તા. ૧૯ મી એપ્રિલ ૧૮૭૫ ના રોજ છેવટનો ઠરાવ જાહેરનામાના રૂપમાં પ્રગટ કર્યો. તેમાં તેમણે જણાવ્યું કે—

" મહારાજા વિરુદ્ધ મુકાયેલા આરોપ તપાસના પરિણામે સાચા ઠર્યાનું બ્રિટિશ સરકાર માને છે તેથી નહિ, પણ મહારાજા મલ્હારરાવ ગાદીએ બેઠા ત્યારથી વડોદરામાંની વસ્તુસ્થિતિ સંબંધી બધા સંજોગો ધ્યાનમાં લેતાં, તેમની જગજાહેર ગેરવર્તણૂક, તેમના હાથે રાજ્યનો થયેલો ગેરવહીવટ અને જરૂરના સુધારા દાખલ કરવાની તેમની દેખીતી અશક્તિને લીધેજ મલ્હારરાવને પદભ્રષ્ટ કરવામાં આવે છે; અને તેઓ તથા તેમના વંશજોને વડોદરા રાજ્યના રાજવી તરીકે રહેતા સર્વ હક્ક, માન, તથા વિશિષ્ટ હક્કમાંથી કાયમને માટે બાતલ કરવામાં આવે છે. "

" પરંતુ વડોદરા રાજ્યમાં ફરીથી દેશી રાજકારોબાર સ્થાપવામાં, ના મહારાણી વિક્ટોરિયા, ૧૮૫૭ માં મહારાજા ખંડેરાવ ગાયકવાડે જે વફાદારીભરી તાજની સેવા કરી હતી તેની કદર કરવાની ઇચ્છાથી, વડોદરા રાજ્યના રાજ્યકર્તાની સર્વોપરી સત્તા સોંપવા લાયક જેને સૌથી પાત્ર હિન્દુસ્તાન સરકાર ગણે એવા ગાયકવાડ રાજવંશના કોઈ શખસને દત્તક લેવાની મહારાજા ખંડેરાવની વિધવા મહારાણી જમનાબાઈની વિનંતિ માન્ય રાખે છે. "

આ જાહેરનામાની રૂએ મલ્હારરાવને તા. ૨૨ મી એપ્રિલ ૧૮૭૫ ના રોજ સાંજે ' સ્પેશ્યલ 'માં રેલવે માર્ગે મદ્રાસ લઈ જવામાં આવ્યો અને ' ડોવટન હાઉસ 'માં વાર્ષિક રૂપિયા દોઢ લાખની નિમણુક સાથે નજરકેદ રાખ્યો.

## શહેરમાં બંડ

મલ્હારરાવને આમ મદ્રાસ લઈ જવામાં આવ્યો તે વખતે કોઈને અસલ દત્તક લઈ ગાદી ઉપર બેસાડવા જેવી સ્થિતિ નહિ હોવાથી

દત્તકની પસંદગી તથા રાજ્યાભિષેક થતાં સુધી ગાદી ખાલી રહેવાની હતી. તેથી રાજ્ય ખાલસા થશે, અને પ્રજાને શાંત પાડવા આ દત્તક રાજા લેવાનું જાહેરનામું પ્રગટ થયું છે એવી ભૂલભરેલી સમજણથી વડોદરા શહેરની પ્રજામાં લાગતાવળગતા લોકોએ ઉશ્કેરણી ફેલાવી. ગાદી ખાલી રહ્યાને ૫-૬ દિવસ થયા છતાં, નવો રાજા ગાદી ઉપર બેસાડવા માટે કાંઈ તજવીજ થતી નથી એમ સમજીને તા. ૨૮ મી એપ્રિલે શહેરના કંસારા, રાજઘરાણાના આશ્રિતો તથા ભગવા ઝંડા માટે અભિમાન રાખનારા લોકોએ મલ્હારરાવની નવી રાણી લક્ષ્મીબાઈ ( જેમનું નામ સાસરે પાર્વતીબાઈ પાડવામાં આવ્યું હતું ) ના પેટે જન્મેલા જયાજીરાવને ગાદી ઉપર બેસાડવાનો વિચાર કરી મહાજન-શેઠ શાહુકારોની સંમતિ મેળવી. કેટલાક સરદારો પણ અનુકૂળ થયા. રાજ્યને ખાલસા થતું બચાવવાના બહાના હેઠળ જયાજીરાવને ગાદી ઉપર બેસાડી તેના નામની દુવાઈ ફેરવાઈને શહેરના દરવાજા બંધ કરી અંગ્રેજ લશ્કરનો સામનો કરવાની તૈયારી થઈ.

નવાબસાહેબ તથા ગજરાબાઈએ ગાદીનું રક્ષણ કરવું એમ રેસિડન્ટ મેલીએ નક્કી કર્યું હતું; પરંતુ મિ. મેલીએ તેમનું જાહેર રીતે ભરદરબારમાં અપમાન કરવાથી તે ગાદી પાસે ન હતા, અને ‘ રાજા નહિ તો વેપાર નહિ ’ એમ કહી શહેરમાં લોકોએ વેપાર ધંધો બંધ કરી હડતાલ પાડી. સશસ્ત્ર માણસો શહેરના કોટ ઉપર ચડયા. આ બાબત સર લૂઈ પેલીને ખબર પડતાં તેણે કપ્તાન જેક્સનને શહેર કબજે કરવા લશ્કર સાથે મોકલ્યો. લહેરીપુરા દરવાજે પહોંચતાં દરવાજા બંધ હોવાથી તેણે દરવાજા ઉઘડાવવા ગોળીબાર કરવા લશ્કરને હુકમ આપ્યો. લોકોએ લશ્કર ઉપર ઈંટો, પથરા, નળિયાંનો મારો ચલાવ્યો. કપ્તાન જેક્સને લોકોને સમજાવવા પ્રયત્ન કરી જોયો તથા કેટલાક પ્રતિષ્ઠિત લોકોને વચ્ચે નાંખ્યા.

પણ લોકો સમજ્યા નહિ તેથી નિરુપાયે દરવાજા તોડવા સારુ તોપો ચલાવવા હુકમ અપાયો. આથી લોકો ગભરાયા ને તેમણે કપ્તાન જેકસનને કહ્યુ કે અમે દરવાજા ઉઘાડીએ છીએ પરંતુ અમારે રાજા જોઈએ છે તે આપો. આ વાત રેસિડન્ટ પેલીને પહોચાડવામાં આવતા તેણે કહેવરાવ્યું કે વડોદરાની ગાદી ઉપર થોડાજ વખતમાં ગાયકવાડ કુટુંબના યોગ્ય વારસને બેસાડીશું. પછી લોકોએ દરવાજા ઉઘાડયા. બ્રિટિશ લશ્કર લહેરીપુરા દરવાજામા થઈ કૂચ કરતું સરકારવાડામાં ગયું અને આ સાડાત્રણ કલાકના રાજાને પકડીને કબજે લીધો અને લોકોને શાન્ત પાડી લશ્કર પાછું ગયું. લશ્કર સરકારવાડા તરફ જતું હતું તે વખતે કેટલાક તોફાની લોકોએ તેના પર પથરા ફેંકવાથી તેમ બંદૂકો ફોડવાથી લશ્કર પણ ગોળીબાર કરતું કરતુંજ સરકારવાડા તરફ ગયું હતું.

## મલ્હારરાવનો અંત

આમ વડોદરામાં ' રાજા સંસ્થા ' માટે પ્રજાને કેટલો પ્રેમ છે તે દર્શાવતું હુલ્લડ શમી જતા મલ્હારરાવના પુત્ર જયાજીરાવ તથા રાણી મ્હાળસાબાઈ તથા પાર્વતીબાઈ ( લક્ષ્મીબાઈ ) ને તા. ૩૦ મી એપ્રિલ ૧૮૭૫ ના રોજ મદ્રાસ તરફ રવાના કરવામા આવ્યા ને મલ્હારરાવની સાથે ગયા. જયાજીરાવ તા. ૨૯–૪–૧૮૮૦ ના રોજ, તથા મલ્હારરાવ તા ૨૬–૭–૧૮૮૨ ના રોજ મદ્રાસમા ગુજરી ગયા ત્યારબાદ મ્હાળસાબાઈ નવસારીમા રહેવા આવ્યા હતા તે તા. ૧૨–૮–૧૯૦૩ ના રોજ ગુજરી ગયા અને પાર્વતીબાઈ તા ૨૪–૨–૧૯૧૬ ના રોજ મરણ પામ્યા.

આમ આ રંગીના રાજાની કારકિર્દીનો તા. ૧૯–૪–૧૮૭૫ ના રોજ જાહેરનામાથી તે પદભ્રષ્ટ થવાથી અંત આવ્યો અને નવા દત્તક રાજાની શોધની પ્રવૃત્તિ વેગવાન બની.

# પ્રકરણ ૨જું



## દત્તકની શોધમાં.

તા. ૧૯-૪-૧૮૭૫ ના જાહેરનામામાં દત્તક લેવાની તજવીજ દરમ્યાન વડોદરા રાજ્યનો કારભાર મુખ્ય દીવાનના હોદ્દાથી, ગવર્નર જનરલના વડોદરાના એજન્ટ તથા સ્પેશ્યલ કમિશનર જે સૂચનાઓ આપે તેને અનુસરીને, ઇન્દોર મહારાજાની સંમતિથી-વડોદરે આવી સર ટી. માધવરાવે કરવાનું ઠરાવ્યું હતું, તે મુજબ સર ટી. માધવરાવે તા. ૧૦ મી મે ૧૮૭૫ ના રોજ વડોદરા રાજ્યના દીવાનની જગોનો હવાલો લીધો.

### જમનાબાઈ વડોદરામાં

ઉપર જણાવેલા જાહેરનામા પ્રમાણે કૈ. ખંડેરાવ ગાયકવાડનાં વિધવા મહારાણી જમનાબાઈએ દત્તક પુત્ર ખોળે લઈ વડોદરા રાજ્યના રાજ્યકર્તા તરીકે તેને ગાદીએ બેસાડવાનો હોવાથી જમનાબાઈને પૂનેથી વડોદરે રહેવા જવા હિન્દુસ્તાન સરકારે સૂચવ્યું અને તે મુજબ તે તા. ૨૭ મે ૧૮૭૫ ના રોજ જાહેર રીતે વડોદરે આવ્યાં. વડોદરામાં રહેતા તાજના પ્રતિનિધિ તરફથી તેમનું યોગ્ય સન્માન કરવામાં આવ્યું, આ વખતે વડોદરાના રેસિડન્ટ સર રિચર્ડ મીડ હતા.

### પ્રતાપરાવનો વંશ

ઉપોદ્ઘાતમાં આપણે જોઈ ગયા તે પ્રમાણે વડોદરા રાજ્યના સંસ્થાપક પિલાજીરાવ ગાયકવાડના પુત્રોમાં પ્રતાપરાવ કરીને એક



શ્રી માતુશ્રી જમનાબાઈ સાહેબ અને રાજકન્યા તારાબાજે

પુત્ર હતો તથા તે પિલાજીરાવની પાછળ ગાયકવાડ રાજવંશમાં ગાદીએ આવનાર દમાજીરાવ રજાનો ભાઈ થતો હતો. દમાજીરાવ રજાના વંશમાં વડોદરાની ગાદી ચાલતાં કાળક્રમે આ શાખા વડોદરાના રાજવંશના સ્મૃતિપટમાંથી ભુસાવાની અણી પર હતી એટલામાં આ શાખામાં જન્મેલા ઉખાજીરાવના પુરુષાર્થથી તે મહારાજા ખંડેરાવ તથા મલ્હારરાવની નજરે આવી હતી. તે વખતે આ શાખા કવલાણા તા. માલેગાંવ જીલ્લા નાશીકમાં 'પાટીલકી' ભોગવતી હતી.

પ્રતાપરાવના વંશમાં પ્રથમ તેમના પુત્ર કાળોજી આવે છે. કાળોજીના પુત્ર ગબાજી અને ગબાજીના પુત્ર ભીકાજી હોઈ ભીકાજીના પુત્રોમાં (૧) ગબાજી, (૨) બાબુરાવ, (૩) કાશીરાવ, (૪) ઉખાજીરાવ તથા (૫) સખારામ હતા. બાબુરાવના પુત્રોમાં (૧) વિઠોજી તથા (૨) અવચિતરાવ હતા. કાશીરાવના પુત્રોમાં (૧) આનંદરાવ, (૨) ગોપાળરાવ (જે દત્તક થતાં સયાજીરાવ ત્રીજા તરીકે જગમશહૂર થયા) તથા સંપતરાવ હતા. ઉખાજીરાવના પુત્ર 'દાદાસાહેબ' હતા.

## ઉખાજીરાવ ગાયકવાડ

કહે છે કે કુળ પ્રમાણે ખર્ચ કરતાં દેવું વધી જવાથી ઉખાજીરાવ પોતાનું નસીબ અજમાવવા વડોદરા તરફ આવવા નીકળ્યા. તે પહેલાં વડોદરાના રાજવી કૈ. ગણપતરાવ ગાયકવાડની પુત્રી બાશીબાઈ કોલ્હાપુર પોતાને સાસરે જતાં કવલાણા આવી ત્યારે આપણા ચરિત્રનાયકના પિતામહ ભિકાજીરાવ ગાયકવાડે એ પુત્રીના પિયેરીયા તરીકે કરિયાવર કર્યો હતો. તે વખતે ગાયકવાડના રાજ-વૈભવની છાપ પડવાથી આપણે પણ ગાયકવાડ હોવાથી વડોદરાના ગાયકવાડ રાજવંશ તરફથી આપણો યોગ્ય સત્કાર થશે તથા દેવાદાર દશામાંથી છૂટકો થઈ સારી સ્થિતિ પ્રાપ્ત થશે એવી આશામાં

ઉખાજીરાવ તથા સખારામરાવ કવલાણાથી નીકળ્યા હતા. રસ્તામાં તેમને મહારાજા ખંડેરાવના વિશ્વાસપાત્ર નોકર 'ગણુ બકરીવાળા' નામથી ઓળખાતા શખસના ભાઈ દામોદરરાવની મુલાકાત થઈ અને તેનું એક ધરસંસારી કામ તેમણે પાર પાડતાં આ દામોદરરાવે ઉખાજીરાવને સાથ આપ્યો અને વડોદરામાં પોતાના ભાઈ ગણપતરાવ સાથે તેની ઓળખાણ કરી આપી. હાલમાં વડોદરા શહેરમાં જ્યાં સરકારી છાપખાનું છે ત્યાં તે વખતે એક કેશવ મિસ્રીનું સરકારવતી ચાલતું કારખાનું હતું. તેમાં ઉખાજીરાવ કામ કરવા રહ્યા હતા. પોતે વડોદરાના રાજવંશના નજીકના સગા છે એમ બતાવવા તે પોતાની પાસેના બે તામ્રપટ દેખાડતા હતા આ સમયે મહારાજા ગોવિન્દરાવ ગાયકવાડ વતી પૂના દરબારમાં કામ કરી તેમની સાથે વડોદરે આવેલા કરંદીકર ઘરાણાના મુજૂમદારનો સંબંધી અચ્યુત અનંત ચિપલૂણકર વડોદરામાં હતો. તેની જાણમાં આ વાત આવતાં, તેણે ગણપતરાવ બકરીવાળા મારફત ખંડેરાવને તે વાત પહોંચાડી. કેટલીક ખટપટ કર્યા પછી ઉખાજીરાવ શકે ૧૭૯૬ ( ઈ. સ. ૧૮૬૯ ) ના અરસામાં ખંડેરાવને મળ્યા. અને તેમને કવલાણાના ગાયકવાડ વંશની શાખાની પરિસ્થિતિથી વાકેફ કર્યા તથા આસામી બાંધી આપવા અથવા દત્તક લેવાનો વિચાર હોય તો એ શાખાના કોઈ છોકરાને દત્તક લેવા વિનતી કરી. તે વખતે ખંડેરાવને દત્તક લેવાની સનંદ મળેલી હતી. તેમણે હુજુર કામદાર ગોવિંદરાવ લક્ષ્મણ સિંદકરને કવલાણા શાખા સંબંધે સનદો વંશવૃક્ષ વગેરે કાગળો જોવા કહ્યું ને સિંદકરે કવલાણાની શાખા વડોદરાના રાજવંશની ઘણી નજીકની છે એવો અભિપ્રાય આપ્યો. એટલામાં ખંડેરાવ કૈલાસવાસી થતાં આ વાત * અધુરી રહી.

મલ્હારરાવ ગાદી પર આવતાં ઉખાજીરાવે આ શાખામાંથી

* ( મુન્સુમદારકૃત જમનાબાઇ ચરિત્ર પૃ. ૧૧૭ ).

દત્તક લેવડાવવા ફરી પ્રયત્ન કર્યો અને કવલાણાની શાખા ઔરસ છે; ' ખર્ચી ' ( અનૌરસ ) નથી એવી કાગળપત્ર વગેરે તપાસાવી ખાત્રી થતાં મલ્હારરાવે કવલાણા શાખાનો કાયદેસર સંબંધ માન્ય રાખ્યો તથા ઉખાજીરાવને બહુમાનનો ' પોશાક ' આપવા માંડયો. ઉખાજીરાવે આ માન કાશીરાવને મળે એવી વિનંતી કરતાં મલ્હારરાવે તે પ્રમાણે તા. ૨૯-૩-૧૮૭૪ ( સંવત્ ૧૯૩૦ ના ચૈત્ર સુદ ૨ ) ના રોજ કાશીરાવને સ્વહસ્તે પોશાકમાં એક ' બરાણપુરી તિધારી પાગોટે' વ ડાળિંબી રંગાચી સોનેરી કિનારીચી શાલ' (બરાણપુરી ત્રણ ધારી પાઘડી અને દાડમિયા રંગની સોનેરી કિનારની શાલ) આપ્યાં. મલ્હારરાવે તે વખતે કાશીરાવના વડીલ પુત્ર આનંદરાવને દત્તક લેવાનું નક્કી કર્યું. આનંદરાવને વડોદરે લાવવા 'પોશાક' તથા માણસો રવાના કરવામાં આવ્યાં હતાં. એટલામાં મલ્હારરાવની નવી રાણી લક્ષ્મીબાઈને પુત્ર થતાં મલ્હારરાવે દત્તક લેવાનો વિચાર માંડી વાળ્યો. પૂનામાં કાશીરાવને તેના ત્રણે પુત્રો સાથે યોગ્ય બંદોબસ્ત સાથે રાખ્યા હતા; પરંતુ દત્તક લેવાનો વિચાર બંધ પડતાં મલ્હારરાવે તેમની સેવામાં મૂકેલા નોકર ચાકરને વડોદરે બોલાવી લેવામાં આવ્યા. આમ આશાભંગ થવાથી કાશીરાવ ઉદાસ થયા.

## જમનાબાઈની મુલાકાત

બીજી તરફ પૂનામાં રહેતાં મહારાણી જમનાબાઈ ખંડેરાવના પુત્ર તરીકે કોઈને દત્તક લેવા માટે પરવાનગી મેળવવા ખટપટ કરે છે એવી ખબર મળતાં મલ્હારરાવના વખતનો એક કામદાર બાઉએડકરે જનબા પુણેકરને કહી બાળામિયા માને મારફત કાશીરાવ ગાયકવાડ તથા તેમના પુત્રોને જમનાબાઈની મુલાકાતે આણી તેમની હકીકત વિગતવાર સમજાવી. તે વખતે જમનાબાઈએ કાશીરાવને

જણાવ્યું કે " જો દત્તક પુત્ર લેવાની પરવાનગી મળશે તો તમારા ત્રણ પુત્રો પૈકી એકને હું દત્તક લઈશ. " અરસપરસ એકબીજાને સાથ આપવા તથા દગો ન દેવા વચન અપાયાં.

## ' દત્તક 'ના હક્ક માટે પ્રયત્ન

મલ્હારરાવના વખતમાં વડોદરા રાજ્યનો કારભાર બગડવાથી કટોકટીની સ્થિતિ ઊભી થઈ હતી. તેથી મહારાણી જમનાબાઈએ કાશીરાવ સાથે ઉપર વર્ણવેલી મુલાકાત થતાં પહેલાં પોતાને દત્તક પુત્ર લેવાની પરવાનગી આપી વડોદરા રાજ્યની ગાદી પર તે છોકરાને બેસાડવા સાર્વભૌમ સત્તાને અરજ કરી હતી. તે સંબંધે યાદીઓ જમનાબાઈના કાકા દૌલતરાવ માને મારફત મુંબઈ સરકાર તરફ, અને અણ્ણાસાહેબ કીબે મારફત વડોદરાના રેસિડન્ટ તરફ મોકલાવી હતી. ગોવિન્દરાવ ભાવેને કલકત્તે મોકલી હિન્દુસ્તાન સરકાર તરફ પણ આ સંબંધે યાદી પહોંચાડવામાં આવી. આમ વડોદરાની પરિસ્થિતિથી જેને તેને વાકેફ કરવામાં આવ્યા અને જમનાબાઈની માંગણી કેટલી ન્યાયપૂર્ણ છે તેની ખાત્રી કરી આપવામાં આવી. આ કામમાં ઈન્દોરના મહારાજા તુકોજીરાવ હોલકરે તથા ગ્વાલિયરના મહારાજા જયાજીરાવ શિન્દેએ અંતઃકરણ પૂર્વક મદદ આપી. તેઓ વાઇસરોય તથા ગવર્નર જનરલ લોર્ડ નોર્થબ્રૂકને મળ્યા. વડોદરા રાજ્યમાં ચાલતી અવ્યવસ્થા તેમને સમજાવી અને મહારાણી જમનાબાઈને દત્તક પુત્ર લેવા દઈ તે પુત્રને રાજ્ય સોંપવા સૂચના કરી. લોર્ડ નોર્થબ્રૂકે એ રાજાઓને તેમ કરવાનું આશ્વાસન આપ્યું. ખંડેરાવની ૧૮૫૭ ના બળવા વખતે મળેલી વફાદારીભરી મદદની કદર કરી બીજા રાજાઓને પણ એવી જ મદદ કરવા દાખલો બેસે તે માટે આમ દત્તક લેવાની પરવાનગી આપવાનું હિંદુસ્તાન સરકાર યોગ્ય ગણે તે માટે બનતું દબાણ આ બન્ને મરાઠા રાજાઓએ કર્યું.

મલ્હારરાવ ઉપર કર્નલ ફેરને વિષ આપવાના આરોપ માટે કામ ચાલ્યું અને તેને તેના અવ્યવસ્થિત કારભાર માટે પદભ્રષ્ટ કરવાનું ઠરતાં જમનાબાઈને દત્તક પુત્ર લેવાની પરવાનગી હિન્દુસ્તાન સરકારે આપી.

## રાધાબાઈને સમજાવી લીધી

જમનાબાઈની દત્તક લેવાની ખટપટની જાણ થતાં મહારાજા ગણપતરાવની વિધવા રાણી રાધાબાઈએ દત્તક લેવાનો પોતાનો હક્ક શ્રેષ્ઠ છે એવી મતલબની અરજી બાપૂસાહેબ નિંબાળકર મારફત મુંબઈ સરકારને કરી. તેની જમનાબાઈને ખબર મળતાં તેમણે રાધાબાઈને સમજાવ્યું કે જો રાધાબાઈ આમ વચ્ચે પડશે તો વખતે અંગ્રેજ સરકાર જુદો જ નિકાલ કરશે અને કદાચ વડોદરા રાજ્યનું અનિષ્ટ થશે, અને રાજ્યની ખરાબી થશે વગેરે. તટસ્થ સલાહકારોએ પણ રાધાબાઈને જમનાબાઈના લાભમાં પોતાની દત્તક લેવાની માગણી જતી કરવા સમજાવી. જમનાબાઈ દત્તક પુત્ર લેશે તો પણ તેને દગો દેવામાં આવશે નહિ પણ સમાન ગણવામાં આવશે એવી કબૂલત જમનાબાઈએ આપી તેથી રાધાબાઈએ પોતાની અરજી ખેંચી લીધી, અને જમનાબાઈને દત્તક પુત્ર લેવાની પરવાનગી વગર હરકતે મળી.

## કવલાણા શાખાની તરફેણમાં

આ અરસામાં અ. અ. ચિપલૂણકરે કવલાણાની ગાયકવાડ વંશની શાખાનો વડોદરા રાજ્યની ગાદી પર આવવાનો હક્ક પુરવાર કરતું गायकवाडी राज्य दायादज्ञान નામનું પુસ્તક પોતાના મિત્રોની મદદથી તૈયાર કર્યું હતું. તેમાં શાસ્ત્રીય રીતે ગાદી નજીકના હક્કદાર આ શાખાના પુરુષો કેવી રીતે થાય છે તે બતાવ્યું

હતું. લેખકે ગંગાધરપંત દાવડીકર મારફત આ શાખાના લાભનો પુરાવો મેળવ્યો; અને વડોદરાના કરંદીકર–મુજૂમદાર કુટુંબના ઉપાધ્યાય તથા અ. અ. ચિપલૂણકરના નજીકના સંબંધી નાશિકના ડોંગરે બંધુઓ ( નારાયણરાવ બળવંત તથા ગોપાળરાવ બળવંત ) મારફત નાશિક ત્ર્યંબક. વાઈ, પંઢરપુરના ઉપાધ્યાય વર્ગમાંથી કવલાણા શાખા સાથે ગાયકવાડ રાજ્યવંશની વંશાવળી વગેરે સંબંધી પુરાવો મેળવ્યો. બળવંતરાવ મોગરકર, ગણપતરાવ પવાર ઉર્ફે ગણુઅકરીવાળા તો શરૂઆતથી આ શાખાનો હક્ક સાબિત કરવા સારુ કાગળો મેળવવામાં સામેલ હતા.

ઉપરાંત, મલ્હારરાવને પદભ્રષ્ટ કરવાના જાહેરનામામાં રાણી. જમનાબાઈને ખંડેરાવની પાછળ દત્તક પુત્ર લેવા દેવા તથા તેને ગાદીપર બેસાડવાની જાહેરાત થતાં કોને દત્તક લેવો એ પ્રશ્ન તીવ્ર સ્વરૂપમાં ઉભો થયો હતો.

## વાડીવાળા ગાયકવાડનો દાવો

આ વખતે વડોદરા શહેરમાં વાડીવાળા તથા શહેરવાળા ગાયકવાડ તરીકે ઓળખાતા ( ૧ ) સદાશિવરાવ, ( ૨ ) મુરારરાવ, ( ૩ ) ગણપતરાવ તથા (૪) ખંડેરાવ વડોદરાની ગાદી પર પોતાનો અમહક્ક બતાવતા હતા. મહારાજા આનંદરાવ ગાયકવાડના વખતમાં રીજન્ટ અથવા મુતાલિક તરીકે કામ કરતો તેનો સગો ભાઈ ફતેહસિંહરાવ રજો ૧૮૧૮ માં ગુજરી જતાં તેની પાછળ તેની પત્ની રાધાબાઈ સતી.થવા નીકળી ત્યારે તેને સતી થતી અટકાવવા ' દત્તકનો વડોદરાની ગાદી પર કોઈપણ પ્રકારનો હકક રહેશે નહિ ' એવી શરતે દત્તક લેવાની લાલચ આપવામાં આવી હતી અને તેણે રાજ્ય સંસ્થાપક પિલાજીરાવના વંશનો નહિ પરંતુ પિલાજીરાવના

જનકપિતા ઝિંગોજીના પુત્ર માલોજીના પુત્ર ગોવિન્દરાવના પુત્ર ગણપતરાવના પુત્ર ગોવિન્દરાવને દત્તક લીધો હતો. આ ગોવિન્દરાવના પુત્રો સદાશિવરાવ તથા મુરારરાવ હતા જ્યારે ગોવિન્દરાવના જનક પિતા ગણપતરાવના બીજા પુત્ર ગોપાળરાવના ગણપતરાવ તથા ખંડેરાવ પુત્ર હતા. આમ વાડીવાળા અથવા શહેરવાળા ગાયકવાડ પ્રતાપરાવની શાખા માફક રાજ્ય સંસ્થાપક પિલાજીરાવના વંશમાં જન્મેલા નહોતા છતાં ગાદીપર હક્ક ન ધરાવવાની શરતે ફતેહસિંહ-રાવ રજાના દત્તક પુત્ર તરીકે લેવાયેલા, પિલાજીરાવના જનકબંધુ માલોજીના વંશ જ ગોવિન્દરાવ તથા તેના જનકબંધુ ગોપાળરાવના પુત્રો તરીકે ગાદી પર શ્રેષ્ઠ હક્ક બતાવતા હતા. સદાશિવરાવની ઉમર આશરે ૩૦ વર્ષની હતી, મુરારરાવ તથા ગણપતરાવની આશરે ૨૮ વરસની હતી અને ખંડેરાવ આશરે ૨૫ વર્ષનો હતો. આ ચારે જણ વડોદરામાં જ રહેતા હતા અને કવલાણાની– પ્રતાપરાવના વંશજોની શાખા ઔરસ નથી પણ અનૌરસ છે એમ કહેતા હતા.

વંશાવળી નીચે પ્રમાણે છેઃ—

**ખપપૂરતો વંશવૃક્ષ**




પિલાજીરાવ (દત્તક)
દમાજીરાવ બીજો
ખંડેરાવ
(કડીના જાગીરદાર)
મલ્હારરાવ
પ્રતાપરાવ
કાળોજીરાવ
જમાજીરાવ
ભિકાજીરાવ
સખારામરાવ
ઉખાજીરાવ
ગમાજીરાવ
કાશીરાવ
બાબુરાવ
આનંદરાવ
ગોપાળરાવ
મર્હૂમ સયાજીરાવ મહારાજ
(દત્તક થયેના)
સંપતરાવ
ગોવિંદરાવ
સયાજીરાવ
ફત્તેસિંહરાવ
માનાજીરાવ
આનંદરાવ
સયાજીરાવ (બીજો)
( પૃ. ૫૩ પર ચાલુ )
ફત્તેસિંહરાવ
કાન્હોજીરાવ
(દાસીપુત્ર)
ગોવિંદરાવ (દત્તક)
સદાશિવરાવ
મુગરરાવ




## અગત્યના પ્રશ્નો

સાર્વભૌમ સત્તા રૂબરૂ પ્રશ્ન એ ઊઠયો કે કવલાણાની શાખા અનૌરસ છે કે કેમ અને તે અનૌરસ ન હોય તો ફતેહસિંહરાવ ૨ જાના દત્તકપુત્ર તરીકે લેવાયેલા ગોવિન્દરાવનો વડોદરાની ગાદી પર કાંઈ પણ હક્ક શરત પ્રમાણે નહોતો, છતાં દમાજીરાવ ૨ જાના વંશમાં ગાદીસ્થ ગાયકવાડના સીધા વારસના અભાવે ગોવિન્દરાવના પુત્રોનો, કવલાણાની શાખા દૂરની ગણી, અગ્રહક્ક ઠરી શકે છે કે કેમ.

## કવલાણા શાખા શ્રેષ્ઠ

અંગ્રેજ સરકારે કવલાણાની શાખા અનૌરસ ( દાસીપુત્ર )થી ઊતરી આવેલી નથી પણ ઔરસ હોઈ કાયદેસર છે તથા ગાદીપર હક્ક નહિ હોવાની શરતે દત્તક થયેલા ગોવિંદરાવના પુત્રોનો ગાદીપર હક્ક પહોંચતો નથી એમ ઠરાવ્યું અને કવલાણાની શાખામાંથી સગીર વયનો એક ન્હાનો છોકરો ગાદી પર લેવો એવો તેમના તરફથી નિર્ણય આવ્યો. કહેવાની જરૂર નથી કે ગોવિન્દરાવના જનક પિતાના પુત્ર ગોપાળરાવના વંશજો તો રાજ્ય સંસ્થાપક પિલાજીરાવના ભાઈ ઝિંગોજીના વંશના હોવાથી તેમનો હક્ક કવલાણાની ઔરસ ઠરેલી શાખા કરતાં કનિષ્ઠ હતો.

## તપાસપંચ રૂબરૂ પુરાવો

આ નિર્ણય પર આવતાં પહેલાં અંગ્રેજ સરકારે કવલાણાની શાખા ઔરસ છે કે અનૌરસ તેની તપાસ કરી હતી. તપાસ કરનાર તપાસપંચ (કમિશન) મુંબઈ ઇલાકાના ઇનામ કમિશનર કર્નલ એથેરિજ તથા નાશિકના કલેકટર મિ. ફિલિપટનું બનેલું હતું. આ કમિશન રૂબરૂ પુરાવો રજૂ કરવાના કામે કવલાણા શાખા તરફથી અંગ્રેજી ભાષા ના જાણનાર તરીકે મહેશ્વરરાવ ગદ્રેને મદદ કરવા રોકવામાં આવ્યો હતો તથા અચ્યુત અનંત ચિપલૂણકરે લખેલું 'गायकवाडी राज्य दायादज्ञान' નામનું પુસ્તક પણ કવલાણા શાખાના કાવદેસરપણા તથા અગ્રહકના ટેકામાં રજૂ થયું હતું. તે સિવાય ગાયકવાડ રાજઘરાણાના નાશિક, ત્રિંબક, વાઈ પંઢરપુરના તીર્થગોરોના યજમાનોની વંશાવલી બતાવતા ચોપડા મેળવી તે કવલાણાની શાખા અનૌરસ નથી પણ ઔરસ હોવાને લીધે તેનો વંશાવળીમાં ઉલ્લેખ છે, અનૌરસ હોત તો ઉલ્લેખ થાત નહિ એમ સાબિત કરવા રજૂ કરવામાં આવ્યા હતા. ગાયકવાડ રાજવંશના મૂળ ક્ષેત્રોપાધ્યાય નાશિક ક્ષેત્ર માટે સહસ્રભોજની હતા જેમના મુનીમ અગ્નિહોત્રી પાઠજીથી વડોદરે આવી સયાજીરાવ ૩જાના 'રાજગુરુ' થયા હતા. આ ક્ષેત્રોપાધ્યાયોનો સાથ મેળવવામાં નાશિકના ડોંગરે બંધુઓએ સારી મદદ કરી હતી. સહસ્રભોજનીએ કવલાણા શાખાના લાભમાં જુબાની પણ આપી હતી.

'ઔરસ' સાબિત કરવા માટે એવો પુરાવો રજૂ થયો કે કવલાણા શાખાના સ્થાપક પ્રતાપરાવના લગ્નનું આમંત્રણ દમાજીરાવ રાજાએ ક્ષેત્રોપાધ્યાયને આપ્યું હતું તથા દેવોને આમંત્રી એ લગ્નની કુંકુમપત્રિકા પણ પ્રતાપરાવના લગ્ન નિમિત્તે ક્ષેત્રોપાધ્યાયને મોકલાવી હતી. આ આમંત્રણપત્રિકા તથા

કુંકુમપત્રિકા - મહત્વના પુરાવા હતાં. તે સિવાય કવલાણા શાખાના મૂળ પુરુષ પ્રતાપરાવ ઉર્ફે તાત્યાસાહેબને દમાજીરાવ રજાએ નાશિક જીલ્લાના ૪૬ ગામનો વહીવટ સોંપતાં કરી આપેલું તામ્રપત્ર રજૂ થયું હતું તે શ્રી. દા. ન. આપટેએ ચરિત્રનાયકના મરાઠી જીવનચરિત્રમાં પૃ. ૧૪૭ ઉપર નીચે પ્રમાણે આપ્યું છેઃ

'सरकार श्री. पंत सेनाखासखेल समशेर बहादर पेशवे सरकार.'

'आम्ही पिलाजी गायकवाड यांचे पुत्र दमाजीराव हे आमच्या तर्फे तात्यासाहेब प्रतापराव गायकवाड यांस मुखत्यारपत्र देतों की, तुम्ही आमच्या कुटुंबांतील असून **आमचे बंधु आहांत**, म्हणून गुजराथ-मध्यें व इतर ठिकाणीं ज्या जहागिरी आम्हीं मिळविल्या आहेत, अथवा येथून पुढें मिळवूं, त्यांचा उपभोग घेण्याचा हक्क आपल्या **उभयतांचा आहे.** यास्तव तुम्ही व तुमच्या वारसांनी आणि वंशजांनीं मिळविलेल्या सर्व मिळकतींवर आमच्या वारसाचा व वंशजांचा हक्क आहे; आणि त्याच प्रमाणें आमचे वारस व वशज यांच्या मिळकती वर तुमचे वारस व वंशज यांचा हक्क आहे. कोणी कोणास हरकत करील, त्याला आपल्या पुर्वजांचा शाप असे.'

'हे जाणिजे. ५. फहली रमजान ११४८, (१८ डिसेम्बर १७३८)

श्री सरकार पेशवे<br>यांचे तर्फे<br>राम जी महादेव फडणीस<br>सही द. खु.

દમાજીરાવ રજાએ છેતાળીસ ગામ પ્રતાપરાવને ઇનામ આપી દમાજીરાવ તથા પ્રતાપરાવ જે મિલકત મેળવે તેમાં એકબીજાના વારસો તથા વંશજોનો હક્ક હોવા બાબત મહારાજ ગોવિન્દરાવને

શકે ૧૬૮૯ માં લખેલા પત્રમાં કરેલો ઉલ્લેખ આ તામ્રપટ સંબંધે જ હોવો જોઈએ તેથી તે પત્ર પણ કમિશન રૂબરૂ રજૂ થયો હતો. વળી ગોવિન્દરાવ મહારાજ તરફથી કુલોપાધ્યાય પાસે મહાલય શ્રાદ્ધ કરાવવા માટે પિતૃગણની યાદીમાં 'પિતૃવ્ય પ્રતાપ'નું નામ લખાઈ ગયું હતું તે પ્રતાપરાવ ઔરસ હોવાને લીધે જ લખી શકાય એમ હોવાથી આ યાદી પણ સબળ પુરાવા તરીકે રજૂ કરવામાં આવી. તે ઉપરાંત ખંડેરાવના તથા મલ્હારરાવના વખતમાં કવલાણા શાખાનું કાયદેસરપણું માન્ય રાખતા બહુ માનના 'પોશાક' વગેરેના દાખલા પણ રજૂ થયા હતા. ગાયકવાડ રાજવંશની પ્રતાપરાવના વંશ સાથે સંબંધ બતાવતી વંશાવળીનાં તામ્રપટ પણ કમિશન રૂબરૂ પેશ થયા હતા. વળી કવલાણામાં તા. ૧૦–૪–૧૮૧૭ ના રોજ નોંધેલામાં એ ગામની પટેલાઈ ભિકાજીરાવ, કાશીરાવ, ઉખાજીરાવ તથા સખારામરાવના નામે કરી લીધી હતી તથા પટેલાઈના વતનને અંગે મળતા હક્ક તથા ગામમાં આવેલું ઘર, જગો, બાગ, ખેતર વગેરે મિલકતનું ખરીદીખત પણ રજૂ કરવામાં આવ્યું હતું. નાશિકના કલેક્ટર મિ. ઇલિયટે આ તપાસમાં ખૂબ રસપૂર્વક ભાગ લીધો. જો તીર્થ ગોર પાસે કોઈ યાત્રાળુ પ્રથમ વાર જાય તો તે યજમાનની વંશાવળી લખી લે છે અને દાખલો રાખે છે તે પ્રમાણે ૧૭૩૧ માં પિલાજીરાવે નાશિકની તીર્થયાત્રાએ જતાં તેમના કુલોપાધ્યાયે તેમની વંશાવળી લખી લીધી હતી, તેમાં પ્રતાપજી ગાયકવાડનો પિલાજીરાવના પુત્ર તરીકે ઉલ્લેખ હતો.

આ કામે કમિશને (૧) ગાયકવાડ રાજવંશ તથા નેપાળના રાજવંશના પુરોહિત વિનાયક ભટ સહસ્રભોજની, (૨) ગાયકવાડ રાજવંશના બીજા પુરોહિત રઘુનાથ ભટ, (૩) શિન્દે સરકારના ઉપાધ્યાય અનંત ભટ, અને (૪) હોળકર રાજવંશના પુરોહિત

સખારામ ભટની જુબાનીઓ લીધી. તીર્થગોરની વંશાવળીમાં ફક્ત સશાસ્ત્ર લગ્નથી ઉત્પન્ન થયેલી સંતતિના નામ લખાય છે, અનૌરસ સંતતિના નામ લખાતાં નથી એવી ખાત્રી કરી લેવામાં આવી હતી અને ખાનદેશવાળા ગાયકવાડ તે કવલાણાની શાખાનો વંશ કાયદેસર હોવાથી વડોદરાના રાજઘરાણાની નજીકનો છે એવો અભિપ્રાય કમિશને સાર્વભૌમ સત્તાને જણાવ્યો હતો. છતાં રેસિડન્ટ સર રિચર્ડ મીડે શરૂઆતમાં શહેર તથા વાડીવાળા ગાયકવાડના હક્કને ટેકો આપ્યો હતો.

## કવલાણા શાખાનો ભાગ્યોદય

કવલાણા શાખાને દમાજીરાવ ૨જાએ જે ૪૬ ગામનો વહીવટ સોપ્યો હતો તે ગામો પેશવાએ ગાયકવાડ ઘરાણા પાસેથી પાછાં લઈ લીધાં હતા અને બદલામા દક્ષિણ ગુજરાતમાં આવેલો વાજપુર પ્રદેશ આપ્યો હતો. તે પછી પ્રતાપરાવના વંશની સ્થિતિ બગડતી ગઈ. મૂળ ગામ દાવડી જઈ સ્થિતિ સુધારી શકાય એમ નહોતું તેથી એ વશ પ્રથમ વાકેરી પરગણામા ' ગિરનારે ' ગામે રહ્યો, અને વાકેરીથી ૧૩ માઈલ દૂર આવેલા ગામ કવલાણાની પટેલાઈ તેણે ખરીદી લીધી. પરિણામે આ વશ અંધારામા પડતાં વડોદરાનો રાજવશ તેની અસલ ભાયાતી સગાઈ ભૂલી ગયો જેથી તેના ઔરસપણા માટે શંકા થઈ તે શંકા ખંડેરાવ તથા મલ્હારરાવના વખતમાં ઉખાજીરાવે મિત્રોની સહાયથી દૂર કરી તથા ઔરસપણાના સ્વીકારના ચિન્હ તરીકે કવલાણા શાખા માટે બહુમાનનો ' પોશાક ' મળ્યો.

સર રિચર્ડમીડે વાડીવાળા અથવા શહેરવાળા ગાયકવાડના લાભમાં મત આપ્યો હતો છતાં તેણે જમનાબાઈની કવલાણા શાખામાથી દત્તક લેવાની મરજીની હિન્દુસ્તાન સરકારને જાણ કરી હતી.

દરબાર ભરી પ્રજાનો મત લેવા વાઈસરૉય લૉર્ડ નૉર્થબ્રુકે રેસિડન્ટને જણાવ્યું. રાજા સર ટી. માધવરાવે જમનાબાઈની ઇચ્છા, પ્રજાના પ્રતિષ્ઠિત આગેવાનોને સમજાવી. પરિણામે તેઓ જમનાબાઈની તરફેણમાં આવ્યા. આ પ્રજાના પ્રતિષ્ઠિત આગેવાનોને સર ટી. માધવરાવ રેસિડન્ટ મીડના બંગલે લઈ ગયા. ત્યાં એ લોકોએ જણાવ્યું કે મહારાણી જમનાબાઈ જે વ્યવસ્થા કરશે તે અમને માન્ય છે, અમારે તો માત્ર વડોદરાની ગાદી પર કોઈ ગાયકવાડ રાજા તરીકે બેસે એટલું જ જોઈએ છે. આ જવાબની ખબર ના. વાઈસરૉયને આપવામાં આવતાં તેમણે તારથી જણાવ્યું કે રાણી જમનાબાઈની મરજી વિરુદ્ધ હુકમ કરવાની હિન્દુસ્તાન સરકારની ઇચ્છા નથી, અને તેઓ જે છોકરાને પસંદ કરશે તેને અમે ખુશીથી કબૂલ રાખીશું.

## સગીર દત્તકની આવશ્યકતા

આમ કવલાણાની શાખામાંથી દત્તક લેવાની જમનાબાઈની ઇચ્છાને માન આપવાનું જાહેર થતાં એ શાખામાંથી કોઈને દત્તક લેવાનો પ્રસંગ ઊભો થયો. આ વખતે અંગ્રેજ સરકાર મલ્હારરાવના અંધેર કારભારની પુનરાવૃત્તિ ન થાય તે માટે સજ્ઞાન વયના દત્તકને બદલે પૂરતો વખત સગીર વહીવટ ( minority administration ) કરવાની તથા સગીર રાજાને યોગ્ય કેળવણી આપવાની તક મળે એવા ન્હાના છોકરાને વડોદરા રાજ્યની ગાદીએ લાવવા ઇચ્છતી હતી. મહારાણી જમનાબાઈ રહેમતપુરનાં હોવાથી વડોદરા શહેરમાં વસતા ગાયકવાડો તેમને પરદેશી ગણતા હતા. તેથી જમનાબાઈ પણ તેમનામાંથી કોઈને દત્તક લેવાને બદલે કવલાણાની શાખાને પ્રથમ વચન આપ્યા પ્રમાણે એ શાખામાંથી કોઈ સગીર પુત્રને દત્તક લઈ રાજમાતાનો દરજ્જો તથા વૈભવ દરકૂચ કરવા ઉત્સુક હતાં. આમ સાર્વભૌમ સરકાર તથા જમનાબાઈ

જુદા જુદા દૃષ્ટિબિન્દુથી એકમત થતાં ઉખાજીરાવના પુત્ર દાદાસાહેબ તથા કાશીરાવના બે પુત્ર ગોપાળરાવ તથા સંપતરાવને વડોદરે મોકલવા નાશિકના કલેકટર મિ. ઇલિયટને લખાણ ગયું. તે ઉપરથી કલેકટરે પોલીસ અમલદાર પ્રેસ્કોટ સાથે પોલીસ પાર્ટી આપી આ ત્રણે છોકરાઓને તા. ૯-૫-૧૮૭૫ ના રોજ કાંપમાં આણવામાં આવ્યા. તે વખતે પણ વાડીવાળા ગાયકવાડોએ તેમના ઔરસપણા સામે વિરોધ ઉઠાવ્યો હતો અને તે વિરોધ નિષ્ફળ જતાં તા. ૨૨-૫-૧૮૭૫ ના રોજ મુરારરાવે આપઘાત કર્યો હતો.

## કવલાણાથી વડોદરા

કવલાણાથી વડોદરાના પ્રવાસનું વર્ણન કરતાં સંપતરાવ ગાયકવાડ પોતાના સંસ્મરણોમાં ( સયાજીગૌરવ ગ્રંથમાં ) જણાવે છે કેઃ—

"પછી કેટલાક દિવસે વડોદરેથી કેટલાક માણસો અમને તેડવા આવ્યા તેમણે મહારાજા સાહેબ (ગોપાળરાવ ઉર્ફે સયાજીરાવ રાજા) સાથે કૈ. ગણપતરાવ (માજી નાયબ દીવાન), કૈ. દાદાસાહેબ તથા હું સંપતરાવ એમ ત્રણ જણને વડોદરે આણ્યા. બ્રિટિશ સરકારનો એક પોલીસ ઇન્સ્પેકટર અમારી સાથે અમારા સંરક્ષણ માટે આવ્યો હતો. આ ગૃહસ્થ મુસલમાન હતા. તે ઘણા સભ્ય, દક્ષ તથા માયાળુ હતા. કવલાણાથી વડોદરે આવતાં અમારો પહેલો મુકામ નાશિકમાં થયો. અમારી સાથે બળવંતરાવ મોગરકર, ગંગાધરપંત દાવડીકર, બકરીવાલે બંધુ ( ગણપતરાવ તથા દામોદરરાવ ) તથા ગોપાળરાવ ડોંગરે આટલા વડોદરાના હતા. નાશિકમાં અમારો મુકામ ' ડોંગરે 'ના જ ઘેર રહ્યો હતો. ગોપાળરાવે અમારી વ્યવસ્થા ઉત્તમ રીતે રાખી હતી. અમે નાશિકમાં બે દિવસ

રહીને વડોદરે આવ્યા. તે વખતે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પ્રેસ્કોટ અમારી સાથે હતા."

"વડોદરે આવ્યા પછી અમારો મુકામ પ્રથમ કેંપમાં આવેલા એક હવાવાળા બંગલામાં થયો. ત્યાં સર રિચર્ડ મીડ અમારી (વ્યવસ્થા) પર ઉત્તમ દેખરેખ રાખતા હતા. પ્રથમ કહેલા પ્રેસ્કોટ તો અમારી વ્યવસ્થા જોતા જ હતા."

## ગોપાળરાવ પસંદ થયા

વડોદરે આવ્યા પછી આ છોકરાઓને એક દિવસ પસંદગી માટે મોતીબાગમાં જમનાબાઈ પાસે લઈ જવામાં આવ્યા. તે વખતે રેસિડન્ટ સર રિચર્ડ મીડ તથા રાજા સર ટી. (તંજાવરકર) માધવરાવ હાજર હતા. કહે છે કે 'તમને અત્રે કેમ આણવામાં આવ્યા છે' એવો પ્રશ્ન દાદાસાહેબને, ગોપાળરાવને તથા સંપતરાવને પૂછવામાં આવ્યો ત્યારે ફક્ત ગોપાળરાવે કહ્યું કે "હું તો વડોદરા રાજ્યનો રાજા થવા આવ્યો છું;' દાદાસાહેબ તથા સંપતરાવ બરાબર જવાબ દઈ શકયા નહિ. ગોપાળરાવનો હિંમત ભર્યો જવાબ સાંભળી મહારાણી જમનાબાઈ દિંગ થઇ ગયાં ને તેમણે ગોપાળરાવના મુખનું ઝીણવટથી નિરીક્ષણ કરી તેમની બુદ્ધિ, હોંશિયારી, નિશ્ચયી મુદ્રા વગેરેથી મુગ્ધ થઈ પોતાને એ છોકરો પસંદ છે એમ જણાવ્યું અને રેસિડન્ટ તથા દીવાને તાલીઓ પાડી આ પસંદગીને અનુમોદન આપ્યું. એમ પણ વાત ચાલે છે કે જમતી વખતે ગોપાળરાવે સોનાની વાડકી લીધી તથા જમનાબાઈ જે પદ્ધતિથી જમતાં હતાં તે પદ્ધતે તેમણે, જમવા માંડયું અને તેથી જમનાબાઈએ આ રાજચિન્હો જોઇ તેમને દત્તક લેવાનું ઠરાવ્યું. ત્યારબાદ પણ આ છોકરાઓની જમનાબાઈ સાથે મુલાકાતો કરાવવામાં આવતી તથા તેમને રમવા દેવામાં

આવતા. તે વખતે જમનાબાઈના વિશ્વાસના માણસો આ છોકરાઓનું નિરીક્ષણ કરતા અને તેમણે પણ જમનાબાઈએ કરેલી પસંદગીને ટેકો આપ્યો. રેસિડન્ટ સર રિચર્ડમીડે પણ જમનાબાઈએ કરેલી પસંદગી યોગ્ય ગણી.

## દત્તક–રાજ્યાભિષેકનું મુહૂર્ત

ત્યારબાદ દરબારી જોશીઓને ગોપાળરાવની કુંડળી બતાવવામાં આવતાં તે શુભદર્શક જણાઈ એટલે ગોપાળરાવને દત્તક લઈ વડોદરા રાજ્યની ગાદીએ બેસાડવા માટે શકે ૧૭૯૭ ના વૈશાખ વદ ૭ ( તા. ૨૭ મી મે ૧૮૭૫ )નું મુહૂર્ત ઠરાવવામાં આવ્યું.

# પ્રકરણ ૩જું



## સયાજીરાવનું બાળપણ, રાજ્યાભિષેક તથા શિક્ષણ.



મહારાજા ખંડેરાવની વિધવા મહારાણી જમનાબાઈએ કવલાણા શાખાના ગાયકવાડ કુટુંબના કાશીરાવના વચલા પુત્ર ગોપાળરાવને દત્તક લીધા તેમને વડોદરા રાજ્યની ગાદી પર બેસાડવા માટે શુભ મુહૂર્ત તા. ૨૭ મી મે ૧૮૭૫ ના રોજનું કર્યું હતું. તે મુજબ દત્તવિધાન થયું અને રાજ્યાભિષેક વખતે ગોપાળરાવને આપણા ચરિત્રનાયક મહારાજા સયાજીરાવ ૩જા તરીકે જાહેર કરવામાં આવ્યા. આ દત્તવિધાનનું તથા રાજ્યાભિષેકના સમારંભનું વર્ણન કરતાં પહેલાં આપણે હવે આ ગોપાળરાવ ઉર્ફે સયાજીરાવ ૩જાએ કવલાણામાં બાળપણ કેવી રીતે ગાળ્યું તે જોઈએ.

### કવલાણામાં બાળપણ

ગોપાળરાવનો જન્મ કવલાણામાં કાશીરાવ તથા તેમના પત્ની ઉમાબાઈના પુત્ર તરીકે ઈ. સ. ૧૮૬૩ માં માર્ચ મહિનાની ૧૧ મી તારીખે થયો હતો. તેમના મોટા ભાઈ આનંદરાવ તેમનાથી લગભગ પાંચ વર્ષે મોટા હતા, જ્યારે નાના ભાઈ સંપતરાવ તેમનાથી બે વર્ષે નાના હતા.

નાનપણમાં સયાજીરાવ (ગોપાળરાવ)ને તરવાનો શોખ હતો. દીવાન બહાદુર ગણપતરાવ શ્રાવણરાવ તેમના 'ચુલત ચુલત બંધુ' થતા હતા. સયાજીરાવ, ગણપતરાવ તથા સંપતરાવ હમેશ એકત્ર રમતા. નાનપણમાં સયાજીરાવને પાંચ વર્ષની ઉમરે શીતળા



શ્રી. સયાજીરાવ ( ગોપાળરાવ ) ૧૮૭૫ મા

નીકળ્યાં હતાં. જે વખતે સયાજીરાવ વગેરે કવલાણામાં રહેતા તે વખતે ત્યાં ફક્ત ૧૦૦-૧૫૦ ઘર હતાં. તેમાં એત્રણ બ્રાહ્મણ કુટુંબો તથા સાત ગાયકવાડ કુટુંબના ઘર હતાં, જ્યારે બાકીની વસતિ કુણબીઓની હતી. બધા ખેતી કરતા. ગામના મધ્યમાં વડના ઝાડ નીચે ઊંચો ઓટલો હતો. ત્યાં હનુમાનજીનું તથા તેની જ સામે મહાદેવજીનું એમ બે દેવાલયો હતાં. મહાદેવજીના મંદિરની બહાર મોટો ઓટલો હતો ત્યાં ગામના પ્રતિષ્ઠિત વજનદાર લોકો ભેગા થઈ મહત્વની બાબતોની વાટાઘાટ કરતા. હનુમાનજીના મંદિરની સામે એક મોટું વિસ્તીર્ણ મેદાન હતું ત્યાં ગામના છોકરાઓ રમવા ભેગા થતા, જેમાં કાશીરાવના છોકરાઓ તથા બીજા ગાયકવાડ વંશના છોકરાઓ પણ સામેલ થતા. આટયા પાટયા ખોખો, લખોટીઓ, ગીલ્લીદંડા વગેરે રમતો રમાતી. બાળ ગોપાળરાવ આ રમતો સારી રીતે રમતા હતા.

કવલાણામાં ગાયકવાડોનાં ઘરો ધાબાવાળાં હતાં. ઘરનું આંગણુ મોટું હતું. ઘરમાં ઓરડીઓ હતી તેથી રહેવાની સગવડ સારી હતી અને પરોણા આવે તો પણ અડચણ પડતી નહિ. કાશીરાવ વગેરેને ઘેર ખેતી માટે બળદ તથા દુઝાણાની ગાયો ભેંસો હતી. તેથી ઘરમાં દૂધ, ઘી, દહીં, માખણ વગેરે સારા પ્રમાણમાં મળી શકતાં. ખાવાપીવાની તથા રમવા ફરવાની સગવડને લીધે તથા ખુલ્લી હવા મળવાને લીધે છોકરાંની પ્રકૃતિ નીરોગી રહેતી તથા શરીર કૌવતવાળું રહેતું.

કવલાણા પાસે આવેલા માલેગાંવમાં દર શુક્રવારે ગુજરી ભરાતી. તેમાં કુટુંબના વડીલો જતાં અને છોકરાં માટે 'ખાઉ' લાવતાં. કેટલીક વખતે છોકરાં પણ આ ગુજરીમાં જતાં. માલેગાંવમાં ચતુઃશ્રૃંગીના મંદિરનો મેળો દર શ્રાવણ માસમાં ભરાતો

તેમાં કાશીરાવ દર વર્ષે છોકરાને લઈ જતા. છોકરાં પણ આ મેળામાં જતાં.

કાશીરાવ અને ઉમાબાઈને થયેલી સંતતિમાં સૌથી મોટી ભીમાબાઈ નામની કન્યા હતી. તેની પછી આનંદરાવનો જન્મ થયો. આનંદરાવ પછી ચિમાબાઈ અને તેમની પછી ગોપાળરાવ ઉર્ફે સયાજીરાવ જન્મેલાં. ગોપાળરાવ પછી રમાબાઈનો જન્મ થયેલો તેમની પછી સંપતરાવ થયા. તે પછી તુળાબાઈ નામની કન્યા થયેલી. આમ કાશીરાવ તથા ઉમાબાઈને ચાર દીકરીઓ તથા ત્રણ દીકરાઓ થયેલા. દેશી મિતિ પ્રમાણે ગોપાળરાવનો જન્મ શાલિવાહન શક ૧૭૮૪ના ફાગણ વદ ૬ બુધવારે સવારે ( તા. ૧૧–૩–૧૮૬૩ ) થયો હતો.

ગોપાળરાવ પાંચ વર્ષના હતા ત્યારે એક આખલાએ જોરથી દોડી તેમને પોતાના શીંગડા ઉપર લીધા અને તે દોડવા લાગ્યો. બૂમો સાંભળી તેની પાછળ બીજા લોકો પણ દોડયા. સામેથી કાશીરાવ આવતા હતા. તેમણે જોયું કે આખલાએ ગામના કોઈ છોકરાને શીંગડાં પર લીધો છે અને તે સામેથી દોડતો આવે છે; એટલે તેમણે પ્રસંગાવધાન રાખી તેના શીંગડાં પકડી આખલાને નમાવ્યો અને ગોપાળરાવ કૂદકો મારી નીચે આવ્યા. તેને ઓળખતા જ કાશીરાવને લાગ્યું કે મે મારા છોકરાને સંકટમાથી ઉગાર્યો.

ગોપાળરાવને કવલાણાની શાળાના ફકત દર્શન થયાં હતા. ગામડાના વાતાવરણમા કાશીરાવના છોકરાં ઉછર્યાં હતાં, તેથી તેમની પ્રકૃતિ સારી હતી, તેમનાં શરીર સુદૃઢ હતા ગામડામાં આનંદપ્રમોદનાં સાધન તરીકે રમાતી કુસ્તીઓ, મદારીના ખેલ, વગેરે જોઈ તે આનંદ કરતા. કવલાણામા ગાળેલા બાળપણની સયાજીરાવને ખાસ સ્મૃતિ રહી નહતી. તેઓ જ્યારે ૧૯૨૬માં

રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ પછી કવલાણા ગયા ત્યારે ફક્ત મહાદેવનું મંદિર તથા વહેળો જૂના કવલાણાની ઓળખાણ આપતાં હતાં. મોટા મેદાનમાં તો નવીન પદ્ધતિના ગાયકવાડ ઘરાણાના ઘર બંધાયેલાં હતાં અને આનંદરાવ માટે એક 'વાડા' જેવું ઘર બાંધેલું હતું.

## તા. ૨૨-૫-૭૫ નું જાહેરનામું

કવલાણાની શાખામાંથી દત્તક લેવાનો નિર્ણય જાહેર કરી તે બાબત રેસિડન્ટે વડોદરા શહેરના શેઠ શાહુકાર, સરદાર દરકદાર વગેરેને બોલાવી તા. ૨૨-૫-૧૮૭૫ ના રોજ ખબર આપી. આ સંબંધે તા. ૨૧-૫-૧૮૭૫ ના ગવર્નર જનરલના એજન્ટ તથા વડોદરા રાજ્ય માટે સ્પેશ્યલ કમિશનર મિ. મીડની સહીથી નીકળેલા જાહેરનામામાં જણાવ્યું હતું કે વડોદરાની ગાદી પર એકાદ ન્હાનો છોકરો બેસાડી તેને રાજ્યકર્તાની ફરજો સંબંધે શિક્ષણ આપી તૈયાર કરવો એ, વડોદરા રાજ્યના હિતની દૃષ્ટિએ જોતાં, જેનામાં કોઈપણ પ્રકારની લાયકી નથી તથા રાજા થવાની જેને આજસુધી આશા નહતી એવા એકાદ સજ્ઞાન વયના પુખ્ત ઉમરના પુરુષને પસંદ કરવા કરતાં વધારે સારું છે. આ સર્વ વાતોનો વિચાર કરી ખાનદેશના ત્રણ છોકરાઓ પૈકી જમનાબાઈને પસંદ પડે તે છોકરાને મંજૂર રાખવાનો ઠરાવ સરકારે કરેલો છે વગેરે.

## નિરાશ ઉમેદવારોને આસામી

મહારાણી જમનાબાઈની પસંદગીને સાર્વભૌમ સરકારની મંજૂરી મળી એટલે ગાદી માટે ઊભા થયેલા વડોદરા શહેરના ઉમેદવારો પૈકી ગણપતરાવ તથા ખંડેરાવે ખટપટ છોડી દીધી. તેમને રૂ. ૧૦૦૦

તથા રૂ. ૧૨૦૦ વાર્ષિક ઉત્પન્નનાં ગામ ઇનામ આપવામાં આવ્યાં તથા વાર્ષિક રૂ. ૬૦૦૦ ની જાતનિમણૂક કરી આપવામાં આવી. નબળા મનનાં મુગટરાવે આ નિર્ણયથી નિરાશ થઇ આપઘાત કર્યો. ચોથા ઉમેદવાર સદાશિવરાવે આ નિર્ણય માન્ય નહિ રાખ્યો એટલે રાજ્યની શાંતિ જોખમમાં ન આવે એ કારણસર હિન્દુસ્તાન સરકારે તેને નજરકેદ કરી તા. ૨૭-૧-૧૮૭૬ ના રોજ કાશીક્ષેત્રમાં હદપાર કર્યો અને તેના નિર્વાહ માટે રૂ. ૮૪૦૦ ની વાર્ષિક નિમણૂક આપી, જે ૧૮૮૯માં રૂ. ૯૬૦૦ કરી આપવામાં આવી. વડોદરા રાજ્યમાં તે આવી ન શકે, પણ તે કાશી અગર હિન્દના અમે તે ભાગમાં રહી શકે એવી શરત કાયમ રાખવામાં આવી હતી. તેનું ૧૮૯૦ માં કાશીમાં જ અવસાન થયું.

## પસંદગી બાબત જાહેરાત

તા ૨૫-૫-૧૮૭૫ના રોજ મિ. મીડે જાહેરનામાથી વડોદરા રાજ્યની પ્રજાને જણાવ્યું કે હિન્દુસ્તાન સરકારના હુકમ પ્રમાણે કાશીરાવના બીજા પુત્ર ગોપાળરાવને દત્તક લેવામાં આવ્યા છે અને રાજ્યાધિકાર માટે પસંદ કરવામાં આવ્યા છે. તેમના દત્તવિધાન તથા રાજ્યાભિષેકનો સમારંભ રાજવાડામાં તા. ૨૭-૫-૧૮૭૫ ને ગુરુવારે સવારે કરવામાં આવશે.

## દત્તવિધાન

તે મુજબ તા. ૨૭-૫-૧૮૭૫ ના રોજ ગોપાળરાવને દત્તક લેવાનો વિધિ પ્રથમ કરવામાં આવ્યો. દત્તક આપનાર કાશીરાવ હતા, અને દત્તક લેનાર મહારાણી જમનાબાઈ હતાં. દત્તવિધાન પૂરું થતાં ગોપાળરાવનું નામ 'સયાજીરાવ' રાખવામાં આવ્યું. પછી સાકર વહેંચવામાં આવી. જમનાબાઈ એમને હમેશ 'બાળાસાહેબ'

નામથી બોલાવતાં. આ દત્તવિધાન સમારંભ હાલ બેન્ક ઑવ બરોડા જે જગો પર આવી છે તે જગોએ આવેલા વાડામાં થયો હતો.

## રાજ્યાભિષેક

આ સમારંભ પૂરો થયા પછી મહારાણી જમનાબાઈ સરકારવાડામાં સયાજીરાવને લઈને આવ્યાં, સયાજીરાવને ત્યાં અભિષેક કરી રાજમુકુટ પહેરાવવામા આવ્યો તથા સયાજીરાવ ૩ જાના નામથી તેમની આણ ફેરવવામાં આવી. બરદરબારમાં તેમને ગાદીહોલમાં સર રિચર્ડ મીડે ઉંચકીને ગાદીએ બેસાડયા અને તેમની વડોદરાના રાજવી તરીકે કારકિર્દી શરૂ થઈ

## શિક્ષણ માટે ગોઠવણ

આપણે જોઈ ગયા તેમ સયાજીરાવ ( ગોપાળરાવ ) તે વખતે તદ્દન અભણ હતા. તેમને લખતાં વાચતા આવડતુ ન હતું. તેથી રેસિડન્ટ મીડ તથા સર્વ સત્તા ધરાવનાર દીવાન સર ટી. માધવરાવે તેમને ભણાવવાની યોજના ઘડી, જેને જમનાબાઈની સંમતિ મળી, અને તા. ૭–૬–૧૮૭૫ ના રોજ તેમનું વિધિપૂર્વક શિક્ષણ શરૂ થયું. શરૂઆતમા તેમને મરાઠી તથા ગુજરાતી ભણાવવા મરાઠી તથા ગુજરાતી શિક્ષકો રાખવામા આવ્યા પણ અભ્યાસ માટે સરકારવાડામાં નક્કી કરેલી ઓરડી તથા શિક્ષકો જે પદ્ધતે શિક્ષણ આપતા હતા તે પદ્ધત અસંતોષકારક જણાતા તા. ૨૬–૮–૧૮૭૫ ના રોજ દીવાને તથા રેસિડન્ટે નવી યોજના ગવર્નર જનરલ તરફ મોકલી. તે મંજૂર થઈ આવતા રાજપુત્રશાળા ( Princes' School ) સ્થાપન થઈ. તેના પ્રિન્સિપાલ ( અધિષ્ઠાતા ) તરીકે વરાડના કેળવણી ખાતાના વડા મિ. એફ. એ એચ. ઇલિયટ આઈ સી એસ. ને ગવર્નર જનરલની સમતિથી નીમવામાં આવ્યા. તેમણે તા. ૧૦–૧૨–૧૮૭૫ ના રોજ પોતાની જગોનો હવાલો લીધો. તેમના

ઉદાર, નિખાલસ તથા પ્રેમાળ સ્વભાવ તથા શાળાના વખત બહાર બાળકો સાથે બાળક જેવા થઈ રમવાની તેમની વૃત્તિને લીધે તે સયાજીરાવના ગુરુ, સોબતી તથા મિત્ર થયા. ૧૯૧૦ માં તેઓ વિલાયતમાં ગુજરી ગયા ત્યાં સુધી ઇલિયટ તથા સયાજીરાવ વચ્ચે ગુરુ શિષ્યનો સંબંધ તથા ઇલિયટ તથા તેમના સંતાનો માટે સયાજીરાવના મનમાં પૂજ્યભાવ તથા પ્રેમ ચાલુ રહ્યાં હતાં.

## જમનાબાઈનો સહકાર

સયાજીરાવના શિક્ષણ માટે મંજૂર થયેલી નવી યોજનાના અમલમાં મહારાણી જમનાબાઈએ સયાજીરાવ આદર્શ નૃપતિ થાય એમ ઇચ્છી માતા તરીકે લાડ લડાવવાની કુદરતી વૃત્તિને સંયમમાં રાખી રાજવાડાના દાસદાસીઓના વાતાવરણમાંથી બને તેટલા દૂર રાખ્યા તથા શાળાની શુદ્ધ હવામાં વિકાસ પામવાની તક આપી. હરીફાઈ પ્રગતિને મદદગાર હોવાથી શાળામાં મહારાજાની સાથે તેમના ન્હાના ભાઈ સંપતરાવ, ઉખાજીરાવ કાકાના દીકરા દાદાસાહેબ ગાયકવાડ, ગણપતરાવ ગાયકવાડ વગેરે મરાઠા પ્રતિષ્ઠિત કુટુંબોના છોકરાઓને રાખ્યા હતા, પણ તેઓ સયાજીરાવ કરતાં અભ્યાસમાં ઉતરતા જણાતાં પાછળથી માધવરાવ નારાયણ ગોડબોલે વગેરેને દાખલ કર્યા હતા.

## રોજનો કાર્યક્રમ

કહે છે કે સયાજીરાવ તે વખતે સવારે પાા-૬ વાગે ઊઠતા, તથા સવારના કુદરતી હાજતે જઈ મુખમાર્જનથી પરવારી કોઈ વખતે કુસ્તી તો કોઈ વખતે મગદળની જોડી તથા મલખંબ, કોઈ વખતે દંડબેઠક કરી ઘોડા પર બેસી ફરી આવતા. બાદ અલ્પાહાર કરી દસ વાગે ઘોડા પર બેસી સરકારવાડાથી મોતીબાગમાં રાખેલી

શાળામાં ૧૦-૧૦॥ વાગે જતા. બપોરના દોઢથી અઢી સુધી વિશ્રાંતિની રજા પડતી. દોઢ અને અઢી વચ્ચે જમતા. સાંજરે ૫ વાગે શાળામાંથી છૂટતાં મોબતાઓ સાથે તેઓ રમતા. તેમાં આટયાપાટયા, 'સિંગોરચ્યા', સુર અને ક્રોઈક વખતે બેડમિંગ્ટન વગેરે રમતો રમતા. તેઓ રાત્રે ૯ વાગે જમતા અને ૧૦ વાગે સુઈ જતા. સયાજીરાવે બિલિયર્ડ રમવાની તથા પંદર દિવસે એક વખત શિકારની ટેવ રાખી હતી. લક્ષ્મીવિલાસ ગજમહેલનો પાયો ચણાતાં તેની અરધી ચણાયેલી ભીંત ઉપરથી કુદકા મારવામાં તથા દોડવામાં એમને આનંદ પડતો તથા પાલસુલભ હાસ્ય ફેલાતું. તેમને પદ્ધતસર તરવાનું શીખવવા મોતીબાગમાં હોજ બંધાયો હતો તથા વિશ્વામિત્રી નદી ઉપર ગદિનાબાઈના બાગના ઘાટ પર તરવા માટે લઈ જવામાં આવતા. તે સિવાય કરોગદા, તલવારના પટા, નિશાનબાજી, કવાયત, વગેરે પણ તેમને શીખવવામાં આવતાં.

આમ શરીરને સુદૃઢ બનાવવા રમત તથા વ્યાયામ માટે વખત કાઢવા છતાં સયાજીરાવ બીજા દિવસ માટે રાતના ૭॥ થી ૯॥ સુધી અભ્યાસ કરતા. જો કોઈ દિવસ તે પુરો ન થાય તો સવારે જરા વહેલા ઉઠી તેઓ બાકી રહેલો અભ્યાસ પુરો કરતા.

## ખંત ને દીર્ઘોદ્યોગ

ઇંગ્લંડમાં બાર વર્ષની ઉમરનો ઉચ્ચ સ્થિતિનો છોકરો 'પ્રેપેરેટરી સ્કૂલ' (તૈયારીશાળા) છોડીને 'પબ્લિકસ્કૂલ' (ઉચ્ચ વર્ગના વિદ્યાર્થીઓને ઉત્તમ શિક્ષણ આપતી ખાસ શાળા)માં જાય છે. સયાજીરાવ તો એ ઉમરે તદ્દન નિરક્ષર હતા એટલે ઇલિયટને તે 'દેખીતી રીતે તથા ખરેખર મંદબુદ્ધિ (dull)' લાગ્યા એમાં નવાઈ નથી. તેમને અંગ્રેજી, ગુજરાતી, મરાઠી તથા ઉર્દૂ એમ જુદી જુદી લિપિમાં લખાતી ચાર ભાષાનો બોજો સહન કરવાનો

હતો. તે સિવાય, ઇતિહાસ, ભૂગોળ તથા ગણિત છ વર્ષમાં શીખવાનાં હતાં. તે ઉપરાંત રાજકારોબાર ચલાવવાની લાયકી મેળવવા માટે જુદા જુદા વિષયોની તથા રાજા તરીકે કેમ વર્તવું તથા સારી રીતભાત રાખવી તે સંબંધી માહિતી લેવાની હતી. આ બધું એક સામાન્ય છોકરા માટે મુશ્કેલ હતું, પરંતુ સયાજીરાવની ખંત તથા દીર્ઘોદ્યોગને લીધે તેમણે સાલોસાલ સારી પ્રગતિ કર્યાની નોંધ ૧૮૭૫–૭૬ થી ૧૮૮૦–૮૧ ના વાર્ષિક રાજકારભારના રિપોર્ટમાં સર ટી. માધવરાવે કરી છે. આ મુદતમાં મહારાજાનું ચારિત્ર્ય પણ ઘડાયું હતું તે માટે મહારાણી જમનાબાઈને યશ ઘટે છે. મહારાજા સયાજીરાવ ગણિતમાં નબળા (weak) હતા. સગીરાવસ્થા પૂરી થઈ ૧૮ વર્ષ પૂરાં થયાં પછી પૂર્ણ રાજ્યાધિકાર સોંપાતાં પહેલાં તેમણે ભણવા માટે મળેલા વખતના પ્રમાણમાં સારી પ્રગતિ કરી હતી. તેઓ અંગ્રેજી પુસ્તકો સારી રીતે વાંચી જાણતા, અંગ્રેજીમાં સુંદર વાતચીત કરી શકતા, તથા વય પ્રમાણે ટૂંકાં ભાષણો પણ કરી શકતા. તેમના શિક્ષણ માટે લેવાયેલી અસાધારણ કાળજીને લીધે તેમને મળેલા સિક્ષણના પાયા પર સયાજીરાવ આત્મોન્નતિ સાધી રાજ્ય, દેશ તથા જગતમાં પોતાના ઉત્તમ કાર્યોથી કીર્તિની ટોચે પહોંચ્યા. પણ તેમના હસ્તાક્ષર તેમની બુદ્ધિ સાથે દોડી ન શક્યા અને ખરબ અક્ષરની બૂમ તેમને પાડવી પડતી, જો કે તેમણે અક્ષર સુધારવા પાછળથી પ્રયત્ન કર્યો હતો. આમ છતાં સયાજીરાવને એમ લાગ્યા જ કરતું કે મારા પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ માટે પૂરતું ધ્યાન અપાયું ન હતું અને મને રાજ્યાધિકાર બેત્રણ વર્ષ મોડો અપાયો હોત તો સારું થાત." (૧૯૧૩ નો એક પત્ર) કહે છે કે રાજા સર ટી. માધવરાવને પણ એમ લાગતું હતું કે મહારાજા સયાજીરાવને રાજ્યના સર્વાધિકાર ૨૧ વર્ષે આપવામાં આવ્યા હોત તો તેમને તેમની રાજા તરીકે ફરજો બજાવવા માટે યોગ્ય

શિક્ષણ તથા તાલીમ આપવા પૂરતો વખત મળી શકત. વળી એમ પણ કહે છે કે ઇલિયટે સયાજીરાવના મન પર પાશ્ચાત્ય સુધારાની શ્રેષ્ઠતા તથા હિન્દી સભ્યતા તથા સંસ્કૃતિની લઘુતાની સજ્જડ છાપ પાડી. તેમને લગભગ 'હિન્દી યુરોપિયન' લાંબા વખત માટે બનાવી દીધા તે માટે સર ટી. માધવરાવ પાછળથી પસ્તાતા હતા, અને હિન્દી રાજા માટે અંગ્રેજ મુખ્ય શિક્ષક રાખવામાં ભૂલ થયાનું માનતા હતા. આ અસર માટે કેટલેક અંશે ખરેખર, તે યુગ પણ જવાબદાર હતો.

## વિદ્યાર્થી તરીકે સંસ્મરણો

રાજ્યના સર્વાધિકાર સોંપાતા પહેલાં તેમણે જે છ વરસ શિક્ષણ લેવામાં ગાળ્યાં તે વખતે તેઓ કેવું જીવન જીવતા હતા તે સંબંધે તેમણે ૧૯૩૨ માં પોતાના ન્હાના ભાઈ સંપતરાવને લખેલા પત્રમાં કેટલાંક સંસ્મરણો લખ્યાં છે. તેમાં તેઓ જણાવે છે કેઃ—

" મારા સિવાય આપણા કુટુંબમાં સૌથી વૃદ્ધ તથા બધાની સાથે નિકટ સહવાસમાં આવેલા તમે એકલાજ હોવાથી આપણા બાળપણની હકીકતની દરેક વિષયની સ્વતંત્ર નોંધો તમારે કરી રાખવી એવી મારી તમને સૂચના છે. દાખલા તરીકે ખોરાક સંબંધે તે વખતે આપણને માંસ કેવી રીતે પુષ્કળ આપવામાં આવતું તથા તેમાં ખૂબ મસાલો નાખવામાં આવતો, પણ શાકભાજી તદ્દન ઓછી આપવામાં આવતી તે તમને યાદ હશે ! આ સર્વ પદાર્થ માખણમાં ખૂબ તળાતા. તે વખતે આપણે ન્હાના છોકરા હોવાથી તે મીઠા લાગતા; પણ એને બદલે સાદું તથા પૌષ્ટિક અન્ન આપણને વધુ ઉપયોગી થાત એવું જ્ઞાન તે વખતે આપણને ન હતું. સવારે આપણને ખૂબ વ્યાયામ કરાવતા તેથી બપોરના તાપમાં આપણા વર્ગમાં આપણને ઊંઘ આવતી. તે વખતે માસ્તરોને લાગતું કે

આપણને કોઇ અફીણ ખાવા આપે છે. તે વખતના રાજવાડા કામદાર ( Palace Officer ) ગણુપતરાવ મહાજન એમણે ગણુપતરાવ પવારને ઇર્ષ્યાથી નોકરીમાંથી કેવી રીતે કમી કરાવ્યા, મુદપાકખાના કામદાર તાત્યા જેજુરીકર પોતાની મોટાઇનાં તથા પરાક્રમનાં ગપ્પાં કેવી રીતે મારતા હતા, તે તમને યાદ હશે જ. તાત્યા જેજુરીકરનું સુકલકડી ઊંચું શરીર, ખૂબ આગળ આવેલું પેટ, કાળાશ પડતો તથા કરચલીઓ પડતો ચહેરો, ઝીણી આંખો તથા મંદ મુદ્રા કેવી મજેદાર હતી ! તો પણ માલિક નારાજ થતાં હાલના કાયદા પ્રમાણે અપાતી સજા કરતાં વધારે કડક શિક્ષા ન થાય તે માટે માલિકની મહેરબાની મેળવવાનું ચાતુર્ય તેમનામાં કેવું હતું ! તેમનો ઘુંટણ સુધી લાંબો સુતરાઉ અંગરખો, લાલ રંગની ગોળ બાબાશાહી પાઘડી એ બધું તમને યાદ હશે જ. તે વખતે તેઓ રોફમાં કહેતા કે મારા જેવી મુદપાકખાનાની વ્યવસ્થા બીજાને તો શું, પણ ખુદ તમારા પેલા સર ટી માધવરાવ દીવાન છે ને, તેમને સુદ્ધાં આવડશે નહિ. આ સર્વ હકીકતો તમને યાદ હશે જ. તેના તમે અવશ્ય ટાંચણ કરી મૂકો એટલે ત્યારબાદ ખાનગીખાતામાં જે સારા નરમા ફેરફાર કરવામાં આવ્યા છે તથા તે કરવામાં જે અડચણો આવી છે તેની કલ્પના આવી શકશે. "

## જનક માતાપિતા માટે આકર્ષણ

આદર્શ રાજવીની લાયકાત મેળવવામાં સગાંવહાલાંનો સહવાસ અંતરાય રૂપ ન થવા દેવા માટે, સયાજીરાવ તથા તેમના જનક માતાપિતાની મુલાકાત થવા દેવી મહારાણી જમનાબાઈને તથા દત્તક તરીકે નવાં થયેલાં નજીકના સગાંવહાલાંને ઇષ્ટ ન લાગવાથી, તેમની વચ્ચે મુલાકાત થવા દેવામાં આવતી નહિ તેથી સયાજીરાવને લાગી આવતું. તે સંબંધે સયાજીરાવે એક વખતે સંસ્મરણ કહેતાં જણાવ્યું કે:—

" મારૂં દત્તવિધાન થયા પછી મને મારા જનક માતાપિતા બહુ યાદ આવતાં, ને તેમના વગર મને સુના પડયા જેવું લાગતું. મારા પિતા સંકોચી પણુ ઉમદા સ્વભાવના હતા. અને તેમની તથા મારી ખૂબ ગઢી હતી. તેમને મળવાની છૂટ મારે જોઈએ તેટલી નહિ હોવાથી હું જૂના રાજવાડાના 'બારદારી'ના છજ્જામાંથી હાથ હલાવી તેમને નિશાનીઓ કરતો, તેમને મળવામાં ખરેખરૂં કાંઈ ગેરકૃત્ય કરવાનો મારો હેતુ ન હતો; તો પણુ મને બીજા લોકો સાથે ભળવા દેતા ન હતા, ને તેને લીધે વ્યવહારમાં નિસની વાતો કેવી રીતે કરવી તેનું જ્ઞાન પણુ મને મળ્યું ન હતું. "

## ચોવીસે કલાક મહારાજા

આમ મહારાજાને પોતાની બરાબરીનો કોઈ મિત્ર નહિ મળવાથી તેમને એકલા પડયા જેવું લાગતું અને પોતે આજુબાજુના સર્વ લોકોથી જુદા છે એ વાતનું ભાન તેમને સતત કરાવવામાં આવતાં તેમને ચોવીસે કલાક મહારાજા તરીકે જીવવાની ટેવ પડી અને તેમનાં મહારાણી તથા છોકરાં સાથે પણુ 'મહારાજા' તરીકે તેઓ વર્તે છે એવી ફરિયાદ કરવા તેમને યોગ્ય કારણુ મળ્યું, અને પોતાને પણુ ગૃહસ્થાશ્રમનો ખરો આનંદ લૂંટવાનો લહાવો ન મળ્યો, ને ઘણે ભાગે તેઓ આત્મલક્ષી તથા અંતર્મુખ બન્યા.

## મેલવિલની કિંમતી સલાહ

સર રિચર્ડ મીડ ૧૮૭૫ના નવેમ્બરમાં દક્ષિણુ હૈદરાબાદના રેસિડન્ટ થતાં તેમની જગોએ પી એસ. મેલ વિલ ' એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ' નિમાયા હતા. તેમણે સર ટી માધવરાવ તથા મહારાણી જમનાબાઈ સાથે સયાજીરાવના શિક્ષણમાં ઊંડો રસ લીધો હતો. મહારાજા સયાજીરાવને રાજ્યના સર્વાધિકાર તેમને ૧૮ વર્ષ

પૂરાં થયાં પછી ૧૮૮૧ના ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં અપાવાના હતા; તેથી મિ. મેલવિલે સયાજીરાવને રૂબરૂમાં રેસિડન્સીમાં મિ. ઇલિયટની હાજરીમાં કેટલીક સલાહ આપી હતી. તેમાં તેમણે રાજમાતા મહારાણી જમનાબાઈ તરફ યોગ્ય માન તથા પ્રેમ રાખવા, મહારાજાનાં મહારાણીને પણ તેજ પ્રમાણે જમનાબાઈ તરફ વર્તવાનું કહેવા, રાજમહેલમાં ઉભી થતી મુશ્કેલીઓ સંબંધે મહારાણી જમના-બાઈને વાત કરી તે દૂર કરાવવા, રાજમહેલ સંબંધે જમનાબાઈ જ કારભાર કરતાં હોવાથી તેમના સંબંધે પોતે કોઈ પણ અપ્રિય શબ્દ ન ઉચ્ચારવા તેમ કોઈને પણ ન ઉચ્ચારવા દેવા માટે પૂરતી કાળજી રાખવા જણાવ્યું હતું. તેમજ જમનાબાઈની પુત્રી તારાબાઈને ભગિની તરીકે રમકડાં ચોપડીઓ વગેરે ન્હાની ન્હાની બક્ષિસો આપી પોતાનું હેત દેખાડવા તથા બાળબુદ્ધિથી તે કાંઈ ગમે તેમ બોલે અગર કરે તો તે ધ્યાન પર ન લેવા તથા ગુસ્સો ન કરવા અને રાજકુટુંબના માણસોનો પ્રેમ તથા વિશ્વાસ મેળવવા માટે યોગ્ય મયાળુપણા તથા વિવેકથી વર્તવા તથા કે. ખણુપતરાવ. મહારાજના વિધવા મહારાણી રાધાબાઈને માન આપવા—તેમની મુલાકાતે જવા તથા રાજમહેલના લોકો સાથે પોતાનો મોભો જાળવી યોગ્ય રીતે વર્તવા મિ. મેલવિલે જણાવ્યું હતું. વળી અંગત નોકરો સાથે ગુસ્સે ન થવા અને ગાળો ન દેતાં દયાથી વર્તવા અને સજા કરવાની જરૂર હોય તો દંડ કરવા કે બરતરફ કરવા અને નોકરોને પોતાની સાથે વધારે પડતી છૂટ ન લેવા દેઈ પોતાનો મોભો જાળવવા તેમ તેમને પોતાના સોબતી ન બનાવવા સલાહ આપી હતી. કોઈ પણ શખ્સને અંગત નોકરો મુલાકાતે ન લાવે, તથા કોઈ મોભાદાર શખ્સે સાથે આણ્યા સિવાય કોઈ પણ ત્રાહિત શખ્સને મુલાકાત ન આપી ખરાબ અગર હલકા લોકોને દૂર રાખવા, ખટપટિયા લોકો તેમનો લાભ ન લે તે માટે તેમને

મુલાકાત કે વચન ન આપવા મિ. મેલવિલે સયાજીરાવને ચેતવ્યા હતા. દશેરા વગેરે ચાલતા આવતા જાહેર પ્રસંગ સિવાય નજરાણા કે ભેટો નહિ સ્વીકારવા તેમ કોઈના ઉપકાર નીચે ન આવવા તથા કોઈ શખ્સ પાસેથી કરજે નાણું ન લેવા, તેમજ કોઈ પણ શખ્સને નોકરી આપવા કે બઢતી આપવા કે કોઈને યોગ્ય સજામાંથી મુક્ત રાખવા ખાતાનાં વડાઓને કોઈ પણ દિવસ ન કહેવા અગર કોઈ મુકર્દમામાં કોઈને ખાસ મહેરબાની દેખાડવાનું ન સૂચવવા તથા ચાલુ રાજકારભારીઓને ઉત્તેજન આપવા મિ. મેલવિલે છેવટે જણાવ્યું હતું.

સયાજીરાવને ૧૮૮૧ ના ડિસેમ્બરમાં રાજ્યકારભારના સર્વાધિકાર સોંપવાનું ઠરતાં તેજ સાલના માર્ચ મહિનામાં સુરાજ્યના ધોરણો તથા અમલ સંબંધે ૯ માસનો ભાષણોનો અભ્યાસક્રમ શરૂ કરવાનું ધોરણ ઠર્યું અને વડોદરા રાજ્યના પ્રાંતોમાં ફરી પોતાના રાજ્યનો પરિચય કરાવવાનો જે પ્રથમ કાર્યક્રમ હતો તે સત્તા પર આવતાં સુધી પડતો મુકાયો.

આ વખતે મહારાજાને ફક્ત ૧૮ વર્ષ થયાં હતાં તેથી આ ગંભીર વિષયો પર ભાષણો સાંભળી તે ગ્રહણ કરવાનો બોજો વધારે પડતો હતો. ભાષણો અંગ્રેજીમાં અપાયાં હતાં અને સયાજીરાવે પોતાની સર્વ માનસિક શક્તિઓ ખર્ચી છતાં તથા પ્રશ્નોત્તર મારફત ખુલાસા મેળવ્યા છતાં બધું જ ગ્રહણ કર્યું હશે એમ માનવું મુશ્કેલ છે તો પણ જે તે વિષયના તત્ત્વોની રૂપરેખાની છાપ તેમના પર પડી હશે એમાં કાંઈ શક નથી.

### રાજવહીવટ માટે ભાષણો

તેમાં દીવાન–રીજન્ટ રાજા સર ટી. માધવરાવે રાજકારભારના મૂલગત તત્ત્વો સાથે રાજાના અંગત વર્તન સંબંધે, સરસુબા કાઝી

શાહબુદ્દીને જમીન મહેસૂલ સંબંધે, અણ્ણા ભીવરાવ તાહ્મણેએ હિસાબી ખાતા સંબંધે, ન્યાયાધીશ ગાડગીલ તથા થાણાવાળાએ કાયદા સંબંધે, પેસ્તનજી જહાંગીરજી તાલીયારખાને જમીન મહેસૂલની આકારણી તથા લશ્કર સંબંધે, તથા વિનાયકરાવ કીર્તનેએ પોલીસ તથા જેલ સંબંધે ભાષણો આપ્યાં હતાં. જે તે વક્તાએ પોતપોતાના વિષયને બનતો ન્યાય આપ્યો હતો અને સયાજીરાવના ગુરુ ઇલિયટના મત પ્રમાણે તે ઉચ્ચ કોટિનાં છે. આવાં High class ભાષણો જો કે તે આપનારના જ્ઞાનનું પ્રદર્શન કરે છે તો પણ તે સાંભળનારને ઘણી વખતે સમજાતાં નથી.

## દીવાનની સલાહનું સ્વરૂપ

દીવાન રાજા સર ટી. માધવરાવનાં ભાષણો તથા રાજા તરીકે કેમ વર્તવું તે સંબંધે સૂચનાઓ આજે પણ ઉપયોગી છે. તે 'Minor Hints' નામથી ઓળખાય છે. તે પુસ્તક રાજ્યના દરેક અમલદારે વાંચવા રાજ્ય તરફથી ઠર્યું છે તે ઉપરથી રાજા સર ટી. માધવરાવની સૂચનાઓ તથા ભાષણો કેટલાં ઉપયોગી છે તેનો ખ્યાલ આવે છે. લેખકે રાજ્યના એક વખતના અમલદાર તરીકે આ પુસ્તક વાંચવાનો લાભ લીધો હતો અને સયાજીરાવના દરેક ચરિત્રલેખકે તેનો ઉપયોગ કર્યો છે. આ પુસ્તકમાં ૧૯ મી સદીના ઉત્તમ કોટીના હિન્દી રાજકારભારીઓ તથા અંગ્રેજો જે વિચારો ધરાવતા હતા તેનું પ્રતિબિમ્બ પડયું છે. બારે ગેરવહીવટ માટે મલ્હારરાવને પદભ્રષ્ટ થવું પડયું હતું. ખરાબ રાજા સામે બળવો કરી તેને પદભ્રષ્ટ કરી બીજો રાજા ગાદીએ બેસાડવાનો દેશીરાજ્યોની પ્રજાનો હક્ક પ્રથમ હતો. સાર્વભૌમ સત્તાએ દેશી-રાજ્યોના રાજાઓને આંતરિક બળવા સામે જરૂર પડે લશ્કર મોકલી રક્ષવાની ફરજ ઉપાડવાથી તે હક્ક નષ્ટ થયો હતો. તેને લીધે પ્રજા

પર ભારે જુલમ ન થાય તે માટે પગલાં લેવાની નૈતિક ફરજ અંગ્રેજ સરકાર પર આવી પડવાથી દેશીરાજ્યોના આંતરિક વહીવટમાં તથા આંતરિક સ્વાયત્તતામાં વચ્ચે પડવાની નીતિ સ્વીકારાઈ હતી તથા શાહી હિત જોખમાય અગર દેશીરાજ્યોની પ્રજાને રાજાના ભારે ગેરવહીવટને લીધે ખમવું પડતું હોય ત્યારે સાર્વભૌમ સત્તાએ દરમ્યાનગીરી કરી રાજાને પદભ્રષ્ટ કરવાનો ઉત્તમ દાખલો મલ્હારરાવને રાજ્યસત્તાથી પદચ્યુત કરવાના બનાવથી વડોદરાએ જ પૂરો પાડયો હતો. એવાં સંજોગોમાં બ્રિટિશ સત્તાની કૃપાથી તથા મહારાણી જમનાબાઈની પસંદગીથી કવલાણાની સામાન્ય સ્થિતિના ગાયકવાડ શાખાના બાળ ગોપાળરાવ રાજવી થયા તેથી મલ્હારરાવના ગેરવહીવટની પુનરાવૃત્તિ ન થાય તે માટે સાર્વભૌમ સરકારના વડોદરાના પ્રતિનિધિ, મહારાણી જમનાબાઈ તથા દીવાન રાજા સર ટી. માધવરાવ ખાસ કાળજી લે તથા શુદ્ધ વાતાવરણમાં આદર્શ રાજવી તરીકે ગોપાળરાવનો 'સયાજીરાવ ૩જા' તરીકે વિકાસ થાય તે માટે શિક્ષણ તથા તાલીમ આપવા બનતો પ્રયાસ કરે એ સ્વાભાવિક હતું. આ કાળજી તથા પ્રયત્નને લીધે સયાજીરાવ ૩જા વિશ્વવિખ્યાત બન્યા તથા કીર્તિની ટોચે પહોચ્યા અને નિદાન વડોદરા રાજ્યના દાખલામા અંગ્રેજ સરકારની ભારે ગેરવહીવટના પ્રસંગે રાજાને પદભ્રષ્ટ કરી પોતાની પસંદગીનો સગીર નવો રાજા ગાદીએ બેસાડી તેને યોગ્ય કેળવણી આપી આદર્શ નૃપતિ બનાવવાની નીતિ સફળ નીવડી, અને પ્રજાને તેના અમૃતમય ફળ ચાખવાના સાંપડયાં એ વાત સ્વીકાર્યા વગર ચાલે એમ નથી. કહેવાનો ભાવાર્થ એ છે કે રાજા સર ટી. માધવરાવનાં ભાષણોમાં તથા સૂચનાઓમાં રાજાએ રાજ્યને ખાનગી મિલકત નહિ પણ **પ્રજાનાં સુખ તથા કલ્યાણ** માટે સોંપાયેલો જુમ્મો ગણવા તથા સાર્વભૌમ સત્તા તરફ ભક્તિભાવ, પ્રેમ, તથા વફાદારી સાથે

વિવેકપૂર્ણ વર્તન રાખવા માટે આગ્રહ રખાયો છે એ તે વખતની વસ્તુસ્થિતિને અનુસરીને છે. વડોદરાના રાજવીએ ખાનગી ખાતે રાજ્યના ઉત્પન્નના દશ ટકાથી વધારે ખર્ચ ન કરવાની જરૂરિયાત પર સર ટી. માધવરાવે ખૂબ ભાર મૂકયો છે. તેમજ સયાજીરાવે કેવા માણસોને કયા સંજોગોમાં કેવી રીતે મળવું તથા તેમની સાથે વિવેકપૂર્ણ વર્તન રાખવું તથા કેવા પ્રકારના માણસોને પોતાનાથી દૂર રાખવા તથા ખુશામતિયાથી બચવું તે માટેની સૂચનાઓ દરેક રાજાએ તથા ઉચ્ચ દરજ્જો ભોગવતા અધિકારીઓએ પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

## રાજા તરીકે કેમ વર્તવું

રાજાના અંગત વર્તન સંબંધે સૂચનાઓમાં

( ૧ ) મદદ માટેની અરજીઓમાં પરરાજ્યને બદલે સ્વરાજ્ય (વડોદરા)ની પ્રજાને લાભ થાય એવી દેણગી માટેની અરજીઓ સ્વીકારવા, તથા પરરાજ્યમાં કીર્તિ મળવ ના લોભથી દાન આપવા ન લલચાવા, તથા આવી દેણગી ઉપયોગી હેતુ માટે યોગ્ય પ્રમાણમાં આપવા;

( ૨ ) વેપારીઓ સાથે અંગત પત્રવ્યવહાર કરી કફોડી સ્થિતિમાં ન મુકાવા;

( ૩ ) રૂબરૂ મુલાકાત વગેરે વખતે વાતચીતમાં ઉતાવળે કોઈ પણ વચનથી ન બંધાવા;

( ૪ ) કોઈ જોખમદાર અમલદારે પરિચય આપ્યા સિવાય કોઈને ન મળવા અને દરબારીયા મારફત કોઈને મુલાકાત ન આપવા તથા કોણ મુલાકાતે આવનાર છે તેની અગાઉ ખબર આપવાની જવાબદારી અમલદાર પર ફરજ રાખવા;

( ૫ ) હજૂરિયા વગેરે હલકા નોકરો સાથે અતિપરિચય ન રાખવા; તેઓ મહારાજા સાથે થતી મુલાકાત વખતે થતી વાતચીત ન સાંભળે એટલા તેમને દૂર રાખવા, મહારાજા રૂબરૂ કોઈની ટીકા કરવાની આવા નોકરોને છૂટ ન લેવા દેવા, અંગત નોકરોને સારા પગાર આપવા તથા તેમને જાતે સજા ન કરતાં જવાબદાર અમલદારે યોગ્ય કારણથી સજા કરવા અગર કાઢી મૂકવા;

( ૬ ) ખટપટિયા તથા ખુશામતિયાને ટાળવા;

( ૭ ) જે તે મુલાકાતી કે શખ્સના સ્વભાવનો અભ્યાસ કરવા;

( ૮ ) ગુસ્સે ન થતાં શાંત સ્વભાવ રાખવા તથા પોતાનો અભિપ્રાય ન દર્શાવતાં બીજાનો મત યુક્તિથી મેળવવા;

( ૯ ) મહારાજાએ યોગ્ય બુદ્ધિવાદથી નિર્ણય પર આવી તેને વળગી રહેવા તથા તે નિર્ણય ભૂલભરેલો છે એવી ચોક્કસ ખાત્રી થાય તો તે બદલવા તથા સારા સલાહકારો પસંદ કરવા તથા મતભેદ દર્શાવનારાની શુદ્ધ બુદ્ધિ પ્રથમદર્શનીય સ્વીકારવા;

(૧૦) કોઈની સામે ફરિયાદ હોય તો તેને તે બાબત શું કહેવું છે તે સાંભળવા;

(૧૧) દ્રઢતા છતાં વચલે રસ્તે નિકાલ કરવાની વૃત્તિ રાખવા;

(૧૨) મહારાજાએ બને તેટલો વખત રાજ્યમાં ગાળવા તથા જરૂરી મુસાફરીના પ્રસંગે વધારે પડતો ખર્ચ ન કરવા;

(૧૩) કીર્તિ કાર્ય તથા લાયકાતથી મેળવવા;

(૧૪) પ્રતિનિધિ મંડળો ( ડેપ્યુટેશનો )ને જાતે ન મળતાં બનતાં સુધી જે તે લાગતાવળગતા વ.ધ. અમલદાર કે દીવાનની

મુલાકાતે મોકલવા, મહત્વના પ્રસંગે દીવાનની સલાહ લેવા તથા તેમને માહિતગાર રાખવા તથા જવાબ સંભાળીને તૈયાર કરાવીને આપવા;

(૧૫) સાચા બોલા અનુભવી તથા જાણકાર સલાહકાર પસંદ કરી બને ત્યાં સુધી તે પ્રમાણે ચાલવા, મતભેદના પ્રસંગે બહુમતી, નિષ્ણાત, કે જવાબદાર હોશિયાર મોટા સલાહકારની સલાહ સ્વીકારવા, અને નિર્ણય પર ન અવાય તો મતભેદવાળો પ્રશ્ન મુલતવી રાખવા;

(૧૬) કામ પ્રમાણસર કરવા તથા દરેક વાત પોતે કરવાનો આગ્રહ ન રાખવા, જે તે ખાતાના વડાને પોતાના અધિકાર પ્રમાણે કામ કરવા દઈ વચ્ચે ન પડવા તથા નિર્ણય થઈ ગયેલી બાબત ફરી ન ખોલવા;

(૧૭) યોગ્ય નિર્ણાયક બુદ્ધિ કેળવવા તથા દરેક રજૂ થતી બાબતનો યોગ્ય વિચાર કરવા તથા ઉચ્ચ અમલદારોનું માન જાળવી ખુલ્લી ચર્ચા કરવા દેવા અને તેમની વચ્ચે સુમેળ રહે અને ઝઘડો ન થાય એમ ઇચ્છવા, અમલદારોની નિન્દા તેમની પીઠ પાછળ ન કરવા તેમ બીજાને પણ ન કરવા દેવા તેમ જ તેમની સામે અરજીઓ દાખલ નહિ કરવા અને ઠપકો આપવો હોય તો તે ખાનગીમાં જ આપવા;

(૧૮) વગર વિચાર્યે વચન ન આપવા તથા વચન અપાય તો તે પાળવા;

(૧૯) ખાસ નોકરીની કદર કરવા તથા સામાન્ય ફરજ બજાવવા માટે કાંઈ પણ ઇનામ ન આપવા;

(૨૦) ગુનેગારને માફી આપવાની રાજસત્તાનો સાગસાર વિવેકબુદ્ધિથી ઉપયોગ કરવા;

(૨૧) વર્તમાનપત્રો પ્રામાણિક રીતે ચલાવાતાં હોય તો તેમનાં મત તરફ બેદરકાર ન રહેવા તથા અન્ય પ્રસંગે વર્તમાનપત્રોને વધારે પડતું વજન ન આપવા;

(૨૨) ખાનગી અભ્યાસ યોગ્ય પ્રમાણમાં ચાલુ રાખવા;

(૨૩) બ્રિટિશ નોકરશાહી જે તત્ત્વો મુજબ રાજ્ય ચલાવે છે તે દેશી રાજ્યોના કારભારને પણ લાગુ કરવા

સર ટી. માધવરાવે આગ્રહ કર્યો હતો.

## સુરાજ્યના સૂત્રો

રાજકારભારના સુરાજ્યના મૂલગત સૂત્રો સમજાવતાં તેમણે જણાવ્યું હતું કે સાર્વભૌમ સરકાર, દેશી રાજ્યોમાં ગેરવહીવટ ચલાવી લેવા તૈયાર નહિ હોવાથી રાજાઓએ સુરાજ્ય ચલાવવું જોઈએ તથા કુરાજ્ય બંધ પાડવું જોઈએ. રાજાની પ્રથમ ફરજ રાજ્યની પ્રજાનું સુખ વધારવાની છે, ને ઉત્પન્ન પ્રજા કલ્યાણ માટે વાપરવાનું છે. રાજ્ય એ જાહેર જુમ્મો છે તથા મહારાજાએ પ્રજાના સર્વ વર્ગના પિતા તરીકે વર્તવાનું છે તથા નોકરીમાં એક જ વર્ગના નહિ પણ સર્વ વર્ગના લાયક લોકોને સર્વ શ્રેઠ (પાયરી)માં રાખવાના છે, ન્યાય તથા કરવેરા સૌને માટે સમાન રાખવા જોઈએ. પ્રજાના જાનમાલના રક્ષણ માટે સારી પોલીસની જરૂર છે, જ્યારે પ્રજાએ સ્વઉદ્યોગથી પોતાની ઉન્નતિ કરવાની છે. ન્યાય માટે નિષ્પક્ષ ઇન્સાફ આપનારી અદાલતો આવશ્યક છે. મહારાજાએ જાતે ન્યાય આપવા બેસવું સલાહકારક નથી, પણ તાલીમ પામેલા ન્યાયાધીશો મારફત ન્યાયદાનનું કામ લેવું જોઈએ. લાંચરૂશ્વત તથા પોતાના લાભમાં નિર્ણય મેળવવા નજરાણા આપવા લેવાની પદ્ધતિનો સખ્તાઈથી નાશ કરવો જોઈએ. ન્હાનાથી મોટા સૌને માટે નિષ્પક્ષ ન્યાય અપાવો જોઈએ તથા ન્યાયાધીશોને માર્ગદર્શન કરાવવા સારુ

સારા કાયદા ઘડવા જોઈએ. સ્થાનિક સારા રીતરિવાજને માન આપવું જોઈએ તથા આપણા કાયદાના અભાવે બ્રિટિશ સરકારના કાયદા લાગુ કરવા જોઈએ, તથા ખરાબ રીતરિવાજનો યોગ્ય રીતે ઉચ્છેદ કરવો જોઈએ. કાયદાથી કોઈના ધર્મ કે અંગત સ્વતંત્રતાને બાધ ન આવવો જોઈએ. કોઈ પણ વખતે કાયદા અગર નિયમો વિરુદ્ધ મહારાજાએ પણ હુકમ ન આપવો જોઈએ, ઉલટું રાજાએ પણ કાયદાને વશવર્તી વર્તવું જોઈએ. જાહેર આરોગ્ય તથા વૈદકીય સારવાર માટે તેમજ પ્રજાની આર્થિક ઉન્નતિ માટે મહારાજાને યોગ્ય સૂચનાઓ દીવાને આપી હતી, તથા ખાનગી વેપાર ન કરવા જણાવ્યું હતું. જાહેર બાંધકામ ખાતા સંબંધે સલાહ આપતાં સર ટી. માધવરાવે સયાજીરાવને ગુજરાતની પરિસ્થિતિને લીધે પાકા રસ્તાને બદલે રાજ્યમાં રેલવેઓ બાંધવા, ચોમાસા સિવાયની મોસમમાં વાપરી શકાય એવા કાચા રસ્તા કરવા, તથા રિઝર્વફંડમાં રાખવાની રકમ ઉપરાંત રાજ્યના બજેટમાં સિલક રહે તો તે સાર્વજનિક જરૂરી બાંધકામ માટે વાપરી નાખવા વગેરે જણાવ્યું હતું. કેળવણી સંબંધે તેમણે જે સૂચનાઓ કરી હતી તેના કરતાં સયાજીરાવે વધુ ઉદાર નીતિ અખત્યાર કરી જગતમાં પોતાનો ડંકો વગાડ્યો છે, એટલે તે સંબંધે વધારે નોંધવા જેવું નથી.

### ખાનગી માટે દશ ટકા

રાજમહેલ (ખાનગી) ખાતા સંબંધે તેમણે જણાવ્યું હતું કે તેનો ખર્ચ રાજ્યના ઉત્પન્નના દશ ટકાથી વધારે ન રહેવો જોઈએ તથા ખાનગી ખાતાના દરેક પેટાવિભાગ માટે પણ બજેટ ઠરાવવું જોઈએ. ખાનગી ખાતામાં 'ખાનગી ખાનગી' તથા 'રાજવૈભવ ખાતાં'નો સમાવેશ થાય છે. રાજવૈભવ ખાતાં રાજસત્તાક રાજ્યનો ભપકો તથા મોભો જાળવવા માટે છે, જ્યારે 'ખાનગી

ખાનગી' રાજાના અંગત સુખસગવડ તથા મોજા માટે છે. ખાનગી ખાતાના કારભાર સંબંધે જે ઝીણી ઝીણી વિગતવાર સલાહ સર ટી. માધવરાવે આપી હતી તે મલ્હારરાવના વખતમાં જે અંધાધુંધી ચાલતી હતી તથા તેમના સોબતીઓને જે લખલૂટ ભેટ–સોગાત અપાતી હતી તે દષ્ટિ મર્યાદામાં રાખીને આપી હતી. આજે તો રીતસર ખાતાનો વહીવટ ચાલે છે એટલે એ સલાહનું મહત્ત્વ સયાજીરાવના રાજ્ય અમલ પહેલાં ચાલતા અંધાધુંધીભર્યો કારભાર ઉપર અજવાળું નાંખવાની દષ્ટિએ ઉપયોગી છે. મહત્ત્વની વાત એક જ છે કે વડોદરા રાજ્યમાં ૧૮૭૫–૭૬ થી સયાજીરાવના વખતમાં રાજ્યના ઉત્પન્નના જે દશ ટકા ખાનગી ખાતાના ખર્ચ માટે લેવાનો સામાન્ય વહીવટ હતો તેના જનક સર ટી. માધવરાવ જ હતા. તેમને ન્યાય આપવા કહેવું જોઈએ કે તેમણે મહારાજા સયાજીરાવને દશ ટકા લેવા સલાહ આપી નહોતી પણ દશ ટકાથી વધારે ખાનગી ખાતા માટે નહિ ખર્ચવા જણાવ્યું હતું એટલે રાજ્યકર્તા જો ઇચ્છે તો દશ ટકાની અંદર ગમે એટલો ઓછો ખર્ચ કરવા તથા વીસમા સૈકાના પ્રજામતને સંતોષવા 'સાદી રહેણી તથા ઉચ્ચ વિચાર'નું જીવન ગાળવા મુખત્યાર છે.

## રાજા અને નોકરશાહી

હજૂર કચેરી તથા ખાતાંઓ ઉપર આવતાં તેમણે ખાતાંઓના વડાઓમાંથી ઉત્તમ દીવાન પસંદ કરવા તથા તેને ટેકો આપવા તથા નિદાન ૫ વર્ષ માટે રાખવા, ખાતાંઓના વડા જુદી જુદી જાતોના રાખવા, મહત્ત્વની બાબતોમાં ખાતાંના વડા તથા દીવાને તથા તેમના નાયબે ભેગા મળી ચર્ચા કરી નિર્ણય પર આવવા, તેમની ન્હાની ભૂલો જતી કરી ઉત્તેજન આપવા, રાજ્યના કારોબારી તંત્રને શિસ્તને આધીન બનાવી સંઘટિત કરવા, જુદા જુદા

પ્રધાનોને પોતપોતાના ખાતા પૂરતો કેટલોક સ્વતંત્ર અધિકાર આપવા, પ્રજાની દૃષ્ટિમાં પ્રધાનો હલકા ન પડે પણ તેમનું વજન સચવાય એમ જોવા, **પ્રધાનોને અંદર અંદર લડાવવાની નીતિ ખરાબ હોઈ એવા ઝઘડા અટકાવવા** તથા તેમની વચ્ચે મેળ સ્થાપવાનો પ્રયત્ન કરવા ઉપદેશ આપ્યો હતો. ખાતાંના વડા પોતપોતાના વિષય પૂરતા યોગ્ય લાયકાત તથા અનુભવ ધગનાર હોવા બાબત તથા વડોદરા રાજ્ય ભૌગોલિક રીતે બ્રિટિશ જીલ્લાની અડોઅડ આવેલું હોવાથી મુંબઈ તથા બહારની દુનિયા સાથે ગાઢ સંબંધમાં રહે છે; તેથી રાજકારભાર માટે ઉત્તમ દીવાનો તથા ખાતાંના વડાઓની જરૂર રહે છે; નહિ તો વડોદરા રાજ્યના કારભારની બ્રિટિશ જિલ્લાના કારભાર સાથે તુલના થઈ રાજ્યને ટીકા પાત્ર થવું પડે, એ વાત પર માધવરાવે ભાર મૂકયો હતો.

રાજાએ નોકરીઓ ભરવાનો બોજ ન રાખતાં મર્યાદિત પ્રમાણમાં જે તે ખાતાને નિમણૂક કરવા અધિકાર આપી, અધિકાર ઉપરાંતની જગો માટે ખાતાના વડાની ભલામણને યોગ્ય વજન આપવા, તથા પગાર પણ સારા, નિયમિત આપી પેન્શનનો લાભ આપવા દીવાને સલાહ આપી હતી.

## સુરાજ્યથી તાજ સંતોષાશે

બ્રિટિશ સત્તા સાથે દેશી રાજ્યોનો સંબંધ સમજાવતા સર ટી. માધવરાવે સાર્વભૌમ સત્તાને સંતોષવાની જરૂરિયાત પર ભાર મૂકયો હતો તથા સુરાજ્યથી તેનું રાજી રાખવી કેટલી સહેલી છે તે બતાવ્યું હતું. તે વખતે દેશી રાજાઓ એકબીજાને વારંવાર મળી શકતા નહિ કે પત્રવ્યવહાર ચલાવી શકતા નહિ. કુરાજ્ય સંબંધે બ્રિટિશ દૃષ્ટિબિન્દુ સમજાવતા તેમણે લૉર્ડ નૉર્થબ્રૂકે મહારાજા

મલ્હારરાવને મોકલેલો તા. ૨૫-૭-૧૮૭૪ નો ખરીતો ટાંકી બતાવ્યો હતો. તેમાં લૉર્ડ નોર્થબ્રૂકે (વાઈસરોયે) જણાવ્યું હતું કે:—

" મારા મિત્ર, કોઈ ( રાજ્યકર્તા ) ગેરવાજબી રીતે વર્તે તો તેનું રક્ષણ કરવા હું બ્રિટિશ લશ્કર ન આપી શકું. બ્રિટિશ સત્તાના ટેકાથી નભતી દેશી રાજ્યની કોઈ સરકારના કુરાજ્ય માટે કેટલેક અંશે બ્રિટિશ સરકાર પણ જવાબદાર ગણાય. તેથી રાજ્યમાં ચાલતો ગેરવહીવટ સુધરી ભારે દોષો દૂર થાય તે જોવાનો બ્રિટિશ સરકારનો હક્ક છે એટલું જ નહિ પણ ફરજ પણ છે. × × × જો આ ફરજ ન બજાવવામાં આવે તથા ભારે ગેરવહીવટ ચાલવા દેવામાં આવે, વડોદરા રાજ્યની પ્રજાને વસ્તુતઃ ન્યાય ન મળે, જાનમાલનું રક્ષણ ન થાય, રાજ્ય તથા પ્રજાનું સામાન્ય ભલું કરવાની ફરજ બજાવવા તરફ બેદરકારી બતાવાય, તો બ્રિટિશ સત્તા પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે એ દોષો દૂર કરવા તથા સુરાજ્ય ચલાવવા તથા તે કાયમ રાખવા માટે યોગ્ય લાગે તે રીતે દરમ્યાનગીરી કરશે. આવી રીતે રાજ્યના નાશમાં અંત આવે એવો કુવહીવટ અટકાવવા માટે દરમ્યાનગીરી કરવી એ મહારાજા ગાયકવાડની રૈયત તરફ જેટલું ફરજનું કૃત્ય છે તેટલું જ તે રાજા તરફ મૈત્રીભર્યું કૃત્ય છે. "

લૉર્ડ નૉર્થબ્રૂકે મહારાજા મલ્હારરાવને લખેલા ઉપર જણાવેલા ખરીતામાં બ્રિટિશ સત્તા વડોદરાના રાજ્વીને સલાહ આપવાની તથા દરમ્યાનગીરી કરવાની જે સત્તા ધરાવે છે તેનો સવિસ્તર ઉલ્લેખ છે. તેમાં તે વધુ જણાવે છે કે:—

" સંધિઓની શરતો તથા સતત રિવાજ અન્વયે રાજ્યના ભલાને લગતી જાહેર બાબતોમાં સલાહ આપવાનો તથા જે બાબતોમાં અયોગ્ય અગર અન્યાયી હુકમ થયા હોય તે સંબંધે ન્યાય તથા

વિવેકબુદ્ધિ મુજબ જે પ્રકારનો ઠરાવ થવાની આવશ્યકતા હોય તેવો નિવેડો કરવાની માગણી કરવાનો બ્રિટિશ સરકારને હક્ક છે, અને તેથી કરીને તે હક્ક બજાવવા તથા વડોદરાના રાજ્યકર્તા તથા પ્રજાજનો તરફ એ હક્કની રૂએ જે ફરજો બજાવવાની જવાબદારી રહે છે તે પૂરી કરવા માટે જરૂરી પગલાં લેવા બ્રિટિશ સરકાર મુખત્યાર છે. "

" ના. મહારાજા જાણતાજ હશે કે વડોદરા રાજ્ય સાથે બ્રિટિશ સત્તા શરૂ સંબંધમાં આવી ત્યારથી વડોદરા રાજ્યના કારભારમાં બ્રિટિશ સરકારને વારંવાર દરમ્યાન થવું પડ્યું છે. આપ નામદારે ઉલ્લેખેલી બાંયધરીઓને અંગે જ એ દરમ્યાનગીરી મર્યાદિત હતી એમ નથી પણ અનેક રીતે દરમ્યાનગીરીનો હક્ક બજાવવામાં આવ્યો છે; દાખલા તરીકે, રાજ્યના નાણાતંત્ર પર રેસિડન્ટને અંકુશ રાખવાની સત્તા આપવામાં આવી હતી, રાજ્યના કેટલાક ભાગનો કેટલાક વખત માટે વહીવટ ( અંગ્રેજ સત્તાએ ) કર્યો હતો, ખરાબ સલાહકારોને દૂર કરવા માટે દરમ્યાનગીરી થઈ હતી; ટૂંકમા, જ્યારે જ્યારે રૈયત અગર રાજાના હિતમાં જરૂરનું જણાયું ત્યારે ત્યારે બ્રિટિશ સરકારે દરમ્યાનગીરી કરી છે. "

" જો કે સંધિઓની ભાષા મુજબ આ દરમ્યાનગીરી ઘણી વાજબી ઠરે છે તો પણ તે બીજા પાયા ઉપર ઊભી રહી શકે છે. આપે વાજબી રીતે જણાવ્યું છે કે હિન્દમાં નિઃસંદિગ્ધ રીતે બ્રિટિશ સરકાર સાર્વભૌમ સત્તા છે અને દેશીરાજ્યોનું અસ્તિત્વ તથા આબાદી એ સત્તાની પોષક મહેરબાની તથા આશીર્વાદમય સંરક્ષણ ઉપર આધાર રાખે છે. આ વાત વડોદરા રાજ્ય માટે ખાસ ખરી છે. કારણ, ભૌગોલિક રીતે બ્રિટિશ મુલક તથા વડોદરા રાજ્ય ફુલગૂંથણીથી એક બીજા સાથે મિશ્ર થઈ ગયાં છે, અને

રાજ્યકર્તાની જાતના સંરક્ષણ તથા તેના કાયદેસર હકના અમલ તથા રાજ્યના બચાવ માટે અંગ્રેજી લશ્કરની સહાયકારી ફોજ રાખવામાં આવી છે."

× × ×

"વડોદરા રાજ્યના કારોબારની વિગતોમાં દરમ્યાનગીરી કરવાની બ્રિટિશ સરકારની ઇચ્છા નથી, અને મારી પણ હાલ તેમ કરવાની ઇચ્છા નથી. વડોદરામાં રાજ્ય ચલાવવાની નજીકની જવાબદારી જે તે વખતના રાજ્યકર્તા ગાયકવાડના શિરે હોઈ તે તેમના પર જ ચાલુ રહેવી જોઈએ. વડોદરા રાજ્યના સર્વ સત્તાધિકારી તેમનેજ સ્વીકારવામાં આવ્યા છે, અને પોતાની રૈયત તેમજ બ્રિટિશ સરકાર તરફ પોતાની ફરજો બજાવવા માટે યોગ્ય કાળજી રાખી એ સત્તા તેમણે વાપરવાની છે."

× × ×

### મલ્હારાવથી બોધપાઠ

સર ટી. માધવરાવે આ ખરીતો ટાંકીને સયાજીરાવને જણાવ્યું કે ત્યાર બાદ શું થયું તે જાણીતી વાત છે; તે વખતના રાજ્યકર્તા મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરી વડોદરા રાજ્યમાં સંતોષકારક કારભાર ચલાવવા બીજી ગોઠવણો કરવામાં આવી ને તે ગોઠવણો નભાવવાની જવાબદારી એમની ગાદીએ આવેલા મહારાજા પર છે, અને વડોદરાના રાજ્યકર્તાએ લોર્ડ નોર્થબ્રૂકના ખરીતાનો સારાંશ ખૂબ યાદ રાખી સુરાજ્ય ચલાવવું જોઈએ.

### સાર્વભૌમની 'સલાહ'

સાર્વભૌમ સત્તાની સલાહની બાબતમાં હિન્દુસ્તાન સરકારની 'સલાહ' તથા તેમના સ્થાનિક પ્રતિનિધિની સલાહ વચ્ચે ભેદ હોવાનું

જણાવી પડેલા પ્રકારની સલાહ સ્વીકારવા રાજ્યકર્તા બંધાયા છે, જ્યારે તેમના સ્થાનિક પ્રતિનિધિની સલાહ સ્વીકારવાની ના પાડવામાં સંધિઓનો ભંગ થતો નથી એમ સમજાવ્યું. સાર્વભૌમ સત્તાની સલાહ રાજ્યના ભલા માટે જ હોઈ શકે.

સર ટી. માધવરાવે ભાર દઈને સયાજીરાવને કહ્યું કે જ્યારે શક્ય હોય ત્યારે બ્રિટિશ સરકાર રાજા તથા રૈયત બન્નેના હિત સાચવવા સરખું ધ્યાન રાખે છે, પણ જ્યારે એમના હિત પરસ્પર વિરોધી હોય ત્યારે બ્રિટિશ સરકાર સામાન્ય રીતે પ્રજાના હિત તરફ ઢળે છે ને આ ધોરણને માર્ગદર્શક ગણીને રાજ્ય ચલાવવું હિતાવહ છે.

## રેસિડેન્ટ સાથે યોગ્ય વર્તન

આ સિવાય રેસિડન્ટને દાખલા પ્રમાણે સન્માનવા, ભૂલ થાય તો દિલગીરી બતાવવા, રેસિડન્ટે પણ મહારાજાનું પૂરું માન જાળવવા, રેસિડન્ટને ભેટ-સોગાતો ન આપવા, કાંઇ માહિતીની જરૂર હોય તો તે રેસિડન્ટ પાસે માગવા પણ ચોરીછૂપીથી મેળવવાનો પ્રયત્ન ન કરવા, હકીકતની બાબતમાં રેસિડન્ટ આગળ લેખી અગર મોઢે સાચી હકીકત જણાવવા, મતભેદના પ્રસંગે યોગ્ય તોડ કાઢવા, મહત્ત્વની બાબતોમાં કાળજીથી લખેલા વિવેકભર્યાં લખાણ કરી ચર્ચામાં ઊતરી નિકાલ મેળવવા, રેસિડન્ટે રાજ્યકર્તાનું આખું લખાણ ઉપર મોકલવા, મહારાજના હક્કનો યોગ્ય બચાવ વડોદરાના રાજતંત્રે કરવા તથા રેસિડન્ટે વડોદરા રાજ્યના હક્કોના સંરક્ષણની પણ ફરજ બજાવવા, ચાલુ ચાલુ ચીલાઓ નિવેડાઓ કબૂલ રાખવા, મૌખિક નિર્ણયને લેખમાં ઉતારવા, રાજ્યકર્તાના હિતને લગતા પ્રશ્ન સંબંધે પોતાની યોજના બ્રિટિશ સરકારને મોકલતાં પહેલાં તે બાબત તેમને જણાવી ખરી હકીકત નજરે લાવવાની તક આપવા, નોકરીઓ વગેરેમાં નિમણૂક બદલી વગેરે અધિકાર વાપરવામાં રાજ્યકર્તાને

રેસિડન્ટે સીધી યા આડકતરી ભલામણ ન કરવા, મહારાજાએ માત્ર રેસિડન્ટ મારફત સાર્વભૌમ - સત્તા સાથે પત્રવ્યવહાર કરવા, સાર્વભૌમ સત્તા સાથેના સંબંધમાં ખટપટને સ્થાન ન આપવા તથા સામાન્ય રીતે રેસિડન્ટ તથા તેમના સ્ટાફના માણસોના હક્ક સન્માનવા ઉપદેશ આપ્યો હતો.

## બંધારણીય સંયમની જરૂર

છેવટે મહારાજાને બંધારણીય સંયમ સાથે રાજ્ય ચલાવવા, તથા નાણાંનો ગમે તેમ મરજી મુજબ ઉપયોગ ન કરવા, સુરાજ્યનાં સૂત્રો સતત અમલમાં મૂકવા તથા કર્તવ્ય કર્મના ઉચ્ચ આદર્શ અમલમાં મૂકવા વિનંતિ કરી હતી. આ છેલ્લો ઉપદેશ તા. ૧-૧૨-૧૮૮૧ ના રોજ અપાયો હતો અને રાજ્યાધિકાર તા. ૨૮-૧૨-૧૮૮૧ ના રોજ મળ્યા હતા.

---

# પ્રકરણ ૪થું

## સુરાજ્યના પાયા.

મયાજીરાવને પૂર્ણ રાજ્યાધિકાર ૧૮૮૧ ના અંતમાં મળ્યા તે દરમ્યાન એટલે ૧૮૭૫ થી ૧૮૮૧ આખર સુધી સર ટી. માધવરાવે દીવાન–રાજ્યકર્તા તરીકે રાજ્યકારભારનાં સૂત્રો પૂર્ણ અધિકારથી સંભાળી સયાજીરાવના ભાવિ નમૂનાદાર સુંદર કારભારના પાયા નાંખ્યા અને જે સુરાજ્યનાં સૂત્રોનો પાછળથી સયાજીરાવને તેમણે ઉપદેશ કર્યો હતો તે સૂત્રોનો અમલ તેમની સગીર અવસ્થામાં કરવા તેમણે વ્યવસ્થિત તથા સફળ પ્રયત્ન કર્યો. આપણે વાત કરીએ છીએ તે વખતે તાજના સીધા વહીવટ નીચે બ્રિટિશ હિન્દુસ્તાનમાં ' નોકરશાહી તંત્ર ' ચાલતું હતું. તે ધોરણ દેશના શિક્ષિત વર્ગને તથા જાણીતા રાજપુરુષોને આદર્શ લાગતું હતું. બ્રિટિશ હિન્દની પ્રજાને એ નોકરશાહી રાજ-વહીવટ ( Bureaucratic Government ) તે પૂર્વે ચાલતાં અરાજકતા, અશાંતિ તથા ગેરવહીવટની અપેક્ષાએ સુખદ તથા સારો લાગવાથી એ વહીવટના ગુણગાન થતાં હતાં અને તે યુગમાં દેશી રાજ્યોમાં જે પ્રકારનો આપખુદ તથા પ્રજાને દુઃખદ વહીવટ ચાલતો હતો તેની તુલનામાં બ્રિટિશ હિન્દની પ્રજા પોતાને ભાગ્ય-શાળી માની તે માટે પ્રભુનો ઉપકાર માનતી હતી. દેશી રાજ્યની આમ પ્રજા પણ પોતાના રાજ્યના વહીવટ સાથે બ્રિટિશ હિન્દના વહીવટને સરખાવી, બ્રિટિશ હિન્દની પ્રજાની અદેખાઈ કરતી હતી અને રાજ્યોના વહીવટમાં બ્રિટિશ હિન્દના તુલનાત્મક રીતે સુખદ

કારભારનાં તત્ત્વોનો સમાવેશ થાય એમ ઇચ્છતી હતી. આમ પરિસ્થિતિ અનુકૂળ હોવાથી તથા રાજા સર ટી. માધવરાવને સયાજીરાવની સગીર અવસ્થામાં પૂર્ણ રાજ્યાધિકારથી ૬-૭ વર્ષ સુધી બ્રિટિશ હિન્દની નોકરશાહી સરકારના રાજ્યવહીવટના ધોરણે સુરાજ્યના પાયા નાખવાની તક મળી; એ પાયા ઉપર સયાજીરાવે નમૂનાદાર સુરાજ્યની ઇમારત ચણી.

વડોદરા રાજ્યમાં સુરાજ્યના પાયા દૃઢ કરવામાં સફળતા મેળવનાર રાજા સર ટી. માધવરાવ પહેલા જ હતા, તો પણ આ પાયા નાંખવા માટે યોગ્ય પરિસ્થિતિ નિર્માણ કરવાનો યશ આપણે મહારાજા મલ્હારરાવના સુપ્રસિદ્ધ દીવાન હિન્દના દાદા મર્હુમ દાદાભાઈ નવરોજીને આપવો જોઈએ.

## દાદાભાઈ નવરોજીનો ફાળો

હાલમાંજ (૧૯૩૯)માં પ્રગટ થયેલા મિ. રૂસ્તમજી પેસ્તનજી મસાણીકૃત ' દાદાભાઈ નવરોજી 'ના સવિસ્તર અંગ્રેજી જીવનચરિત્રમાં વડોદરા રાજ્યના દીવાન તરીકે સુરાજ્ય સ્થાપવા માટે તેમણે કરેલા પ્રયત્નોનું વર્ણન છે. તે ઉપરથી જણાય છે કે મહારાજા મલ્હારરાવને આફતના વખતમાં ઉપયોગી થઈ પડેલા દાદાભાઈ નવરોજીને આગ્રહપૂર્વક રાજકારભારમાં સુધારા કરવા માટે દીવાન તરીકે મલ્હારરાવે નીમતાં તેમણે ૧૮૭૩ આખરે વડોદરે આવી કામ કરવા માંડયું. આશ્ચર્યની વાત એ છે કે સુરાજ્ય માટે પ્રયત્ન કરવા આણવામાં આવેલા દાદાભાઈ નવરોજી દીવાન નિમાય એ વાત રેસિડન્ટ કર્નલ ફેરને તેજદ્વેષને લીધે ન ગમી અને તેણે તેમની દીવાનગીરી મંજૂર ન રહે તે માટે દરેક પ્રયત્ન કર્યો. પરંતુ ગમે તેને દીવાન નીમવાનો વડોદરાના રાજ્યકર્તા તરીકે મલ્હારરાવ પૂરો હક્ક ધરાવે છે એમ હિન્દુસ્તાન સરકારે ઠરાવી મલ્હારરાવ નીમે

તે દીવાનને સાથ આપવા ફરમાવ્યું. તેથી બહારથી કર્નલ ફેરને પોતાની મરજી વિરુદ્ધ સહકારનો દેખાવ કરવો પડયો; પણ અંદરખાનેથી તે વિરોધ કરતો રહ્યો. તે ઉપરાંત મહારાજા મલ્હારરાવના અસ્થિર તથા નિર્બળ મનનો લાભ લઈ તેમને ઊંધું ઊંધું સમજાવી દીવાન દાદાભાઈના માર્ગમાં ને અંતરાયો નાખતો હતો તથા ખટપટિયા દરબારીઓ તથા સરદારો વગેરેને ઉત્તેજન આપી દાદાભાઈને હેરાન કરતો હતો. દાદાભાઈ જો કે ૧૮૭૩ ના અંતથી દીવાનનું કામ કરતા હતા તો પણ કર્નલ ફેરની વચણને લીધે હિન્દુસ્તાન સરકાર તરફથી મને તેને દીવાન નીમવાનો મલ્હારરાવને હક્ક હોવાનું લખાઈ આવતાં વાર લાગવાથી તેમને તા. ૨૩-૯-૭૪ સુધી દીવાનગીરીના વસ્ત્રો મળ્યા નહતાં.

દાદાભાઈએ સુરાજ્ય ચલાવવા બાળમંગેશ વાગળે, કાઝી શાહબુદ્દીન, અને હોરમસજી અરદેસર વાડિયાને આણી વાગળેને વરિષ્ઠ કોર્ટના સર ન્યાયાધીશ, કાજી શાહબુદ્દીનને મહેસુલી ખાતાના ઉપરી, તથા હોરમસજી વાડિયાને પોલીસ તથા ફોજદારી ખાતાના હવાલા સાથે મુખ્ય ફોજદારી ન્યાયાધીશ તથા દીવાનના અંગત મદદનીશ નિમાવ્યા હતા. તે ઉપરાંત તેમણે બ્રિટિશ નોકરશાહી પાસેથી કેટલાક હિન્દી અમલદારો મેળવ્યા, જેમાં સયાજીરાવના દીવાન થવા સર્જાયેલા લક્ષ્મણ જગન્નાથ વૈદ્ય તથા સર ટી. માધવરાવ સાથે સગીર વહીવટમાં જોડાયેલા પેસ્તનજી જહાંગીરજી હતા.

દાદાભાઈએ મલ્હારરાવના વખતમાં જે સુધારા દાખલ કર્યા તેનું વર્ણન કરતાં મિ. મસાણી દાદાભાઈ નવરોજીના જીવન ચરિત્રના પૃ. ૧૫૫ ઉપર જણાવે છે કે:—

" Slowly but steadily the new regime was manifesting its advantages. The reorga-

nisation of the different departments was actively pursued; new systems and improved methods of work were introduced. The head of the revenue department toured provinces and cheered the afflicted peasantry by his personal assurance of projected measures to relieve them of the heavy burden of assessment. The pernicious system of selling justice to the highest bidder, the greatest scandal of Baroda, was stopped, but not without a tussle with the ruling Chief. He had come to regard *nazaranas* as a source of his own income, just as legitimate as any other method of raising revenue. Dadabhai had never cavilled with the Maharaja on trifles, but on points of principle he always held his own. In regard to those scandalous exactions he refused to listen to any compromise-he was determined that no *nazarana* should sully the fair name of justice during his ministership in the State of Baroda. The Maharaja had to yield. Instead of the hole--and-corner arrangements between the judges and pleaders for the amount of *nazarana* to be paid to the Gaekwar and the bribes for judges and Durbaris, there was now a proper-

investigation of each case in open court, and decisions were based on merit. The police force was also purged of abuses; people were astonished see police officers themselves accused of corruption tried in Wadya's court, compelled to give an account of their stewardship and made to feel the weight of the law in case of guilt. By order of the Dewan and under his guidance the Penal Code and the Civil and Criminal Procedure Codes were under preparation by Bal Mangesh and Wadya and the revenue system was being recast by Kazi Shahbuddin."

ભાવાર્થ—" ધીમે ધીમે પણ દઢતાથી આ નવા વહીવટના ફાયદા દેખાવા લાગ્યા. જુદા જુદા ખાતાંની પુનર્ઘટના થવા માંડી; નવી પદ્ધતો તથા કામ કરવાની સુધરેલી રીતો દાખલ કરવામાં આવી. મહેસૂલી ખાતાના વડાએ પ્રાંતોમાં ફેરણી કરી જમીન મહેસૂલના ભારે બોજામાંથી રાહત આપવા યોજાયેલા પગલાં સંબંધે અંગત ખાતરી આપી દુઃખી ખેડૂતોને આનંદિત કર્યા. વડોદરાની મોટામાં મોટી શરમ-સોથી વધારે નજરાણું આપનારના લાભમાં ન્યાય આપવાની દુષ્ટ પદ્ધત રાજ્યકર્તી રાજ્ની સાથે લડીને પણ બંધ પાડી. રાજ્યનું ઉત્પન્ન ઊંચું કરવાની બીજી રીતો જેટલી જ પોતાની આવકના સાધન તરીકે (ન્યાય વેચી) નજરાણું લેવાની રીત યોગ્ય હોવાનું મલ્હારરાવ માનતો. ક્ષુલ્લક બાબતોમાં દાદાભાઈ મહારાજા સાથે તકરાર નહોતા કરતા, પણ સિદ્ધાન્તની બાબતોમાં તેઓ પોતાના દષ્ટિબિન્દુને

વળગી રહેતા. ન્યાયના બદલામાં શરમ ભર્યાં નજરાણાં પડાવવાની બાબતમાં કોઈ પણ તોડ કાઢવાની વાત સાંભળવા તેમણે ના પાડી–વડોદરા રાજ્યનો કારોબાર તેમના હસ્તક રહે તે દરમ્યાન કોઈ પણ નજરાણાથી ન્યાયનું નામ કલંકિત ન થાય એમ જોવાનો તેમણે નિશ્ચય કર્યો હતો મહારાજા ( મલ્હારરાવ ) એ આ બાબતમાં દાદાભાઈને નમતું આપ્યું હતું. હવે ખુલ્લી ન્યાયાધીશીમાં દરેક મુકર્દમાની તપાસ થઈ ગુણદોષ ઉપર ઠરાવ અપાતો અને ન્યાયાધીશો તથા દરબારીઓને લાંચ તથા મહારાજા ગાયકવાડ માટે નજરાણાંની રકમ ઠરાવવાની ન્યાયાધીશો તથા વકીલો વચ્ચે થતી અવ્યવસ્થિત ગોઠવણો બંધ પડી. પોલીસ ફોજમાં પેઠેલી બદીઓ કાઢવામાં આવી; લાંચના આરોપ માટે પોલીસના અમલદારો ઉપર આરોપ આવતાં તેમના પર વાડિયાની કોર્ટમાં કામ ચાલતાં તેની જુમ્મેદારીને અંગે તેમણે કેવી રીતે ફરજ બજાવી તેનો હિસાબ આપવાની ફરજ પડવાનું તથા ગુનો સાબિત થાય તો કાયદા પ્રમાણે પૂરતી સજા થતી હોવાનું જોઈ લોકો આશ્ચર્યચકિત થતા દીવાનના હુકમથી તેમના માર્ગદર્શન નીચે બાળ મંગેશ તથા વાડિયાએ ફોજદારી કાયદો તથા દીવાની તથા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા તૈયાર કરવા માંડયા અને કાઝી શાહબુદીન જમીન મહેસૂલની પદ્ધતની નવી રચના કરતા હતા. "

## મલ્હારરાવ અને દાદાભાઈ

આમ દાદાભાઈ તથા તેમના સાથીઓ સવારથી સાંજ સુધી સુરાજ્ય માટે ખૂબ કામ કરતા, પણ મલ્હારરાવ આજુબાજુના ખરાબ માણસોની શીખવણીને લીધે આ સુધારાના માર્ગમાં અડચણરૂપ થતાં તેમણે ૧૮૭૪ ના જુલાઈની તા. ૩૧ મીએ ગુજરાતીમાં મહારાજાને આખરી પત્ર લખી (૧) દીવાનની બાજૂએ

સહી સિવાયના મહારાજાની સહીના કોઈ પણ હુકમ ન માનવા, તથા એવી સહીવાળા જ હજૂર હુકમોનો અમલ કરવા દરેક ખાતામાં લખી મોકલવા તથા હુકમો લેખીજ કરવા; (૨) સરકારી પેઢીપર નાણાં આપવા માટે સત્તા આપતા દીવાનની આદ્યાક્ષરી સહીવાળાજ હુકમ કાઢવા, (૩) રાજાના ખાનગી મિત્રો તથા હજૂરિયાના ખર્ચ સાથે રાજાના ખાનગી ખર્ચની રકમ નક્કી કરવા, (૪) રાજ્યના કારભારમાં સુધારા તથા ફેરફાર કરવા માટે પૂરતા પગાર ઉપર લાયક માણસોને નોકરીમાં રાખવા તથા નભાવવા અને તે માટે દાદાભાઈને ચાલુ ખર્ચ ઉપરાંત પાંચ લાખ વધુ ત્રણ વરસ સુધી ખર્ચવા પરવાનગી આપવા, (૫) અમલદારોની નિમણુકે, બરતરફી અગર ન્યાયના કામોને અંગે કાંઈપણ નજરાણું ન લેવા, (૬) અમુક મોટા અમલદારો પાસે રાજીનામું અપાવવા, (૭) કોઈને રાજ્યની નોકરીમાં રાખતાં પહેલાં દાદાભાઈની સલાહ લેવા વગેરે માગણી મંજૂર હોય તો પોતે રાજકારભાર ચલાવી શકશે અને તેમાં મહારાજાએ વચ્ચે નહિ પડવાનો નિશ્ચય રાખવો પડશે અને રાજ્યની તથા મહારાજાની પ્રતિષ્ઠા જળવાય તથા હક્ક કાયમ રખાય, એવી રીતે પોતે વર્તવા બંધાયા છે વગેરે જણાવ્યું હતું.

મહારાજા મલ્હારરાવના ખરાબ સલાહકારોએ તેમને ભરમાવ્યા આમ તો દાદાભાઈ તમને પૂતળા જેવા બનાવવા માગે છે વગેરે.

## રેસિડન્ટ ફેરનો વિરોધ

દરમ્યાન રેસિડન્ટ ફેરે ધમકી સાથે મલ્હારરાવને દાદાભાઈને કાઢી મૂકવા સંદેશો મોકલ્યો, પણ એ સંદેશાને લીધે તો મલ્હારરાવનો દાદાભાઈને રાખવાનો નિશ્ચય મક્કમ થયો અને હિન્દુસ્તાન સરકારે મલ્હારરાવ મરજીમાં આવે તેને દીવાન નીમવા મુખત્યાર છે, ને તે જેને દીવાન નીમે તેને સહકાર આપવા રેસિડન્ટ ફેરને

ફરમાવ્યું. તેણે બાહ્ય દેખાવ સહકારનો રાખી અંદરખાનેથી તેને કઢાવવા, દાદાભાઈએ જે શરતોએ દીવાન તરીકે ચાલુ રહેવા કબૂલ્યું હતું તે શરતો પળાતાં તો આખું રાજ્ય દાદાભાઈ તથા તેમના સાથીઓને સોંપ્યા જેવું થાય છે, અને એ આખરીપત્ર મારી પાસે આવ્યો હોત તો તેને બ્રિટિશ સાર્વભૌમ સત્તા સામેનો મોટો ગુનો ગણી તેની સખત ખબર લેત, વગેરે મતલબનું સરકારને લખી મોકલ્યું. દાદાભાઈને બદલે પોતાના મદદનીશ મણીભાઇ જસભાઈ દેસાઈ તથા બાપુભાઈને નીમવાની સૂચના કરી તેણે દાદાભાઈની નિંદા કરવામાં બાકી ન રાખ્યું. પણ સાર્વભૌમ સરકારે હિન્દુસ્તાન સરકારનો ઠરાવ માન્ય રાખવા કર્નલ ફેરને ફરજ પાડી.

દાદાભાઈને ૧૮૭૪ ના સપ્ટેમ્બરમાં દીવાનગીરીના વસ્ત્રો પોતાની શરતે મળ્યા છતાં મલ્હારરાવના સાળા ખાનવીલકર તથા દગાબાજ મિત્ર દામોદરપંત તથા રેસિડન્ટના વિરોધનો સામનો કરવાનો રહ્યો હતો, પણ દાદાભાઈ આશાવાદી હતા.

## દાદાભાઈએ શું કર્યું

દીવાન તરીકે વસ્ત્રો મળવાની સાથે જ તેમણે જમીન મહેસૂલમાં ચોથા ભાગની માફી આપી નજરાણું તથા વેઠની પ્રથા બંધ પાડવા બાબત તથા આરોપી વગેરે પર શારીરિક મારહાણ કરવાનું ગેર-કાયદે ઠરાવ્યા બાબત જાહેરનામાં કાઢયાં. જેમની મિલકતો જપ્ત થઈ હતી તેમની ફરિયાદો જાતે સાંભળવા માંડી, પણ રેસિડન્ટની વિરોધનીતિને લીધે કામમાં ભારે અડચણ આવતાં રેસિડન્ટને પાછા બોલાવી લેવા મહારાજાની સંમતિથી હિન્દુસ્તાન સરકારને લખવામાં આવ્યું અને છેવટે કર્નલ ફેરના સ્વભાવને લીધે તેમને વડોદરે રાખવા અયોગ્ય ઠરાવી તેમની બદલી કરી તેમની જગોએ ગવર્નર જનરલના એજન્ટ તથા વડોદરા દરબારમાં સ્પેશ્યલ કમિશનર તરીકે સર લૂઈ

પેલીને સાર્વભૌમ સરકારે મૂકયા અને રેસિડન્ટનો સહકાર મળવાના સંજોગ ઉભા થયા. મલ્હારરાવની આજુબાજુના લોકોને હવે રેસિડન્સી તરફ જઈ ફરિયાદ કરી દીવાનને હેરાન કરવાની તક બંધ પડી. તેથી તેમણે મલ્હારરાવને ફરી ભરમાવવા માંડયા. દાદાભાઈએ તેથી મહારાજને ખરાબ સોબતીઓ તથા દરબારીઓના હાથમાં ન રહી જવા ચેતવણી આપી તથા અમુક અમલદારોને દૂર કરવા માગણી કરી.

## કયા સંજોગોમાં રાજીનામું આપ્યું

આ માગણીનો યોગ્ય નિકાલ ન થતાં દાદાભાઈ તથા તેમના સાથીઓએ રાજીનામાં આપી છૂટા થવાની તૈયારી કરી, અને દાદાભાઈ જવાના નિશ્ચયમાં મક્કમ છે કે કેમ એવી રેસિડન્ટ પેલીએ ખાતરી કરી, અને પૂછ્યું કે હું અત્યારે જે કાંઈ ખબર આપું તેથી તમારો વિચાર ડગમગશે કે કેમ તેના જવાબમાં 'અમારો જવાનો નિશ્ચય અડગ છે' એમ દાદાભાઈએ કહેતાં સર લુઈ પેલીએ મહારાજા મલ્હારરાવ કર્નલ ફેરને ધીમે ધીમે અસર કરતા વિષથી મારી નાખવાના પ્રયાસમાં સામેલ હોવાનું એક હવીલદાર તથા બીજા એકે રાજીખુશીથી કબૂલ્યાનું જણાવ્યું તથા એ માણસો સાથે દાદાભાઈને વાત કરાવી. આથી કદાચ દાદાભાઈ મલ્હારરાવની આફતના વખતમાં વડોદરા ન છોડી જવા લલચાત; પરંતુ રેસિડન્ટ પેલીને વચન આપી ચૂકેલા હોવાથી તે પોતાના સાથીઓ સાથે રાજીનામાં આપી વડોદરા છોડી તા. ૧૧-૧-૧૮૭૫ ના રોજ મુંબઈ ગયા. મલ્હારરાવે છેવટ સુધી તેમને રહેવા સમજાવવા પ્રયત્ન કર્યો તે ફોગટ ગયો અને આમ દાદાભાઈએ શરૂ કરેલો સુરાજ્યનો પ્રયોગ અધૂરો રહ્યો. દાદાભાઈ અને સર ટી. માધવરાવ બંનેના પ્રયત્નોનું સમાન મૂળ બ્રિટિશ રાજ્ય વહીવટનો અનુભવ ગણી શકાય.



રાજા સર ટી. માધવરાવ

કરવા માટે વરસ ૭ મહિનાથી વધારે વખત મળ્યો ન હતો અને કામ અધૂરું મૂકી વડોદરા છોડવાનો પ્રસંગ આવ્યો હતો, એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ.

## રાજ્યની સ્થિતિ

મલ્હારરાવ પદભ્રષ્ટ થયા પછી સર ટી. માધવરાવે વડોદરા રાજ્યના વહીવટનો હવાલો ૧૮૭૫ ના મે માસમાં લીધો. એ વખતે રાજ્યની તિજોરી લગભગ ખાલી હતી. દફતરનું ઠેકાણું ન હતું. સરદારો, શરાફો, ઝવેરીઓ વગેરે રાજ્ય પાસે લેણા કાઢતા હતા. રાજ્યના ઝવેરાતની યાદી પણ ન હતી. ઇજારદારોના જુલમ નીચે પ્રજા કચડાઈ ગઈ હતી. ગામ ગામડાંમાં આરોગ્યરક્ષણને અંગે શૂન્ય જ હતું. વડોદરામાં યોગ્ય ગટરો તથા પીવા લાયક પાણીની યોગ્ય વ્યવસ્થા નહિ હોવાને લીધે કોલેરાનો રોગ દર વર્ષે ફાટી નીકળતો હતો. સર ટી. માધવરાવના ૧૮૭૫-૭૬ ના કારોબારી રિપોર્ટ પ્રમાણે તે વખતે વડોદરા શહેરમાં હવા અજવાળા વગરનાં ઘર હતાં તથા માણસ, સ્ત્રીઓ તથા છોકરાં, ઘોડા, બળદ તથા બકરાં સાથે અંધાર કોટડીમાં રહેતાં.

### માધવરાવના સહકારીઓ

સર ટી. માધવરાવને મહારાણી જમનાબાઈની વિનંતિથી તુકોજીરાવ હોલકરે ઇન્દોર રાજ્યની દીવાનગીરીમાંથી મુક્ત થઈ વડોદરે રાજ્ય કારભારનાં સૂત્ર સંભાળવા માટે આવવા દેવા સંમતિ આપી હતી અને બ્રિટિશ સરકારે તેમને પોતાની વતી નીમી પૂર્ણ સત્તા સાથે વડોદરે મોકલ્યા હતા. સર ટી. માધવરાવે મહારાણી જમનાબાઈની સંમતિથી દાદાભાઈ સાથે પાછા ગયેલા કાજી શહાબુદ્દીનને બોલાવી લીધા; ઇન્દોરથી દીવાનને મદદ કરવા વિનાયક

જનાર્દન કીર્તનેને આણવામાં આવ્યા. ન્યાયખાતા માટે ખરશેદજી રૂસ્તમજી થાણાવાલાની નોકરી બ્રિટિશ સરકાર પાસેથી ઉછીની લેવામાં આવી. રેસિડન્સીમાં ' નેટિવ આસિસ્ટન્ટ મણિભાઈ જશભાઈ હતા તે ૧૮૭૫–૭૬ માં કચ્છમાં દીવાનગીરી કરવા ગયા હતા, અને તેમને જ દાદાભાઈને બદલે વડોદરાના દીવાન નીમવા કર્નલ ફેર મલ્હારરાવને તથા બ્રિટિશ સરકારને આગ્રહ કરતા હતા. રેસિડન્ટના નેટિવ આસિસ્ટન્ટ મણિભાઈ મહાન દાદાભાઈ કરતાં હજાર દરજ્જે વડોદરાની દીવાનગીરી કરવા લાયક હતા એમ કર્નલ ફેર માનતા હતા, એટલે કચ્છના દીવાન તરીકે તેમની નિમણૂક થઈ એમાં આશ્ચર્ય પામવા જેવું નહોતું.

## જમનાબાઈને ફાળે ખાનગી ખાતું

વડોદરા રાજ્યના રાજકારભાર માટે સર રિચર્ડ મીડ, સર ટી. માધવરાવ તથા મહારાણી જમનાબાઈએ મળીને એક યોજના તૈયાર કરી. તે મુજબ ખાનગી ખાતાની સર્વ વ્યવસ્થા જમનાબાઈ તરફ રાખવામાં આવી હતી. ખાનગી ખાતામાં ' જવાહીરખાના, કાપડી જામદારખાના, કલાવંત ખાતું, બાજેલોક, પહેલવાન, સાહમાર, કેશવમિસ્ત્રી, બંબખાના, લખા લુહાર, શિબંદી બેહેડા, વજ્રમુષ્ટી, જિલીબ, બાલમ, શિકારખાનું, હાથીખાનું, બગીખાનું, ગાડીખાનું, શિકારી–જંગલ, ડાગદાર, પટ્ટેકરી, પાડાનું કારખાનું, કેદારેશ્વર, ભીમનાથ, સર્વેશ્વર, ભૈરવેશ્વર, યવતેશ્વર, કાશીવિશ્વેશ્વર ( કર્નાળી ), બીલુપુરના સર્વેશ્વર, ગૌરીશંકર, દક્ષિણા તથા બિદાગી 'નો તે વખતે સમાવેશ થતો હતો. મહારાજાનું પાલન પોષણ કરવાની જવાબદારી રાજમાતા પર હતી, તથા સયાજીરાવ સજ્ઞાન ઉમ્મરના થાય ત્યાં સુધી ગાયકવાડ કુટુંબના પ્રમુખ તેમને જ ગણવાનું ઠર્યું હતું. તેમની વારંવાર મુલાકાત લઈ તિજોરીની સ્થિતિ તથા એકંદર

રાજ્યવ્યવસ્થા કેવી ચાલે છે તે દીવાને તેમને જણાવવાનું હતું તથા રાજવહીવટની સુધારણામા તેમના સલાહ તથા સહકાર લેવાનાં હતાં. શહેરનાં ધર્માદાય કારખાનાં પર રાજમાતાની દેખરેખ ચાલુ રાખવામા આવી.

## લશ્કરનો વહીવટ

ફોજખાતાની દેખરેખ તુર્ત ગવર્નર જનરલના એજન્ટ તથા સ્પેશ્યલ કમિશનરને સોંપવામાં આવી.

## મુખ્ય કારભારી માધવરાવ

વડોદરા રાજ્યના કારભાર માટે મુખ્ય જવાબદાર અમલદાર તરીકે સર ટી. માધવરાવ નિમાયેલા હોવાથી તેમણે રાજ્યવ્યવસ્થા સંબંધે વખતોવખત નિવેદનો સાર્વભૌમ સત્તાના વડોદરાના પ્રતિનિધિ તરફ મોકલવાનાં હતાં. લોર્ડ નોર્થબ્રુક મીડ કમિશનના રિપોર્ટ ઉપરથી મલ્હારરાવને જે સલાહ આપી હતી તે તેમણે અમલમાં આણવાની હતી અને મહત્ત્વના કામોમાં ગવર્નર જનરલના એજન્ટની સલાહ દીવાન તરીકે સર ટી. માધવરાવે લેવાની હતી, માહિતી આપવાની હતી, અને વખતોવખત એજન્ટ જે સલાહ આપે તે ઉપર દીવાને ધ્યાન આપવાનું હતું. સર ટી. માધવરાવ બ્રિટિશ સરકારના ભરોંસાના હોવાથી એજન્ટ તથા મહારાણીએ તેમને હરેક પ્રકારની મદદ કરવા, તેમનું સન્માન રાખવા, તેમની હકુમત મજબૂત કરવા તથા રાજકારભાર ચલાવનાર તો દીવાન જ છે એમ પ્રજાને લાગે તેમ વર્તવાનું ઠર્યું હતું. દીવાન જે કામ કરે તેમાં દખલ નહિ કરવાનું સામાન્ય ધોરણ રખાયું હતું. કોઈ મહત્ત્વના કામમા સરદાર વગેરે આગેવાન લોકો તથા જાણીતા રાજસેવકો પાસેથી માહિતી મેળવી તેમની સલાહ લેવાની દીવાનને જરૂર જણાય તો તેમ કરવા તેમને છૂટ હતી.

## પરસ્પર સહકાર

આમ વડોદરામાં રહેતા તાજના પ્રતિનિધિ, દીવાન તથા રાજમાતા વચ્ચે રાજ્યવહીવટની વહેંચણી કરવામાં આવી અને અરસપરસ સહકાર તથા શુભેચ્છાથી કારભાર ચલાવવાનું ઠર્યું. મહારાણી જમનાબાઈ તથા રેસિડન્સીએ સર ટી. માધવરાવને પૂર્ણ સાથ આપ્યો એમ ૧૮૭૫-૭૬ થી ૧૮૮૦-૮૧ સુધીના રાજકારભારના રિપોર્ટો ઉપરથી જણાઈ આવે છે. ખાનગી ખાતામાં મહારાણી જમનાબાઈએ કેટલાક સુધારા કર્યા હતા પણ તેઓ જૂની પદ્ધતના સનાતની વિચાર ધરાવતાં હોવાથી દાનધર્મ તથા દેવસેવાનો ખર્ચ ઠીક પ્રમાણમાં કરતાં. માત્ર ખાનગી ખાતા માટે મુકરર કરેલી રકમ બહાર ખર્ચ ન થાય તે માટે તેઓ ખાનગી કારભારી પર સખત દેખરેખ રાખતાં હતાં. જમનાબાઈની કામગીરીનાં રેસિડન્ટ તથા હિન્દુસ્તાન સરકાર તેમજ સર ટી. માધવરાવ મુક્તકંઠે વખતોવખત વખાણ કરતા.

## હજૂર કચેરીની રચના

૧૮૭૫-૭૬ ના રિપોર્ટ ઉપરથી જણાય છે કે તે વખતે મુખ્યત્વે ૧૭ ખાતાં હતાં. તે પૈકી મુલકી ( મહેસૂલી ) ખાતું કાજી શહાબુદ્દીન પાસે હતું. રાજદ્વારી, ફોજ, તથા સેટલમેન્ટ ખાતાં પેસ્તનજી જહાંગીર પાસે હતા. વિનાયક જનાર્દન કીર્તને પાસે ન્યાય, ખાનગી, જનરલ ડિપાર્ટમેન્ટ, તથા કેળવણી ખાતાં હતાં. પોલીસ, જેલ, સુધરાઈ, વૈદ્યકીય તથા બાંધકામ ખાતાં કુંવરજી કાવસજીના ભાગે ગયાં હતાં, જ્યારે અપ્પાજી રામચંદ્ર મેઢેકર ઓડિટ, તિજોરી, હિસાબી તથા ટંકશાળ ખાતા પર દેખરેખ રાખતા હતા. ઉપર જણાવેલા અમલદારો દીવાનને પોતપોતાનાં ખાતાંને અંગે હજૂર કચેરીમાં સલાહ તથા સહકાર આપતા હતા.

અને બધાંની સંમતિથી ઘણે ભાગે કારભાર ચાલતો હતો. દીવાન આ **અમલદારોની** સભામાં પ્રમુખસ્થાન લેતા એ કહેવાની જરૂર નથી.

## માધવરાવનું ધ્યેય

નવા કારભારીઓએ કયો કાર્યક્રમ પાર પાડવાનો આદર્શ રાખ્યો હતો તે વર્ણન કરતાં સર ટી. માધવરાવ જણાવે છે કે:—

(૧) મધ્યમ, મધ્યમસર દૃઢતા સાથે સુલેહશાંતિ તથા બંદોબસ્ત રાખવો;

(૨) સરદારો, શરાફો, પ્રજાજનો વગેરેની માજી કારભારમાંથી ઉત્પન્ન થયેલી ફરિયાદો સાંભળી દાદ આપવી;

(૩) દીવાની તથા ફોજદારી ન્યાય આપવા માટે યોગ્ય તથા પૂરતું તંત્ર સ્થાપવું;

(૪) વસતિની ઘનતા તથા પ્રજાની પ્રકૃતિ તથા રાજ્યના વિસ્તાર ધ્યાનમાં લઈ પૂરતી પોલીસ રાખવી;

(૫) જરૂરી તથા ઉપયોગી બાંધકામ બાંધવા માટે વ્યવસ્થા કરવી;

(૬) પ્રજામાં કેળવણી ફેલાવવી;

(૭) લોકો સારુ યોગ્ય સંસ્થાઓ કાઢવી;

(૮) જ્યાં કરનો બોજો વધારે પડતો હોય ત્યાં ઘટાડવો, જ્યાં કરવેરા ફરી બંધબેસતા કરવાની જરૂર હોય ત્યાં તે બંધબેસતા કરવા તથા જે તદ્દન વાંધા પડતા વેરા હોય તે રદ કરવા;

(૯) ખર્ચમાં કરકસર કરવી, નાણાના દુરુપયોગ ઉપર અંકુશ મૂકવો, અતિશય ખર્ચ ઘટાડવો, તથા નાણાં ખવાઈ જવાથી

અથવા ગેરવહીવટને લીધે થતું નુકસાન અટકાવવું; અને ખાસ કરીને આવક કરતાં ખર્ચ યોગ્ય પ્રમાણમાં ઓછો રાખવો, જેથી વધુ સુધારાઓ માટે તથા ચોમાસાં ખરાબ નીવડતાં દુષ્કાળોને પહોંચી વળવા માટે પૂરતી સિલક મળે; અને

(૧૦) આખા રાજ્યમાં સરકારની સત્તાની જાણ થાય અને એ સત્તા સર્વત્ર વ્યાપે એ માટે સામાન્ય રીતે તમામ કારોબારી મહેકમ પૂરતાં મજબૂત બનાવવાં.

## સર ટી. માધવરાવની કામગીરી

સર ટી. માધવરાવે પોતાના કારભાર દરમ્યાન આ આદર્શ કાર્યક્રમ નજર આગળ રાખીને ખંત તથા બુદ્ધિથી બનતી પ્રગતિ કરી. પ્રથમ તો તેમણે રાજગાદી પર દાવો રાખનાર નિષ્ફળ નિવડેલા ગાયકવાડોને દેવામાંથી મુક્ત કરી, પૂરતી નિમણૂકો બાંધી આપી. સરદારોના ચિત્રવિચિત્ર હક્ક સંબંધે માગણીઓનો અર્વાચીન દૃષ્ટિએ નિકાલ કર્યો. મલ્હારરાવની 'મંડળી' ને મલ્હારરાવ તરફથી છૂટા હાથે જે જમીન જાગીર, ભેટ-સોગાત, નાણાં અગર નિમણૂંક વગેરે મળ્યાં હતાં તેમને રોકડ નિમણૂકો બાંધી આપી તથા સારા વર્તન દરમ્યાન નિર્વાહ માટે મધ્યમસર આસામી ઠરાવી આપી; તેમણે મલ્હારરાવ પાસેથી મેળવેલા ગેરવાજબી વધારે પડતા લાભ તથા દરદાગીના વગેરે ઝવેરાત રાજ્યના હિતમાં પરત લીધા. શરાફોના લેણા તથા ઝવેરીઓના દાવાનો તોડ કાઢી નિકાલ કર્યો. મહારાજા મલ્હારરાવના નજીકના સગાની નિમણૂકોમાં સંતોષકારક ફેરફાર કરવાનું તથા મલ્હારરાવે પોતાના બંધુ ખંડેરાવના સંબંધીઓની બંધ કરેલી નિમણૂકો વગેરેને અંગે યોગ્ય નિકાલ કરવાનું નાજૂક કામ સર ટી. માધવરાવે કુનેહથી પાર પાડ્યું. સરદાર અને શરાફો વચ્ચે

ચારેના વ્યવહારોને અગે શરાફોના દાવાનો તથા માજી મહારાજાએ અમુક કામમા ખોટો ન્યાય આપ્યો છે એવી ફરિયાદ કરનાર ખાનગી વ્યક્તિઓની તકરારોનો સતોષકારક નિવેડો તેમણે કર્યો. સર ટી. માધવરાવે પ્રજાને શુદ્ધ ન્યાય અપાવવા ન્યાયખાતાની પુનર્ઘટના કરી. સરદારોને માટે સરદાર કોર્ટ સ્થાપી તથા ઉચ્ચ જગોમા બને તેટલા સારા માણસોને નોકરીમા લીધા જાહેર બાધકામ ખાતાની નવેસર રચના કરી રાજ્યની રૈયતને ઇજારદારોના પજામાથી છોડાવી રૈયતવારી પદ્ધત દાખલ કરી ખેડૂત પ્રજાના આશીર્વાદ મેળવ્યા, તેમણે રાજ્યની નાણા સ્થિતિ સુધારવા હિસાબી ખાતામા વ્યાપેલી અરાજકતા દૂર કરી વ્યવસ્થિત તત્ર ગોઠવ્યુ તથા પ્રામાણિકપણે સરકારી ઉત્પન્નનો વહીવટ થઈ જમાખર્ચના સાચા હિસાબ રખાય તથા ખર્ચ ઉત્પન્નમાથી ઓછો રાખી આફતના વખતમા કામ આવે એવુ ખાસ ફડ દર વર્ષે બચત કરીને સ્થાપન કરી ૭૫ લાખ સુધી વધારાય એવી નાણા સબધે નીતિ તેમણે અમલમા મૂકી તથા રાજ્યને સદ્ધર બનાવ્યુ. પ્રજાના જાન-માલના રક્ષણ માટે તથા તેની કેળવણી માટે માજી મહારાજાના વખત કરતા વધારે પ્રમાણમા સર ટી. માધવરાવ ખર્ચ કરતા, તથા ત્રાસી ગયેલી પ્રજા રાજ્યમા વ્યવસ્થા જોઈ પાછી આવી રાજ્યની છોડી દેવાયેલી ખેતીને લાયક જમીન ખેડવા માડી આબાદી ભોગવે એવી નીતિ તેમણે ગ્રહણ કરી

## સર ટી. માધવરાવનો આત્મસતોષ

સર ટી. માધવરાવે પોતે વડોદરા રાજ્યનો જે વહીવટ કર્યો તે માટે મગરૂરી લઈ ૧૮૮૦-૮૧ ના વડોદરા રાજ્યના કારોબારી રિપોર્ટના પૃ ૧૧૫ ઉપર જણાવ્યુ છે કે —

" યુવાન મહારાજા રાજ્યની લગામ હાથમાં લે તથા મરજી-

તાથી મક્કમ પ્રગતિ કરી શકે તે માટે રાજ્ય યોગ્ય તૈયારીની સ્થિતિમાં મુકાયું છે એમ આ તથા પાછલા રિપોર્ટોમાં આપેલા આંકડા તથા હકીકત ઉપરથી દેખાઈ આવશે એવો મને વિશ્વાસ છે. રાજ્યમાં પૂર્ણ સુલેહશાંતિ છે. જાનમાલ સલામત છે. ન્યાય યોગ્ય રીતે અપાય છે. નાણાસ્થિતિ ઘણી આબાદ છે. જાહેર બાંધકામ ઠીક પ્રમાણમાં બંધાયાં છે. વૈદ્યકીય સંસ્થાઓ સારું કામ કરે છે. આરોગ્યરક્ષણ તરફ બેદરકારી બતાવાતી નથી. શિક્ષણનો ફેલાવો થયો છે. ઉચ્ચ શિક્ષણનો વિકાસ સારા પ્રમાણમાં થયો છે. ટૂંકમાં પ્રજાએ ભરેલા કરના બદલામાં પ્રથમ જે કંઈ પ્રજા માટે કરવામાં આવતું, તેના કરતાં આજે તેને ઘણો વધારે બદલો મળે છે. રાજકારભારના તંત્રની યોગ્ય વ્યવસ્થા તથા ઘટના કરવામાં આવી છે, અને માન આપવા લાયક અક્કલ, અનુભવ તથા પ્રમાણિકપણું સર્વત્ર દીસી આવે છે. ઘણાં ગૂંચવણભર્યાં તથા લાંબા વખતનાં કામો તથા મુશ્કેલીઓનો ઉકેલ આવ્યો છે. આપણા પાડોશીઓ સાથે આપણા સંબંધો વધારે માનભર્યા તથા ખુશાલી ઉપજાવે એવા પાયા પર મુકાયા છે. સાર્વભૌમ સત્તા સાથે આપણે ઇચ્છીએ તેટલો સારો સંબંધ સ્થાપિત થયો છે. સત્તા વાપરવા માટે ટૂંક વખતમા રાજ્યાધિકારમાં પ્રવેશનાર સુશિક્ષિત મહારાજાને આ ઘણા તથા સગીન ફાયદાઓનો લાભ મળશે. મહારાજાને વાજબી રીતે લાગશે કે તેમની સગીર અવસ્થા દરમ્યાન તેમનું હિત એકનિષ્ઠાથી સચવાયું છે."

## વડોદરાના મર્યાદિત હિતકર્તા

વડોદરા રાજ્યના એક મહાન હિતકર્તા તરીકે સર ટી. માધવરાવનું નામ વડોદરા રાજ્યનો દરેક ઇતિહાસકાર અગ્રસ્થાને મૂકશે એમાં શક નથી. વડોદરા રાજ્યમાં દમાજીરાવ રજા સાથે આવેલા

સરદારોના વંશજોને સંતોષવા સરદાર કોર્ટની સ્થાપના સર ટી. માધવરાવે કરી, પણ સશસ્ત્ર અનુયાયીઓ સાથે સરદારોને સ્થાનિક પોલીસ તથા મેજિસ્ટ્રેટના અંકુશ વગર રાજ્યમાં અર્ધ—રાજાશાહી ભપકામાં ગમે ત્યાં ભટકવા દેવાની તેમણે ના પાડી તથા તેમને કાયદાને વશ રાખ્યા એ વાત પણ નોંધવા જેવી છે. સર ટી. માધવરાવ પહેલાં વડોદરામાં કાંઈજ રાજ્ય વ્યવસ્થા ન હતી એમ કોઈથી કહી શકાય એમ નથી. મહાન શિવાજી તથા મહાન પેશવાઓના વખતમાં સમયાનુકૂળ જે રાજકારભારનું તંત્ર ગોઠવાયું હતું ને તે વખતની પ્રજાને બંધબેસતું હતું. પરંતુ તેમાં સડો પેઠો હતો. નજરાણાં તથા રૂશ્વતની પ્રથાથી કલંકિત ન્યાય થતાં એ દોષ દૂર કરવા ખંડેરાવ મહારાજાએ શરૂઆત કર્યા પછી દાદાભાઈએ પ્રથમ પ્રયત્ન મલ્હારરાવનો વિરોધ છતાંને કર્યો હતો. જૂના વહીવટમાં લોકોને આરોપ મૂકી ચોકસી કર્યા વગર રાજ્યકર્તાની મરજી મુજબ કેદમાં નાખવામાં આવતા તથા રાજાની લહેર મુજબ લોકોની મિલકત જપ્ત થતી. ઉત્તર પ્રાંતમાં રસ્તા બિનસલામત હોવાથી ધાડ વગેરેથી પ્રજા હેરાન થતી. વડોદરા શહેરમાં પોલીસ સ્થપાઈ હતી પણ તેની યોગ્ય વહેંચણી ન હતી. કેટલાક માણસો પાસે પોલીસના કામને બદલે બીજું કામ લેવાતું, શિસ્તનું ઠેકાણું ન હતું. કેટલાક ગુને ગારવર્ગ સાથે રહી ગુના કરતા તેમને ઠેકાણે લાવવાની જરૂર હતી. આ બધું તે વખતે ચાલતા બ્રિટિશ હિન્દના સુરાજ્યના આદર્શ મુજબ સુધારવામાં સર ટી. માધવરાવને રેસિડન્ટ સાથે હાથમાં હાથ મિલાવી ઠીક સફળતા મળી એમ કબૂલ કરવું જોઈએ.

## વિશિષ્ટ કામગીરી

રાજ્યમાં શાળાઓ તથા દવાખાનાનો સર ટી. માધવરાવે ઠીક વિસ્તાર કર્યો. લશ્કર માટે છાવણીતાળ સ્થપાઈ. લશ્કરને રહેવા

માટે 'લાઈનો' (રહેઠાણ માટે કોટડીઓ) બંધાઈ. વડોદરા શહેરમાં કોલેજ–હાઈસ્કૂલનું મકાન બંધાયું. મોતીબાગ પાસે આવેલો લક્ષ્મીવિલાસ રાજમહેલ બાંધવાની શરૂઆત થઈ. વડોદરા શહેરમાં સાર્વજનિક બાગ (પબ્લિક પાર્ક) બનાવી તે હવા ખાવા માટે પ્રજા સારુ ખુલ્લો મુકાયો. વડોદરા શહેર બહાર પ્રાંતોમાં સ્થાનિક રાજ્યતંત્ર માટે કચેરીઓ ભાગ્યે જ બંધાયેલી હતી તે બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું. રાજ્યને આપત્તિકાળમાં ઉપયોગી થઈ પડે તે માટે રિઝર્વ ફંડમાં પૂરતી રકમ મૂકવા છતાં વધારો રહે તો તે આવાં જરૂરી બાંધકામ માટે વાપરવા સર ટી. માધવરાવે સયાજીરાવને સલાહ આપી. એ સલાહને અનુસરીને સયાજીરાવ વર્ત્યા હતા. એ કારણથી તેમણે 'A Great Builder' (મહાન બાંધનારા) નું બિરુદ મેળવ્યું હતું. રાજ્યમાં અનુકૂળ સ્થળે પાકી સડકો બાંધવામાં આવી. તળાવો ખોદાવી નહેરનું પાણી ખેતીની આબાદી માટે આપવાનું વડોદરા રાજ્યની ભૂરચના જોતાં મુશ્કેલ હોવાનું જણાતાં તે કામ સર ટી. માધવરાવે મૂકી દીધાં. સયાજીરાવના વખતમાં એવાં જે કામ બાંધવામાં આવ્યાં તે લગભગ નિષ્ફળ નીવડયાં છે. રાજ્યમાં રેલવે દાખલ થઈ. દરેક તાલુકાના સદર સ્ટેશનને તેનો લાભ આપવાની નીતિ સ્વીકારવી પડી એ વાત સર ટી. માધવરાવે નહેર કામ (મોટાં તળાવ વગેરે) તથા પાકા રસ્તા બાંધવાની શરૂઆત કરી અનુભવથી શાણા થઈ તે કાર્યક્રમ બંધ પાડવામાં કેટલી દૂરદષ્ટિ વાપરી રાજ્યના નાણાંનો દુરુપયોગ થતો અટકાવ્યો તેની સાક્ષી પૂરે છે. રાજ્યની રૈયતને જો કે રૈયતવારી વિઘોટી પદ્ધતનો લાભ સર ટી. માધવરાવે આપ્યો હતો પણ વખતના અભાવે જમીનની રીતસર માપણી કરવાનો પ્રયત્ન ન થઈ શક્યો. અને તે કામ સયાજીરાવે રાજ્યાધિકાર મળતાં સર્વે–સેટલમેન્ટ ([illegible]) ખાતાંની પુનર્ઘટના કરી

સર ટી. માધવરાવે પ્રજાને ત્રાસદાયક કેટલાક વેરા ધીમે ધીમે રદ કર્યા. તેમાં કેટલાક સ્થળ સ્થળના, વિશિષ્ટ વેરાઓ, સુથાર, કડિયા, વગેરે ધંધા ઉપરના કર, દૂધ, ઘાસ, શાકભાજી, બાળવાનાં લાકડાં, શેરડી વગેરે અનેક પદાર્થો ઉપરના વેરાનો સમાવેશ થાય છે. ઇજારા પદ્ધત નીચે રૈયત પાસેથી જે મહેસૂલ લેવાનું હતું તેમાં સરેરાશ ૨૫ ટકાનો તેમણે ઘટાડો કર્યો. આ સુધારાથી જમીન મહેસૂલનું ઉત્પન્ન ૧૨ લાખ ઓછું આવશે એવો અંદાજ ૧૮૭૫ ના રિપોર્ટના પૃ. ૪૯ ઉપર ફ્કારા ૧૯૩–૧૯૪ માં સર ટી. માધવરાવે કર્યો છે. તેમ છતાં આ ઘટાડેલો જમીન મહેસૂલનો બોજો પાડોશના બ્રિટિશ જિલ્લા કરતાં વધારે રહ્યો હતો એમ એજ રિપોર્ટના ફ્કારા ૧૯૯ મા કબૂલ રાખવામા આવ્યું છે.

## નાણાસ્થિતિ

સર ટી. માધવરાવના કારભારની શરૂઆતમા રાજ્યનું ઉત્પન્ન બાબાશાહી ૧૧૦ લાખ રૂપિયા તથા ખર્ચ ૧૦૫ લાખ રૂપિયાનો અડસટાયો હતો. તે વખતે બાબાશાહી રૂપિયાની કિંમત કલદાર રૂપિયાથી આશરે ૧૨ા ટકા ઓછી હતી. સરકારવાડામાથી સર લૂઈ પેલીએ ૪૦ લાખ રૂપિયા મેળવ્યા હતા તે સાથે ૫૫ લાખ રૂપિયા સરકારી જામીનગીરીઓમાં ૧૮૭૫–૭૬ ને અંતે રોકાયા હતા. સર ટી. માધવરાવના સગીરવહીવટને અંતે એટલે ૧૮૮૦–૮૧ આખરે રાજ્યનું ઉત્પન્ન ૧૪૩–૪૪ લાખ રૂપિયા હતું તથા ખર્ચ ૧૩૦ લાખ હતું, જ્યારે ૧૩૦ લાખ રૂપિયા સરકારી જામીનગીરીઓમાં રોકાયા હતા, અને તિજોરીમાં ૮૦ લાખ રૂપિયા રોકડા સિલક હતા.

સર ટી. માધવરાવે ઉત્પન્નનાં ખુશકીજકાત તથા સાયરજકાત, સ્ટાંપ વગેરે સાધનોને અંગે કેટલાક આવકારદાયક પરચુરણ સુધારા

દાખલ કર્યાં તથા સરહદી નાકાં રાખ્યાં. શ્રીમંત સરકાર સિવાય બીજી કોઇ તાબાની સત્તા (અમલદારો)થી કંઈ પણ કરવેરા પ્રજાપર નખાય નહિ એ સિદ્ધાન્તનો તેમણે અમલ કર્યો.

## રાજ્ય બંધારણનો ઝઘરો

સયાજીરાવ ગાયકવાડને ૧૮૮૧ આખરે રાજ્યાધિકાર સોંપવામાં આવે ત્યારે ફરી મલ્હારરાવના ભારે ગેરવહીવટની પુનરાવૃત્તિ ન થાય તે માટે સર ટી. માધવરાવે લોર્ડ રિપનની સરકાર તરફ મંજૂરી માટે રાજ્ય બંધારણનો એક મુસદ્દો મોકલ્યો હતો તે સંબંધે માધવરાવના વિરોધીઓએ કડક ટીકા કરી હતી. આ ટીકાનો જવાબ આપતાં મેસર્સ જી. એ. નાટેસનની કંપની તરફથી પ્રગટ થયેલા માધવરાવ ચરિત્રના કર્તા " ઇંડિયન સ્ટેટસમેન 'ના પૃ. ૨૧૯ ઉપર જણાવે છે કે:—

" Another point on which Sir T. Madhav Rao has been roundly found fault with was the fact of his having sent for the sanction and approval of Lord Ripon's Government a draft-constitution proposed to be enforced in the Baroda State, on the installation of the Young Gaekwar to the Baroda Gadi. It was contended, that Sir Madhav Rao's constitution would have reduced the Baroda State to a mere Zamindari. We have no space to discuss that constitution here and show the hollowness and unwisdom of this criticism. It is but fair to note the contention

of the adverse critics that enough time had not been given for a constitution, to grow from within, and that it was premature to enforce a cut and dry system of alien ideas of Government on an ignorant people. Side by side with this, it is equally fair to remark that, Sir Madhav Rao's constitution was entirely the same in spirit and nearly the same in detail as the one promulgated in Mysore when those territories were restored to Native Rule, and we all know how beneficially that constitution has worked there in the best interests of the State. "

ભાવાર્થ—" વડોદરાની ગાદી પર યુવાન ગાયકવાડને રાજ્યાધિકાર અર્પણ કરવામાં આવે ત્યારે રાજ્યમાં અમલમાં મૂકવા સારુ રાજ્યબંધારણનો મુસદ્દો તૈયાર કરી તે ના. વાઈસરૉય લૉર્ડ રિપનની સરકારની પસંદગી તથા મંજૂરી માટે મોકલવાના કૃત્ય માટે સર ટી. માધવરાવનો વાંક કઢાય છે. ટીકાકારો એમ કહે છે કે જો એ રાજ્યબંધારણ મંજૂર થઈ અમલમાં મુકાયું હોત તો વડોદરા રાજ્ય માત્ર એક જમીનદારોની સ્થિતિ પ્રાપ્ત કરત ( એટલે રાજા સત્તાહીન થાત ). આ રાજ્યબંધારણનું વિવેચન કરી ટીકા કેટલી પોકળ તથા ગેરડહાપણભરી છે એમ બતાવવા અમારી પાસે જગો નથી. પણ રાજ્યબંધારણનો આંતરિક વિકાસ થવા પૂરતો વખત મળ્યો ન હતો તથા અજ્ઞાન લોકો પર રાજ્યકારભારના પરદેશી વિચારો પર રચાયેલી તૈયાર રાજ્યપદ્ધતિનો અમલ કરવો એ ઉતાવ-

વણું હતું એવી વિરુદ્ધ ટીકાકારોની તકરારની નોંધ લેવી ન્યાયયુક્ત છે. સાથે સાથે એમ કહેવું પણ વાજબી થશે કે મહીસુર રાજ્ય દેશી રાજાના અમલ સારુ પાછું આપવામાં આવ્યું ત્યારે જે રાજ્યબંધારણ મહીસુર રાજ્ય માટે જાહેર કરવામાં આવ્યું હતું તે બંધારણના સ્વરૂપનુંજ સર માધવરાવે ભલામણ કરેલું બંધારણ વિગતોમાં તથા હાર્દમાં હતું અને મહીસુરમાં એ બંધારણને લીધે રાજ્યનું શ્રેષ્ઠ હિત કેટલું ફાયદાકારક રીતે સધાયું છે તે આપણે બધા જાણીએ છીએ. "

## બંધારણીય અંકુશ શા માટે

વાચકો જાણીને અજાયબ થશે કે છેક ૧૮૮૦–૮૧ માં પણ વડોદરા રાજ્યમાં મલ્હારરાવના ગેરવહીવટની પુનરાવૃત્તિ ન થવા દેવા માટે રાજ્યવહીવટ ઉપર પ્રજામતની અસર થાય તથા રાજ્ય કારભાર પ્રજામતને અનુસરીને ચાલે તે માટે તથા ' રાજાની મરજી તે કાયદો ' ને બદલે કાયદાનું રાજ્ય સ્થપાય અને નોકરશાહી તંત્ર તથા પ્રજામતનો પડઘો પાડતી ધારાસભા પ્રજા પ્રતિનિધિ સભાના લોકમતના સાત્ત્વિક અંકુશ નીચે રાજસત્તા વપરાય તથા પ્રજાનું રંજન કરે તે રાજા એ વ્યાખ્યા સાર્થક થાય તે માટે સર ટી. માધવરાવે મહીસુર રાજ્યના રાજ્યબંધારણના ધોરણે વડોદરા રાજ્ય માટે રાજ્યબંધારણનો મુસદ્દો, મહીસુરમાં એવું રાજ્ય બંધારણ જાહેર થતાં પહેલાં, ઘડી વડી સરકારને મોકલી રાજાપ્રજાનું કલ્યાણ સાધવા ખાસ પ્રયાસ કરી જોયો. આ પ્રયાસને મૂર્ત સ્વરૂપ મળી શક્યું નહીં તો પણ વડોદરા રાજ્યને બંધારણીય રાજસત્તાનું સ્વરૂપ આપવાના આ પ્રયત્ન માટે સર ટી. માધવરાવને જરૂર અભિનંદન ઘટે છે, કુરાજ્યની પુનરાવૃત્તિનો ઉપાય બંધારણીય રાજાપ્રજાસત્તાક તંત્ર જ હોઈ શકે એ સિદ્ધાન્ત આશરે ૬૦ વરસ

ઉપર પણ સર ટી. માધવરાવને સૂઝયો એ વાત તેમની અસાધારણ દૂરદષ્ટિ તથા રાજદ્વારી શાણપણનો અચ્છો ખ્યાલ આપે છે.

## રાજ્યકીય હક્કો ગુમાવ્યા ?

સર ટી. માધવરાવના વખતમાં રાજ્યના રાજ્યકીય હક્કોનું સાર્વભૌમ સત્તાની આક્રમક નીતિને બલિદાન અપાયું હતું. એવો આક્ષેપ મુકાય છે. સર ટી. માધવરાવ બ્રિટિશ સત્તાના વિશ્વાસુ પ્રતિનિધિ તરીકે વડોદરા રાજ્યનો વહીવટ કરવા આવેલા હતા એટલે રેસિડન્ટ તથા દીવાન એકબીજાના હાથમાં હાથ મિલાવી રાજકારભાર કરી શકતા હતા. એવા સયોગોમાં તેઓ દીવાન તરીકે વડોદરા રાજ્યના રાજ્યકીય હક્કો માટે મજબૂત વિરોધ ઉઠાવી રાજ્ય તરફથી બને તેટલા જોરથી દલીલો રજૂ કરી શકે તો પણ સાર્વભૌમ સત્તાનો અફર ઠરાવ થતાં તેને મસ્તક નમાવવું પડે. આ સિવાય તેઓ શું વધુ કરી શકત એ સમજવું મુશ્કેલ છે. માત્ર તેઓ રાજ્ય માટે તોડજોડથી થોડીઘણી છૂટછાટ મેળવી શકે અને એવી છૂટ તેમણે મીઠાના પ્રશ્નમાં મેળવી બ્રિટિશ સરકારને વડોદરા રાજ્યમાં વગર જકાતે મીઠું પકવતાં રોકયા હતા; પણ સાથે સાથે વડોદરા રાજ્યે મીઠું પકવવાનો તેમ બીજાને પકવવા દેવાનો હક્ક જતો કર્યો હતો.

તે વખતે બ્રિટિશ સરકાર દેશી રાજ્યોનું લશ્કર હિન્દી લશ્કર જેટલું કાર્યક્ષમ થાય તથા સુસજ્જ થાય એમ જોવા રાજી નહતી. તેથી રાજ્યમાં હથિયાર તથા દારૂગોળો બનાવવાનો હક્ક જતો કરાવી એ સાધનો ફક્ત પોતે જ પૂરાં પાડે તથા બીજા પાસેથી ન લેવાય એવા કરાર કરાવી લેવા માટે બ્રિટિશ સરકારે સર ટી. માધવરાવની દીવાનગીરીનો ઉપયોગ કરી લીધો હતો. રાજ્યમાં નવા પ્રકારના હથિયારો બનાવવાનાં કારખાનાં જ ન હતાં એટલે કદાચ

કોઈ કહેશે કે એમાં કાંઈ રાજ્યે ગુમાવ્યું નથી, પરંતુ અંગ્રેજ સરકારે વડોદરા રાજ્યના લસ્કરને એવાં હથિયાર માટે માગણી કર્યા છતાં પૂરાં પાડયાં ન હતાં એ વાત ધ્યાનમાં લેતાં આ હથિયાર દારૂગોળો બનાવવાનો હક્ક જતો કરવામાં સર ટી. માધવરાવ વાજબી ન હતા એમ કબૂલ કરવું જોઈએ, જો કે એ હક્કને જતો કરવાની તેમને સાર્વભૌમ સત્તાના વલણને લીધે ફરજ પડી હોવી જોઈએ એ બનવાજોગ છે.

અફીણના ઉત્પન્ન સંબંધે સર ટી. માધવરાવ તથા અગ્રેજ સરકાર વચ્ચે ૧૮૭૭–૭૮ માં એવો કરાર થયો કે વડોદરા રાજ્યે અફીણની ખેતી 'ફક્ત' પરવાનાવાળા પાસે જ કરાવી સરકારે અફીણનો રસ ખરીદીને અફીણ બનાવવું, રાજ્યમાં વેચવા પરવાનાવાળા દુકાનદારને આપવું તથા સંસ્થાન બહાર વેચવા મોકલતા પહેલા તે ઉપર ઉઘડ જકાત ભરવી, તથા અફીણનું વાવેતર રાજ્ય ઠરાવે તે પ્રમાણમાં જ રાજ્યની પ્રજાની તથા બહારની પ્રજાની જરૂરિયાત પૂરતું જ કરવું. તે પહેલાં અફીણનું વાવેતર અમુક પ્રમાણમાં કરવાનું બંધન નહિ હોવાથી રાજ્યને તથા પ્રજાને તેના વાવેતર તથા વેચાણથી સારો ફાયદો થતો હતો. આ નવા કરારને લીધે વડોદરા રાજ્યને તથા પ્રજાને ભારે નુકસાન થયું, પરંતુ બ્રિટિશ સરકારની ઇચ્છાને માન આપવા જ પ્રજા તથા વેપારીઓને ન ગમતો કરાર કરવો પડયાનો એકરાર સર ટી. માધવરાવે ૧૮૭૭–૭૮ ના રિપોર્ટમાં કર્યો છે. જ્યાં દર વર્ષે બેથી ત્રણ હજાર પેટીઓ અફીણ તૈયાર થતું ત્યાં ૧૮૭૭–૭૮ માં ફક્ત દોઢસો પેટીથી વધારે પેટી તૈયાર થઈ શકશે નહિ એવો સુર દીવાનને કાઢવો પડયો છે; અને તે ઉપરથી રાજ્યનાં ખેડૂતો, વેપારીઓ તથા રાજ્યને આ કરારના અમલથી કેટલું નુકસાન થયું તેનો ખ્યાલ આવે છે.

' કન્ટિન્જન્ટ લશ્કર '

હવે આપણે વડોદરા રાજ્ય પાસેથી ' કન્ટિન્જન્ટ લશ્કર 'ના બદલામાં દરસાલ પોણાચાર લાખ રૂપિયા રોકડા આપવા સંબંધે સર ટી. માધવરાવ તથા સાર્વભૌમ સત્તા વચ્ચે થયેલા કરાર તરફ વળીએ. આ ૩૦૦૦ ઘોડેસ્વાર કન્ટિન્જન્ટ-લશ્કરના લાંબા ઇતિહાસમાં ન ઊતરતાં એટલુંજ કહેવું બસ થશે કે ૧૮૦૨ ના તહનામા અન્વયે વડોદરામાં રહેતા બ્રિટિશ સરકારના સહાયકારી ( sudsidiary ) લશ્કરને કામગીરી પર જાય ત્યાં મદદ કરવા સારુ ગાયકવાડે સ્વતંત્ર કન્ટિન્જન્ટ લશ્કર રાખવાનું ઠર્યું હતું. આ લશ્કર સામાન્ય રીતે વડોદરા રાજ્યમાં રાખવામાં આવતું તથા તેનો ઉપયોગ વડોદરા રાજ્ય માટે થતો, પરંતુ આ લશ્કરનો ઉપયોગ સહાયકારી લશ્કર સાથે કામગીરી ઉપર ન થતો હોય ત્યારે તેની પાસેથી ખંડિયાં રાજ્યોવાળા પ્રદેશ ( tributary mahals )માં પોલીસકામ લેવાનો વહીવટ ચાલુ સંધિઓ વિરુદ્ધ શરૂ થયો અને તે વહીવટને ૧૮૫૮ માં ખંડેરાવ મહારાજ સાથે થયેલા કરારથી કાયદેસર સ્વરૂપ મળ્યું.

બ્રિટિશ સરકારને એજન્સીઓ ( tributary mahals ) માં પાયદળ તથા ઘોડેસ્વાર પોલીસ પાસે આ કામ લેવાનું યોગ્ય લાગ્યું અને ' કન્ટિજન્ટ લશ્કર ' પાસેથી આ કામગીરી લેવાનું બંધ પડતા અંગ્રેજ સરકારે ' કન્ટિજન્ટ લશ્કર ' રાખવાના ફરજમાંથી મુક્તિ આપી વડોદરા રાજ્ય પાસેથી દરસાલ પોણા ચાર લાખ રૂપિયા લેવાનો કરાર ૧૮૮૧ માં સર ટી માધવરાવ પાસે કરાવી લીધો. પરંતુ ' કન્ટિજન્ટ લશ્કર 'ની સ્થાપના તો સહાયકારી લશ્કરને મદદ કરવા માટે થઈ હતી, ખંડિયા મહાલોમાં પોલીસનું કામ કરવા થઈ જ નહતી, તથા બ્રિટિશ સરકારે

ખંડણી તો કાંઈપણ ખર્ચ લીધા વગર જ ગાયકવાડ સરકારને વસૂલ કરી આપવાની હતી. સહાયકારી લશ્કર જ બંધ પડી 'હિન્દી લશ્કર' રાખવાની જવાબદારી પણ ગાયકવાડને શિરે રહેતી નહતી, એવા સંયોગોમાં એ લશ્કર રાખવાની મારીના બદલામાં પોણાચાર લાખ રૂપિયા દર સાલ આપવાની કબૂલાત આપવામાં સર ટી. માધવરાવે રાજ્યને તેટલું નુકસાન કર્યું હતું એમ સ્વીકારવું જોઈએ. પરંતુ તેમના બચાવમાં એમ કહી શકાય કે તેમણે આ કરાર પર સહી કરવાનું લંબાવવા પ્રયત્ન કર્યો હતો તથા મહારાજાને સજ્ઞાન થવાને થોડા મહિના જ બાકી છે તેથી તેઓ સજ્ઞાન થઈ પૂર્ણ વહીવટ સંભાળે ત્યાંસુધી રાહ જોવા તેમણે સર્વભૌમ સરકારના પ્રતિનિધિને જણાવ્યું હતું. પરંતુ આખરે એ સત્તાના દબાણને તેમને વશ થવું પડયું હતું. તો પણ તેમણે સહી કરતા પહેલાં મહારાણી જમનાબાઈની સંમતિ લેવાની તથા સજ્ઞાન થવાની તૈયારીમાં આવેલા મહારાજાની પણ સંમતિ મેળવવાની ખબરદારી લીધી હતી.

## ગેરવાજબી લાભ લેવાયો

ખરેખર જોઈએ તો જ્યારે રાજા સગીર હોય ત્યારે બ્રિટિશ સરકાર તરફથી ' રાજપ્રતિનિધિ વહીવટ ' (Regency) સ્થાપવામાં આવે છે અને એ વહીવટ ચાલુ હોય તે દરમ્યાન રાજ્યના આવા રાજકીય હક્કો જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં કાયમ રાખવાની જુમ્મેદારી સાર્વભૌમ સરકાર તથા 'રીજન્સી' ઉપર રહે છે, અને રાજા સજ્ઞાન થયા પછી જ આવા હક્કો સંબંધે પત્રવ્યવહાર મારફત વાટાઘાટ થઈ છેવટ નિર્ણય થવો જોઈએ અને એજ ધોરણે કેટલાય વખતથી સાર્વભૌમ સરકાર વર્તે છે; એટલે, સાર્વભૌમ સરકારે વડોદરા રાજ્યના રાજાની સગીર અવસ્થામાં મગીર વહીવટ કરનાર દીવાન સર ટી.

માધવરાવ સાથે રાજ્યના રાજ્યકીય હક્કો સંબંધે પોતાને મન ફાવતા કરાર કરી લઈ રાજ્યના હક્કમાં જે નુકસાન કર્યું છે તે માટે તે દોષપાત્ર છે. સર ટી. માધવરાવ એ જ સત્તાના પ્રતિનિધિ હતા એટલે વડોદરા રાજ્યના રાજ્યકીય હક્કોનો પુરો બચાવ કેવી રીતે કરી શકે ? આ તો રાજ્યના હિત રક્ષવા માટે જુમ્મેદાર સાર્વભૌમ સરકારે રાજાના સગીરપણાનો લાભ લઈ રાજ્યના હક્કનો રાજકીય દબાણથી ભોગ લીધો એમ બની ' વાડ ચીભડાં ગળી ગઈ ' એ કહેવત ખરી પાડી છે.

## રિઝર્વ ફંડથી વફાદારી

સર ટી. માધવરાવે દુષ્કાળ વગેરે આફતના વખતમાં કામ લાગે એટલા માટે રિઝર્વ ફંડ ભેગું કરી તે સરકારી જામીનગીરીઓમાં રોકવાની જે નીતિ અખ્ત્યાર કરી હતી તે ઉપર અજવાળું નાખતાં તેઓ વડોદરા રાજ્યના ગેજેટિયરના ૧૮૭૯-૮૦ ના રિપોર્ટમાં ફકરા ૬૫૨ ( પૃ. ૧૬૯ ) માં જણાવે છે કે:—

" It is a great and effective security to the State itself. It acts as a preventive against borrowing from outside sources and its *concommitant embarassments.* It induces general economy. It insures equability in public taxation, which is so essential to the repose of the minds of the subject population who naturally dislike frequent changes in the incidence of the fiscal burdens, and especially dislike the imposition of fresh burdens after the exhaustion produced by famine. It bene-

fits the British Government more or less indirectly. **The Investment by Native States in British securities affords proof of confidence in the justice and durability of the British Government. It is a substantal security for the incessant loyalty of the Native States.** It materially raises the value of the British Government securities in the market. And it benefits the general public by putting in circulation wealth which would otherwise lie inert in the shape of buried treasure or useless jewelry.

ભાવાર્થ—આવુ ફંડ રાજ્યને માટે એક મહાન અને અમરકારક સલામતી છે. બહારથી નાણા કરજે લેતાં અટકાવી તેને અંગે પેદા થતી ગૂચો ઉભી થતી ( આવું ફંડ ) અટકાવે છે. તેને લીધે સર્વત્ર કરકસર થાય છે. નાણાકીય બોજો નાખનારા કરવેરાના ભારણમાં વારંવાર ફેરફાર સામે, તથા, ખાસ કરીને દુકાળના થકવી નાખતા વખત પછી નવા કરવેરા નાખવા સામે પ્રજાને કુદરતી અણગમો હોવાથી પ્રજાના મનની શાંતિ જાળવે એવું કરવેરાનું સમધારણ સ્વરૂપ કાયમ ગમે છે. **અંગ્રેજ સરકારને પણ આથી આડકતરા ફાયદા થાય છે; સરકારી જામીનગીરીઓમાં દેશી રાજ્યો નાણાં રોકે એ વાતથી જનતાને અંગ્રેજ સરકારના ચિરસ્થાયીત્વ તથા ન્યાયની સાબિતી મળે છે, વળી દેશી રાજ્યોની સતત વફાદારી માટે આવું રોકાણ એક સંગીન બાંયધરી છે.** બજારમા સરકારી જામીનગીરીઓની

કિંમત આથી ઠીક વધે છે, અને જે ધન દટાયેલા ધન અથવા નિરુપયોગી દરદાગીના તથા ઝવેરાતમાં રોકાઈ નિષ્ક્રિય બનત તે ધન વ્યવહારમાં ફરતું થતાં જાહેર પ્રજાને પણ લાભ થાય છે."

આમ સર ટી. માધવરાવે દેશી રાજ્યો બ્રિટિશ સરકાર તરફ સતત વફાદાર રહે તેની સંગીન બાંયધરી તેમની સિલક કે રિઝર્વ ફંડ સરકારી જામીનગીરીઓમાં રોકાય એમાં જુવે છે ને તેથી તેમણે વડોદરા રાજ્યમાં રિઝર્વ ફંડની સ્થાપના કરી તે અંગ્રેજ સરકારની જામીનગીરીઓમાં રોકી રાજ્યની વફાદારીની અંગ્રેજ સરકારને બાંયધરી આપી, તથા રાજાપ્રજાનું હિત સાધવાની પ્રણાલિક શરૂ કરી. અંગ્રેજ સરકારને દેશી રાજ્યો સતત વફાદાર રહે તે માટે જે કીમિયો સર ટી. માધવરાવે શોધી કાઢયો તે માટે અંગ્રેજ સરકાર જરૂર તેમના પર ખુશ રહે.

## મેલવીલની સમાલોચના

વડોદરાના રેસિડન્ટ ( ગવર્નર જનરલના એજન્ટ ) મિ. પી. એસ. મેલવિલ ૧૮૭૯-૮૦ નો વડોદરાના રાજકારભાર સંબંધે સર ટી. માધવરાવનો રિપોર્ટ ના. હિન્દુસ્તાન સરકારના રાજદારી ખાતા તરફ મોકલતાં, સર ટી. માધવરાવના પ્રમુખપણા નીચે સ્થપાયેલા રાજકારભારની પાંચ વાર્ષિક સમાલોચના લેતાં પૃ. ૩૬ ઉપર કંડિકા ૫૯ માં જણાવે છે કેઃ—

" રિપોર્ટવાળા વર્ષ આખરે ( ૧૮૮૦ ના જુલાઈની ૩૧ મી સુધી ) હાલના વડોદરા રાજકારભારને કામ કરતાં પાંચ વર્ષ ઉપરાંત થશે. ( તેમાં ) જાનમાલની સલામતી સ્થપાઈ છે; સારું ન્યાયતંત્ર ગોઠવાયું છે; નાણાં સંબંધી સ્થિતિ પ્રમુખપણે સમૃદ્ધ છે; જાહેર બાંધકામ મોટા પાયાપર હાથમાં લેવાયાં છે. વૈદકીય તથા કેળવણી સંબંધી મોટાં તંત્ર પૂરાં પાડવામાં આવ્યાં છે; લોકો

સંતોષી અને સુખી છે; માજી મહારાજાના રાજ્ય અમલમાં તેમના જે કૃપાપાત્ર હતા તે જ અસંતોષી છે, પણ તે અસંતોષ તેઓ બહારથી વ્યક્ત કરતા નથી; અને રાજ્યના બીજાં પાડોશી રાજ્યો સાથેના સંબંધની પુનર્ઘટના થતાં પ્રથમના સતત ઝઘડાને બદલે સુલેહ શાંતિ પ્રવર્તે છે. સર માધવરાવના પ્રમુખપણા નીચે સ્થપાયેલા રાજકારભારનાં તંત્રના પરિશ્રમના દેખાઈ આવે એવા ફાયદા પ્રાપ્ત થયા છે; અને સારા નસીબે યુવાન ગાયકવાડે તદ્દન નીરોગી નૈતિક સ્વભાવ વિકસાવ્યો છે અને સાબિત કર્યું છે કે તેમના માનસિક ગુણો, કદાચ ઝગઝગતા નહિ હોય તો પણ થોડા વખત પછી તેમણે જે દરજ્જો ધારણ કરવાનો છે તે દરજ્જા માટે તે ગુણો પૂરતા તથા સંગીન છે. બીજી તરફ કારોબારી તંત્રની કાર્યક્ષમતા પૂર્ણ કરવા માટે ઘણું કરવાનું બાકી છે. અત્યાર લગણ ઘણા મહત્ત્વના તથા કઠણ પ્રશ્નોના બોજા નીચે કાર્યપ્રેરક બળો દબાઈ ગયાં છે અને તેને લીધે સ્થિતિસ્થાપકપણાની ખામી રહેવાથી કામકાજના નિકાલમાં વિલંબ થયો છે. જે કામકાજ સાથે મારો સીધો સંબંધ છે તેના નિકાલમાં થયેલા વિલંબ માટે દિલગીર છતાં મારે કબૂલ કરવું જોઈએ કે દીવાન તથા ખાતાંના વડાઓએ જે યોજના તથા બાબતોનો વિચાર કરી કરવાનાં હતાં તે દરેક યોજના તથા બાબત સંબંધે નિર્ણય પર આવતાં પહેલાં સર્વ બાજુથી પૂર્ણ વિચાર થતો અને તેને લીધે જે કાંઈ કામ થયું છે તે કામ સારું થયું છે, અને તે ઉથલાવી નાંખવું પડયું નથી. હું ધારું છું કે મધ્યવર્તી ખાતાંમાં મહેકમ ઓછું છે, અને ખાસ કરીને જાહેર બાંધકામ ખાતામાં એમ બન્યું છે. નવા રાજકારભારને વહીવટદારો તથા તેમના મહેકમ જેવા મુલકી ખાતાના તાબાના અમલદારો પૈકી ઘણાની અકાર્યક્ષમતાનો સામનો કરવો પડયો છે. વહીવટદારો પૈકી ઘણા જૂના નોકર છે અને તેમને આ નવી વ્યવસ્થા સાથે

સાનુકૂળ થનું પોતાની પ્રકૃતિ વિરુદ્ધ લાગે છે. નવા માણસોથી જગો ભરવાનું શક્ય હોત તો પણ માજી કારકિર્દીના તમામ જૂના નોકરોને બરતરફ કરવા. અન્યાયભર્યું થાત; અને તેથી જેટલા માણસો કામ કરી શકે એવા હોય તેમને ધીમે ધીમે (નવી રીતે) કામ કરવાની ફરજ પાડવી અગર જે સોકો શારીરિક કે માનસિક દુર્બળતાને લીધે આશા આપી ન શકે એવા તદ્દન નાલાયક હોય તેમને નોકરીમાંથી કમી કરવા એટલોજ ;વિકલ્પ રહે છે. આવા જૂના નોકરોને દૂર કરવામાં તેમને નિવૃત્તિવેતન કે સેવાબક્ષિસ ( ગ્રેચ્યુઇટી ) આપવાની નારાજી વચ્ચે ન આવવી જોઈએ પોલીસ તથા ન્યાય ખાતામાં પણ ઉપરી સત્તાવાળાની સતત દેખરેખની જરૂર છે, વળી, કારોબારી તંત્રની જુદી જુદી શાખાઓમાં જુદી જુદી ન્યાતો તથા જાતો ( races )નું યોગ્ય સંમિશ્રણ સતત નજર માગે છે. *વડોદરાનો રાજ્યકારભાર ઉચ્ચ કોટિનો* **હોવો જોઈએ એ તદ્દન આવશ્યક છે; નહિ તો મહારાજા ગાયકવાડનો મોભો તથા માન જાળવવાં અશક્ય બનશે.** બ્રિટિશ રાજ્ય તથા પરરાજ્ય સાથે વડોદરા રાજ્ય એટલું મિશ્ર થઈ ગયું છે કે તેનો કોઈ પણ ભાગ ઝીણવટભરી ટીકાથી મુક્ત રહી શકે એમ નથી. ”

જાહેર પ્રજા માટે નહિ પણ ના. હિન્દુસ્તાન સરકારને જણાવવા માટે રેસિડન્ટ મેલવિલે જે સર ટી. માધવરાવના ૧૮૭૫ ના મે થી ૧૮૮૦ ના જુલાઈ આખરે પૂરા થતાં પાંચ વર્ષ ઉપરાંતના કારભારની સમાલોચના લીધી છે તે ઉપરથી તેમની કામગીરીનો તથા સયાજીરાવ મહારાજા તરીકે પૂર્ણ રાજ્યાધિકાર મેળવે ત્યારે કયી દિશામાં તેમણે કારોબારી તંત્રમાં સુધારાવધારા રેસિડન્ટ મેલવિલના મત મુજબ કરવા જોઈએ તેનો વાચકને અચ્છો ખ્યાલ આવશે.

---

# પ્રકરણ ૫મું

## માધવરાવયુગનાં સંભારણાં.

### 'પ્રિન્સ ઑવ વેલ્સ'ની મુલાકાત

મહારાજા સયાજીરાવ ૧૮૭૫ના મેની તા. ૨૭મીએ ગાદીએ આવ્યા પછી થોડા માસમાં મહારાણી વિક્ટોરિયાના વડા પુત્ર તથા યુવરાજ, ઑલ્બર્ટ એડવર્ડ, 'પ્રિન્સ ઑવ વેલ્સ', ભારતવર્ષની મુલાકાતે આવ્યા. બ્રિટિશ યુવરાજ મુંબઈ બંદરે ઊતરે ત્યારે તેમને મળવા માટે મહારાણી જમનાબાઈ પોતાના દત્તક પુત્ર મહારાજા સયાજીરાવને સાથે લઈ તા ૨૪-૧૦-૧૮૭૫ના રોજ નીકળી તા. ૨૫મીએ સવારે મુંબઈ પહોંચ્યા હતાં. સર ટી. માધવરાવ તથા રેસિડન્ટ સર રિચર્ડ મીડ ઉપરાંત તેમની સાથે રાજ્યના મુખ્ય સરદાર, દરકદાર, માનકરી વગેરે ઘણા માણસો મુંબઈ ગયા. ઊતારો લાલબાગમાં આવેલા એક બંગલામા આપવામાં આવ્યો હતો. તે વખતે મુંબઈમાં ઘણા રાજવીઓ ભેગા થયા હતા. રાજ્યના લશ્કરમાં ખંડેરાવ ગાયકવાડે ભપકાદાર પોશાકમાં તૈયાર કરેલી વડોદરા 'હાઇલૅંડર્સ' પલટણ હતી; તેના ૧૫૦૦ માણસો સોના ચાંદીની તોપો સાથે બંગલા બહાર દમામથી ઊભા રહેતા અને તેથી મુંબઈના શહેરીઓને અજાયબી થતી. આ તોપો પૈકી ચાંદીની તોપો ખંડેરાવે તથા, સોનાની તોપો મલ્હારરાવે ઢળાવી હતી.

ગવર્નર તથા વાઈસરૉય, તથા, મહારાણી જમનાબાઈ અને સયાજીરાવ, વચ્ચે ઔપચારિક મુલાકાતો થઈ હતી, તથા મહારાજાને

પહેલીવાર મુંબઈ જોવાં માટે ફરવા જવાની ફુરસદ મળી. તા. ૮મી નવેમ્બરના રોજ ' સેરામિસ ' સ્ટીમરમાં પ્રિન્સ ઑવ વેલ્સ આવી પહોંચતાં તેમનો બંદર ઉપર યોગ્ય સત્કાર થયો તથા તા. ૯મીએ સૌને મળવાનો સત્કાર સમારંભ 'ગવર્નમેન્ટ હાઊસ'માં થતાં બ્રિટિશ યુવરાજે ૧૨–૧૩ વર્ષના મહારાજા સયાજીરાવને જણાવ્યું કે હું તમારી કારકિર્દીમાં રસ લઉં છું; આપ ઘોડેસ્વારી તથા અંગ્રેજી અભ્યાસમાં ખૂબ પ્રગતિ કરો. સયાજીરાવે બ્રિટિશ યુવરાજને ચાંદીની ચહાદાની તથા રેશમથી ગુંથેલી બે ઢાલ નજર કરી અને મહારાણી જમનાબાઈએ રાજમાતા તરીકે એડવર્ડના પત્ની માટે કિંમતી મુક્તાહાર તથા જડાવનો કંઠો અર્પણ કર્યાં. બ્રિટિશ યુવરાજે સયાજીરાવની વળતી મુલાકાત લાલબાગમાં લીધી અને તેમણે સયાજીરાવને એક ચાબૂક, તલવાર, રત્નખચિત તપકીરની દાબડી, એક વીંટી તથા બે આલ્બમ આપ્યાં. તા. ૧૨મીએ તેમણે વડોદરાની પલટણની ' પહાણી ' કરી અને સોના ચાંદીની તોપોના વખાણ કર્યાં. પ્રિન્સનો સત્કાર કરવા મહારાજા સયાજીરાવને મુંબઈ બંદરે લઈ જવામાં આવ્યા ત્યારે તેમને ઇંદ્રધનુષ્યના બધા રંગોને ફેલાવતા ઝવેરાતથી શણગારવામાં આવ્યા હતા. સયાજીરાવને આ પ્રસંગ ભપકો, ભપકાદાર શણગાર સાથે હાથીઓ, ચાલાક ઘોડા તથા સુંદર ગાડીઓ તથા જવરઅવર તથા આ બધાના મધ્યબિન્દુ તરીકે ' એક જાડો દાઢીવાળો શખ્સ 'ની આછી છાપ સાથે યાદ રહ્યો હતો.

મહારાણી વિક્ટોરિયાના યુવરાજના કાર્યક્રમમાં વડોદરાની મુલાકાત રાખવા સત્તાવાળાને જણાવવામાં આવતાં કાર્યક્રમ વિલાયતથી નક્કી થઈ આવેલો હોવાથી કાંઈ બની શકે એમ નથી એવો જવાબ મળ્યો હતો. પરંતુ અકલ્પિત રીતે એ કાર્યક્રમ અમલમાં રહે એમ નહિ હોવાથી ' પ્રિન્સ ઑવ વેલ્સે ' મુંબઈમાં

વડોદરાની મુલાકાતે આવવાની ઇચ્છા દર્શાવી. તેથી મહારાણી જમનાબાઈ તથા સર ટી. માધવરાવ ખુશી થયાં તોપણ તૈયારી માટે વખત ઘણો થોડો જ રહેતો હોવાથી તે બે દિવસ અગાઉ વડોદરે આવ્યાં અને તેમના સ્વાગત માટે રેલવે સ્ટેશન (જે જૂના સ્ટેશન તરીકે આજે ઓળખાય છે) તથા વડોદરા શહેરને ખૂબ શણગારવામાં આવ્યું. બ્રિટિશ યુવરાજ તા. ૧૯ મીએ સવારે વડોદરે પોતાના 'લવાજમા' સાથે આવી પહોંચતાં તેમનો યોગ્ય સત્કાર થયો તથા તેમના દરજ્જાને અનુસરતો શિકાર, અગડના ખેલ વગેરેનો ભવ્ય કાર્યક્રમ ગોઠવાયો.

આ પ્રસંગમાં સયાજીરાવને ઔપચારિક મુખ્ય ભાગ ભજવવો પડયો હતો, પણ કાર્યક્રમના માર્ગદર્શનમાં તેમનો કાંઈ જ હિસ્સો નહતો. તેમને મોટી ઉમ્મરે એટલું જ યાદ રહ્યું હતું કે જેમાં આપણે આપણા ઘોડા પણ બાંધીએ નહિ એવા એક પતરાં ઢાંકેલા કામચલાઉ સ્થાનમાં યુવરાજના માનમા ખાણું (banquet) આપ્યું હતું. આ ખાણા વખતે એડવર્ડે મહારાજાની સલામતી લેવડાવતાં આશા આપી કે સયાજીરાવની કારકિર્દી યશસ્વી થશે અને તે પોતાના રાજ્યનાં સાધનોની ખીલવણી કરશે તથા પ્રજાનું કલ્યાણ કરશે. ડભકામાં ડુક્કરનો શિકાર કરી તા. ૨૩ મી નવેમ્બરે એડવર્ડ વડોદરેથી વિદાય થયા. તે વખતે નવા રેસિડન્ટ મિ. પી. એસ. મેલવિલ વડોદરામાં આવી ગયા હતા.

## ગણપતિ ઉત્સવ–રેસિડન્સીનો સાથ બંધ

સયાજીરાવ ગાદી પર આવતાં પહેલાં ગણપતિ ઉત્સવ વગેરે દરબારી ધાર્મિક સમારંભોમાં રેસિડન્સી ભાગ લેતી હતી તે વહીવટ ૧૮૭૫–૭૬ માં બંધ પડયો.

## ૧૮૭૭ નો દિલ્લી દરબાર

મહારાણી વિક્ટોરિયાએ 'હિન્દુસ્તાનના કાઈઝર—એ હિન્દ'ની પદવી ધારણ કર્યા બાબત તા. ૧ લી જાન્યુઆરી ૧૮૭૭ ના રોજ દિલ્લીમાં રાજા મહારાજાઓ વગેરે મોટા માણસોનો દરબાર ના. વાઈસરોય લોર્ડ લિટન તરફથી ભરવાનું ઠરતાં આ સમારંભમાં ભાગ લેવા મહારાણી જમનાબાઈ સયાજીરાવને સાથે લઈને ગયાં. તેમની સાથે દીવાન તથા રેસિડન્ટ સિવાય સયાજીરાવના જનક પિતા કાશીરાવ વગેરે બીજા લોકો પણ ગયા હતા. આ સ્વારીમાં શાગીર્દ-પેશા સુદ્ધાં ૧૦૪૫ માણસ, ૧૭૨ ઘોડા, ૧૦ હાથી, તથા સંખ્યાબંધ બળદ તથા ઊંટ પગરસ્તે અગાઉ દિલ્લી ગયાં હતાં; પહેલી પલટણ પણ લેવાના થઈ હતી. તા. ૧૫ મી ડિસેંબર ૧૮૭૬ ના રોજ જમનાબાઈ વગેરે દિલ્લી પહોચ્યાં.

વાઈસરોય લોર્ડ લિટને તા. ૨૭ મીએ સયાજીરાવને ઉતારે તેમની મુલાકાત લીધી. તા. ૨ જી જાન્યુઆરીએ સયાજીરાવ પાંચ માનકરી સાથે લોર્ડ લિટનની મુલાકાતે ગયા.

તા. ૧ લીએ ભવ્ય દિલ્લી દરબાર ભરાતાં રાજા મહારાજાઓની હાજરીમાં, મહારાણી વિક્ટોરિયાએ 'કૈસરે હિન્દ'નું પદ ધારણ કર્યાનું જાહેર થયું તથા ના. વાઈસરાયે રાજપ્રતિનિધિ તરીકે ઘણાને પદવીઓ અર્પણ કરી. તેમાં જમનાબાઈને 'મહારાણી', સયાજીરાવને 'ફર્જંદ-ઈ-ખાસ-દોલત-ઈ-ઈંગ્લિશિયા,' સર ટી. માધવરાવને 'રાજા', વિનાયકરાવ કીર્તનેને 'રાવબહાદુર', અને મીર કમાલુદ્દીન હુસેનખાન, કાજી શાહબુદ્દીન, પેસ્તનજી જહાંગીરજી તથા ખરશેદજી રૂસ્તમજીને 'ખાનબહાદુર' એ બહુમાન મળ્યાં.

સંકટમાં મિત્રની ગરજ સારનાર ઇન્દોરના રાજવી તુકોજીરાવ હોલકરને જમનાબાઈએ તા. ૩-૧-૧૮૭૭ ના રોજ ભવ્ય ખાણું

આપ્યું, જ્યારે તેમણે કરેલી મદદ માટે જમનાબાઇએ આભાર માન્યો. તુકોજીરાવે તેનો વળતો આભાર માની સયાજીરાવને 'ખાવુ' તરીકે ૧૦૦ સોનામહોર આપી. તા. ૫ મીએ લોર્ડ લિટન મહારાણી જમનાબાઈની તથા સયાજીરાવની મુલાકાતે આવ્યા. જમનાબાઈએ હિન્દુસ્તાન સરકારે દત્તક લેવા દેવા માટે આભાર માન્યો અને ખંડેરાવ મહારાજે બ્રિટિશ સરકારને અણીના વખતે જે મદદ કરી હતી તેના પ્રમાણમાં આ બદલો કાંઈ જ નથી, એમ લોર્ડ લિટને જણાવી રાજકારભાર તથા મહારાજાના શિક્ષણમાં જમનાબાઈ જે સહકાર આપતાં હતાં તે માટે સંતોષ વ્યક્ત કર્યો. ત્યારપછી મહારાણી જમનાબાઈ કાશીયાત્રા કરી આવ્યાં, જ્યારે મહારાજા સયાજીરાવે કેટલાંક તીર્થ સ્થળો, તથા જાણવાજોગ સ્થળો જોયાં.

દિલ્લી દરબારને અનુસરીને વડોદરામાં મહારાણી વિક્ટોરિયાએ "કૈસરે હિન્દ" એ ખિતાબ ધારણ કર્યાનો સમારંભ તા. ૨૦ મી ફેબ્રુઆરીથી તા. ૨૪ મી ફેબ્રુઆરી સુધી થયો હતો તથા તા. ૨૧ મીએ નજરબાગમાં મુખ્ય દરબાર ભરાયો હતો.

## જમનાબાઈની કદર

મહારાણી જમનાબાઈની સેવાની કદરમાં અંગ્રેજ સરકારે તેમને "ક્રાઉન ઓવ ઈંડિયા"નો ખિતાબ અર્પણ કર્યાનો તા. ૬ ઠ્ઠી જુલાઈ ૧૮૭૮ ના રોજ દરબારી સમારંભ થયો તે વખતે સર ટી. માધવરાવે કાવ્યમય ભાષામાં મહારાણી જમનાબાઈના વખાણ કર્યાં. મહારાજા સયાજીરાવે આ વખતે પહેલી જ વખતે ઔપચારિક ભાષણ કર્યું હતું. આ વખતે મોતીબાગમા યુરોપિયન પરોણાઓના માનમાં ખાણું (Banquet) અપાયું હતું.

લાયક રાજમાતા તરીકે જમનાબાઈની યાદગીરી કાયમ રાખવા

વડોદરામાં જમનાબાઈ હરિપતાળની સ્થાપના માધવરાવ યુગમાં આવી જાય છે.

## જનકપિતાનું અવસાન

દરમ્યાન તા. ૨૬ મી જુલાઈ ૧૮૭૭ ના રોજ સયાજીરાવના જનકપિતા કાશીરાવ વડોદરામાં કૈલાસવાસી થયા. આ દુઃખ સયાજીરાવે ધીરજથી સહન કર્યું.

## રેલવે વિસ્તાર

સર ટી. માધવરાવના વહીવટ દરમ્યાન મિયાંગામ-કરજણથી ડભોઈ જતી વડોદરા રાજ્યની રેલવે ડભોઈથી બહાદરપુર, ડભોઈથી ચાંદોદ, ડભોઈથી વડોદરા ( ગોયાગેટ ) તથા ગોયાગેટથી વિશ્વામિત્રી એમ જુદી જુદી દિશામાં વિસ્તારવામાં આવી. કડી પ્રાન્તમાં થઈને બી. બી. એન્ડ સી. આઇ. રેલવેનો રાજપુતાના-માળવા રેલવે વિભાગ જતાં રાજ્યનો રાજકારભાર ચલાવવામાં કેટલીક અનુકૂળતા થઈ.

## વડોદરામાં મોટી રેલ

૧૮૭૭-૭૮ માં વડોદરા શહેરમાં તા. ૨૨ મી જુલાઈથી તા. ૩૦ મી જુલાઈ વચ્ચે ૩૦ ઇન્ચ વરસાદ પડવાને લીધે વિશ્વામિત્રી નદીનાં પાણી ઉભરાઈ જતાં મોટી રેલ આવી હતી. તા. ૨૯ મીએ વિશ્વામિત્રીમાં ૩૪ ફુટ પાણી ચડયું. મોટા પૂલના કઠેરા પર પાણી એક ફુટ ઊંચું આવ્યું. તા. ૨૭ થી તા. ૩૦ સુધી ચાર દિવસ શહેર જળજળાકાર થઈ ગયું. શહેર તથા રેલવે સ્ટેશન તેમજ શહેરના પરાં તથા શહેર એક બીજાથી વિખુટાં પડી ગયાં. બહારની દુનિયાં સાથે સંબંધ તૂટી ગયો. તા. ૩૧ મી જુલાઈએ રેલના પાણી ઊતરવા માડતાં ફરીથી વડોદરાનો બહારની દુનિયા સાથે સંબંધ શરૂ થયો.

### દુકાળ

૧૮૭૭ નું ચોમાસું નિષ્ફળ નીવડ્યું તેથી પશ્ચિમ હિન્દમાં દુષ્કાળ પડ્યો. વડોદરા રાજ્ય તેની અસરથી મુક્ત રહ્યું ન હતું. દુષ્કાળશમન માટે તે વખતે યોગ્ય ગણાતાં પગલાં લેવામાં આવ્યાં હતાં.

## કૉલેજનો પાયો નાખ્યો

વડોદરામાં હાઈસ્કૂલ ૧૮૭૧ માં સ્થપાઈ હતી તથા કૉલેજ કાઢી ઉચ્ચ શિક્ષણ આપવાનું નક્કી થતાં ૧૮૭૯ ના જાન્યુઆરીમાં તા. ૮ મીએ વડોદરા હાઈસ્કૂલ–કૉલેજના મકાનનો પાયો નાખવાનો સમારંભ થયો. તે વખતે શ્રીમંત સયાજીરાવ વતી સર ટી. માધવરાવે પ્રાથમિક કેળવણી કરતાં માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીને તેઓ વધારે મહત્ત્વ કેમ આપે છે તે સમજાવ્યું. તેમણે જણાવ્યું કે:–

" આમ વર્ગનું એટલે નીચેની કક્ષાઓના લોકોનું શિક્ષણ જો કે સૌથી વધારે મહત્ત્વનું છે, પણ મારી ઊંડી ખાતરી છે કે હિન્દના હાલના સંજોગો અને સ્થિતિ ધ્યાનમાં લેતાં થોડા માણસો માટે ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા કરવી એ એથી પણ વધારે મહત્ત્વની બાબત છે. મને એવું ખાતરીથી લાગે છે કે એક હિન્દી જેના ઉચ્ચ શિક્ષણ માટે એક હજાર રૂપિયા ખર્ચવામાં આવે તે માણસ, બીજા ૩૩૩ હિન્દીઓને માણસ દીઠ ત્રણ રૂપિયા ખરચી ઉપરચોટિયું અથવા નામનું શિક્ષણ આપવામાં આવે તેમના કરતાં, સમાજની પ્રગતિ માટે વધારે ઉપયોગી છે. જાણી જોઈને જ હું ગણિતની રીતે આમ હિસાબ ગણીને બોલું છું. સત્ય તો એ છે કે બુદ્ધિની ગુલામગીરીની શૃંખલા તોડવા સારુ અમુક બળની અપેક્ષા છે અને ફક્ત પ્રાથમિક શિક્ષણથી તે બળ ઉત્પન્ન

થઈ શકતું નથી. ” (યોજેલી કોલેજને મુંબાઈ યુનિવર્સિટીએ તા. ૧-૧૦-૧૮૮૧ ના રોજ માન્ય રાખી હતી.)

સર ટી. માધવ રાવના આ વિચાર સયાજીરાવે રાજ્યાધિકાર મળ્યા પછી પ્રાથમિક કેળવણીના સાર્વત્રિક તથા ફરજિયાત પ્રચારને જે મહત્ત્વ આપ્યું તે સાથે વિસંગત લાગશે, પરંતુ જે યુગની આપણે વાત કરીએ છીએ તે યુગ સુધારાયુગ હોવાથી સંસારસુધારા માટે સમાજની રૂઢિની ગુલામગીરીની શૃંખલા તોડવા માટે જે હિંમત તથા બળની અપેક્ષા હતી તે પેદા કરવાની દૃષ્ટિએ સર ટી. માધવરાવે પ્રાથમિક કેળવણી કરતાં માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણને વધારે મહત્ત્વ આપ્યું હતું એમ લાગે છે.

## રાજાની કેળવણી

સર ટી. માધવરાની રાજાઓની કેળવણી સંબંધી માન્યતાનો અહીં વિચાર કરીએ. તેઓ એમ માનતા હતા કે રાજાઓ માટે ફક્ત સામાન્ય કેળવણી પૂરતી નથી. હિન્દી રાજાઓ પોતપોતાના રાજ્યોમાં સર્વોપરી સત્તા ભોગવતા હોવાથી તેમને તેમની ફરજો તથા જવાબદારીઓ સંબંધે ખાસ કેળવણીની જરૂર રહે છે. તેમને માત્ર હોશિયાર કારકુન, હિસાબનીસ, ન્યાયાધીશ અગર દીવાનનું કામ કરી શકે એવી કેળવણી આપવાની નથી પરંતુ સુરાજ્યના ધોરણો મુજબ સરકારી તંત્રને ચલાવવાની તથા તેનું માર્ગદર્શન કરાવવાની શક્તિ આપી સારા મહારાજા બનાવે એવી કેળવણીની જરૂર છે.

## ‘ પબ્લિક પાર્ક ’ ખુલ્લો મૂકાયો

એજ દિવસે વડોદરા શહેરનો સાર્વજનિક બાગ, (પબ્લિક પાર્ક), જેને આમજનતા કમેટીબાગ નામથી ઓળખે છે, પ્રજા

માટે ખુલ્લો મૂકવાની ક્રિયા સયાજીરાવના હાથે થઈ. તે વખતે તેમણે પોતાનું પહેલું ભાષણ કરતાં જણાવ્યું કેઃ—

" આપણે બધાંને તાજી હવા, લીલોતરી અને સુંદર પુષ્પો ગમે છે, પણ આ મોટા શહેરમાં ઘણા લોકો છે અને તેઓ બહુ ગીચ રીતે રહે છે. ઘણા તો એવા દ્રવ્યવાન નથી કે તેઓ પોતાના ઘર આગળ બગીચો બનાવી શકે અને એવો એકે પૈસાદાર માણસ નથી કે જે આવડા મોટા બાગનો માલિક થઈ શકે. તેથી જ બધાં જ માણસો પોતાનાં કુટુંબો તથા છોકરાં સાથે અહીં આવશે, થોડો વખત આનંદમાં ગુજારશે અને સારું આરોગ્ય લઈ તથા ચિત્તની શાંતિ મેળવી પાછા ઘેર જશે. વચમાં જે પેવિલિયન છે તે મેં મારે માટે રાખ્યો છે. તે બાદ કરતાં આખો બાગ હું મારી વહાલી પ્રજાને અને સામાન્ય વસતિને હમેશને માટે બહુજ ખુશીથી બક્ષિસ આપું છું. "

ખરેખર સયાજીરાવે વડોદરા શહેરને આ બાગની ભેટ કરી પ્રજાને ઘણી ઋણી બનાવી છે.

## બિનકવાયતી લશ્કર

સર ટી. માધવરાવ તથા ગવર્નર જનરલના પ્રતિનિધિ વચ્ચે થયેલી કામની વહેંચણી મુજબ ફોજદારી ખાતું ગવર્નર જનરલના એજન્ટના ભાગે ગયું હતું. રાજ્યના નિયમિત લશ્કરને વડોદરા રાજ્યની જરૂરિયાતો પૂરતું લાયક બનાવવાનો પ્રશ્ન કઠણ ન હતો. પરંતુ અનિયમિત ( બિનકવાયતી ) લશ્કરની સુધારણાનો પ્રશ્ન ગૂંચવણભર્યો હતો. એ શિલેદારી પદ્ધતે નભાવાતું હતું. તેમાં કેટલાક સડા પેઠા હતા. નોકરી કરવાની ફરજ ધરાવનાર નિમણુકદાર બદલીનો માણસ આપી તેને ઓછું વેતન આપી ગાળો ખાઈ જતા. ઘોડાને ખવરાવવામાં આવતા ચણા વગેરે ધાન્યમાંથી તેઓ ભાગ

પડાવતા. ખાસદારના પગારમાંથી કારકુનો ભાગ પડાવી તેને ઓછી રકમ આપી પૂરી રકમનો ખર્ચ લખાતો. જે લોકો નોકરી કરતા નહિં, તેમના નામ પણ ' બારગીર 'ની યાદીમાં દાખલ કરી ખર્ચ પાડવામાં આવતો. જે શખસો ઘરડા હોવાને લીધે ઇસ્પિતાલમાં મૂકવાને લાયક હોય એવા વૃદ્ધો અથવા ખેલવા લાયક ઉંમરના છોકરાઓ ઘોડેસ્વારમાં રખાતા. બગડી ગયેલા ઘોડા લશ્કરમાં વાપરી, સારા ઘોડા નિમણુકદાર ખાનગી રીતે વેચી દેતા. કેટલાક ઘોડા શ્રીમંતોને વાપરવા અપાતા. અમુક ઉદ્દેશ માટેના ફંડમાં રખાતી રકમો ખવાઈ જતી અગર તેનો ખોટો ઉપયોગ થતો. આ બધું અટકાવવા તથા યોગ્ય સુધારા કરવા યથાશક્તિ બનતો પ્રયાસ કરવામાં આવ્યો હતો. આ અનિયમિત લશ્કરનો જ ' કન્ટિન્જન્ટ લશ્કર ' ભાગ હતો. રાજ્યના લશ્કરની આવડત ઘટે નહિં, તેમ વધે નહિં, પણ છે એવી ને એવી રહે એવી નીતિનો અમલ થયો હતો.

## મહેસૂલ માટે પ્રત્યર્પણ ન થાય

૧૮૦૫ ના કોલકરારની ક. ૧૬ મુજબ કોઈપણ શખસ સામે કરજ અગર દાવા સંબંધે અંગ્રેજ સરકારનું કે વડોદરા સરકારનું માગણું હોય અને જે શખસ સામે માગણું હોય તે લેણદાર-સરકારના રાજ્યમાં ન રહેતો હોય તો વડોદરા રાજ્ય તથા બ્રિટિશ સરકારે એવા શખસને જે તે રાજ્યને અરસપરસ સોંપી દેવા ઠર્યું હતું; પરંતુ આવો પ્રસંગ પ્રત્યક્ષ ઉપસ્થિત થતાં આ કલમનો અમલ ન કરતાં જે તે રાજ્યે સ્થાનિક ઉપાયો લઈ જમીન મહેસૂલ વસૂલ કરવાનું ૧૮૭૯-૮૦ માં ઠર્યું હતું. આ નવા ધોરણને લીધે ૧૯૩૦ માં જ્યારે સત્યાગ્રહ શરૂ થઈ બારડોલી તથા બોરસદ તાલુકાના ખેડૂતો હિજરતે નીકળી વડોદરા રાજ્યમાં રહેવા આવતાં શાંતિથી રહી શકયા હતા તથા જમીન મહેસૂલની બાકી માટે તેમને

રાજ્યમાંથી બ્રિટિશ હદમાં પરત મોકલવા કે સોંપી દેવાની માગણી પેશ ગઈ નહતી.

## દેવસ્થાન-ધર્માદાય

સયાજીરાવ ગાદીએ આવ્યા તે વખતે વડોદરા 'ધર્મ રાજ્ય' તરીકે ઓળખાતું અને એક યા બીજા રૂપમાં જે દેવસ્થાન ધર્માદાય માટે ખર્ચ થતો તેમાં રાજ્યનું લગભગ ચોથા ભાગનું ઉત્પન્ન હોમાઈ જતું એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે. આશરે ૭૦૦૦ બ્રાહ્મણોને કાચી ખીચડી તથા ૩૦૦૦ મુસલમાનોને રાંધેલું અન્ન (ગ્યારમી) દરરોજ વહેંચવામાં આવતાં. રાજઘરાણાની બાઈઓ પણ વ્રત વગેરે પાછળ ખૂબ ખર્ચ કરતી. આ બધું અર્વાચીન દૃષ્ટિએ સુધારવાનું કામ મહારાણી જમનાબાઈના સનાતની વિચારોને લીધે સર ટી. માધવરાવના સગીરવહીવટ દરમ્યાન થવું મુશ્કેલ હતું, તેમ છતાં તેમાં ઉત્તરોત્તર ઘટાડો કરવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો હતો.

## આસામીઓ અપાઈ

સયાજીરાવ દત્તક થઈ ખંડેરાવની ગાદીએ આવતાં તેમના જનકપિતા, કાકાઓ વગેરે નજીકના સગા પૂરતા માનમરતબા સાથે રહી શકે તે માટે તેમને ઉદાર આસામીઓ બાંધી આપવામાં આવી, અને જેમણે કવલાણા શાખાને ઔરસ ઠરાવવામાં તથા તેનો દાવો શ્રેષ્ઠ ઠરાવવામાં મદદ કરી હતી તેમને સયાજીરાવના જનકપિતા કાશીરાવ તરફથી યોગ્ય બદલો વાળવા પ્રયત્ન થયો હતો. સયાજીરાવને પૂર્ણ રાજ્યાધિકાર ૧૮૮૧ ના ડિસેમ્બર આખરે મળતાં તેમણે પણ પોતાના ઘરાણાને મદદ કરનાર ગૃહસ્થોને યોગ્ય નોકરી અથવા સ્વતંત્ર આસામી આપી સંતોષ્યા હતા.

## રાજવાડા

મકરપુરા પૅલેસ સાથે ખંડેરાવ મહારાજનું નામ જોડાયું છે, નજરબાગ મહેલ સાથે મલ્હારરાવનું નામ યાદ આવે છે, અને લક્ષ્મીવિલાસ રાજમહેલ સાથે મહારાજા સયાજીરાવ તથા તેમના પ્રથમ મહારાણી ચિમનાબાઈનું પિયેરનું નામ 'લક્ષ્મીબાઈ'નાં નામ પ્રજા યાદ કરે છે. નજરબાગ મહેલનું અધૂરું કામ પૂરું કરવા, મકરપુરા મહેલને રહેવા લાયક બનાવવા માટે તેમાં વધારો કરવા તથા લક્ષ્મીવિલાસ રાજમહેલનો પાયો ૧૮૭૯–૮૦ માં નાંખી તેનું બાધકામ શરૂ કરવાની કામગીરી સર ટી. માધવરાવના રાજ્ય અમલની મુદતમાં આવી જાય છે.

## વર્નાક્યુલર કૉલેજ

સર ટી. માધવરાવ પાશ્ચાત્ય વૈદક સાથે આયુર્વેદિક વૈદકના સહકારમાં માનતા હતા તેથી તેમણે વડોદરામાં સ્વભાષા મારફત વૈદક, ઇજનેરી તથા કાયદા શીખવતી "દેશી વૈજ્ઞાનિક મહાવિદ્યાલય" ( Vernacular College of Science ) ૧૮૭૬ માં સ્થાપી તેના પહેલા આચાર્ય ( Principal ) તરીકે ડૉ. ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર, એલ. એમ. ને ૧૮૭૬–૭૭ માં આણ્યા. સગીર વહીવટ દરમ્યાન એ પાઠશાળામાં શીખીને ઘણા વિદ્યાર્થી બહાર પડ્યા હતા. સયાજીરાવને રાજ્યાધિકાર ૧૮૮૧ આખરે સોંપાયો પછી દીવાનનો આગ્રહ છતાં આ પાઠશાળા બંધ કરવામાં આવી."

## ડૉ. ભાલચંદ્ર

ડૉ. ભાલચંદ્ર એક પ્રખ્યાત દાક્તર હતા અને મહારાજાના 'દરબાર ફિઝિશ્યન' તથા દવાખાનાના વડા તરીકે નોકરીમાં ચાલુ રહ્યા હતા. 'સિઝેરિયન સેક્શન'ની વાઢકાપ માટે તેઓ આખા

મુંબઈ ઇલાકામાં મશહૂર હતા. પાશ્ચાત્ય વૈદકથી રેસિડન્ટ મેલવિલની પત્નીનો હઠીલો તાવ ન મટતાં ડૉ. ભાલચંદ્રે પ્રવાળ, ગુળવેલનું સત્ત્વ વગેરે આયુર્વેદિક દવાથી મટાડતાં એ કુટુંબની આયુર્વેદિક દવાઓ ઉપર શ્રદ્ધા બેઠી હતી. ડૉ. ભાલચંદ્ર ૧૮૮૫ સુધી દશ વર્ષ રાજ્યની નોકરીમાં રહ્યા તથા તે દરમ્યાન તેમનો મહારાજા સાથે સેવ્યસેવક કરતાં મૈત્રીનો સંબંધ રહ્યો હતો, તથા મહારાજા તેમને સાથે ફરવા લઈ જતા. પરંતુ તેમનું ચરિત્ર લખનાર તેમની પૌત્રી ગાર્ગીબાઈના કહેવા પ્રમાણે ૧૮૮૫ માં સયાજીરાવના પહેલાં મહારાણી ચિમનાબાઈ માંદાં પડતાં, તેમની પુષ્કળ કાળજી કરવા છતાં તથા મુંબઈના નામાંકિત દાક્તરોને સલાહ માટે બોલાવીને સારવાર કરવા છતાં તે કૈલાસવાસી થયાં તેના ઉદ્વેગ તથા શોકાવેગમાં 'ભાલચંદ્ર મારી સાથે પૂર્ણ પ્રામાણિકપણે વર્ત્યા નહિ' એવા બોલ મહારાજા બોલ્યાની વાત કર્ણોપકર્ણી ડૉ. ભાલચંદ્રના કાને આવતાં તેમને બહુ લાગી આવ્યું અને તેમણે તુરત રાજીનામું મોકલ્યું અને મુંબઈ ગયા. ત્યાં તેમણે પાશ્ચાત્ય વૈદક મિશ્રિત આયુર્વેદિક વૈદકના ઉદ્ધાર માટે પ્રયત્ન કર્યો. દાક્તર તરીકે તથા પ્રજાસેવક તરીકે તેમણે સારી ખ્યાતિ મેળવી. બ્રિટિશ સરકારે તેમને 'સર'નો ખિતાબ આપ્યો. તેઓ હિન્દમાં 'સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર' નામથી પ્રસિદ્ધ થયા. મુંબઈમાં છતાં પણ સયાજીરાવ તથા તેમની મૈત્રી કાયમ રહી.

## રાજ્યભાષા ગુજરાતી થવી જોઈએ

ગુજરાતી ભાષા એ વડોદરા રાજ્યની વસતિના મોટા ભાગની ભાષા હોવાથી સગીર વહીવટ ચલાવનાર કારોબારીતંત્ર રાજ્યભાષા તરીકે 'ગુજરાતી' જ રાખવાનો આગ્રહ રાખતું. તેણે પોતાના વહીવટ દરમ્યાન ગુજરાતી ભાષાને રાજ્યના કામકાજમાં

સ્થાન આપવા બનતો પ્રયાસ કર્યો, જો કે પૂર્ણ રીતે એ ભાષાને રાજ્યભાષા તરીકે દાખલ કરવાનું કામ મહારાજા સયાજીરાવ પૂર્ણ રાજ્યાધિકારથી સગવડે પાર પાડે એમ સમજી અધૂરું રાખવામાં આવ્યું. *

## સ્ટેટ લાયબ્રેરી

સગીરવહીવટ દરમ્યાન ૧૮૭૭–૭૮ માં વડોદરા શહેરમાં " સ્ટેટ લાયબ્રેરી 'ની સ્થાપના થઈ.

## તારકેશ્વર

સર. ટી. માધવરાવના રાજકારભાર દરમ્યાન રાજમાતા જમનાબાઈએ તારકેશ્વર મહાદેવની સ્થાપના કરી તે માટે ભવ્ય શિવાલય સુરસાગર તળાવને કાંઠે બંધાવ્યું. એ મંદિરને આજે શ્રીમંત સરકારના દેવસ્થાન ખાતા તરફથી સારી આવક મળે છે.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

## લગ્ન તથા સુરાજ્યના અખતરા.

## ( ૧૮૮૦ થી ૧૮૯૫ )

ઓગણીસમા સૈકાની છેલ્લી પચીશીના અરસામાં સામાન્ય પ્રજા તથા રાજકુટુંબમાં ન્હાની ઉમરે લગ્ન કરવાનો રિવાજ હતો. 'અષ્ટવર્ષા' કન્યા થતાં તેના લગ્નની ચિંતા ઉચ્ચ વર્ગનાં માતાપિતાને થતી તેમ તારાબાબા આઠનવ વર્ષનાં થતાં જમનાબાઈ તેમને પરણાવવા ઉત્સુક થયાં. સયાજીરાવને પણ તે વખતે ૧૭મું વર્ષ જતું હતું અને તેઓ રાજાને યોગ્ય ખાનપાન તથા વ્યાયામ વગેરેને લીધે લગ્ન કરવા લાયક યુવાવસ્થાએ પહોંચ્યાનું જમનાબાઈને લાગતું હતું. તેથી આ બન્ને ભાઈબહેનનાં લગ્ન માટે જમનાબાઈએ તપાસ કરવા માંડી. સર ટી. માધવરાવે આ તપાસમાં ભાગ લીધો, અને સાવંતવાડીના રાજા રઘુનાથરાવ બાબાસાહેબ સરદેસાઈ સાથે રાજકન્યા તારાબાબાનું લગ્ન કરવાનું નક્કી થયું.

### વધૂની શોધમાં

સયાજીરાવ માટે વધૂ પસંદ કરવાનું કામ જરા કઠણ હતું, જો કે જમનાબાઈ જેને પસંદ કરે તેની સાથે લગ્ન કરવા સયાજીરાવે હા પાડી હતી. તે વખતે પોતાની કન્યા સાથે સયાજીરાવ લગ્ન કરે તે માટે ઘણાએ પ્રયત્ન કર્યા હતા. ગરીબ માબાપ પણ તે સમયે વરપક્ષને બતાવવા કન્યાને વડોદરે સામી લાવવા તૈયાર નહતા; તેથી આ મુશ્કેલી ટાળવા સર ટી. માધવરાવે પૂને જવું અને આકસ્મિક રીતે પૂનામાં એ કન્યાઓ હાજર હોય અને જોવાની

તક મળે એવી ગોઠવણુ કરવી એમ ઠર્યું આ યુક્તિથી કન્યાનાં માતાપિતાને કન્યા બતાવવા વડોદરે જવાની સમાજમાં હીણપત આણનારી મુશ્કેલીમાંથી બચાવવામાં આવ્યા અને આકસ્મિક રીતે સર્વ કન્યા પૂને આવી ગયાનો દેખાવ થવાથી તેમને એકી વખતે જોવાની તક સર ટી માધવરાવને મળી. તેમણે મહારાજાના નજીકના સગાંને સાથે લીધા હતાં. પણ પૂને આવેલી કોઈ કન્યા પસંદ ન પડતાં મુંબઈ ઇલાકા બહારથી કન્યા લાવવાનું ઠર્યું અને ઘણા તપાસને અંતે તંજાવરના રાણીસાહેબની ભાણેજ તથા હૈમતરાવ નારાયણરાવ મોહિતેની દીકરી લક્ષ્મીબાઈને વધૂ તરીકે નક્કી કરવામા આવી. જમનાબાઈએ આ પસંદગી મંજૂર રાખી.

## લગ્ન થયાં

આ બન્ને લગ્ન સાથે જ લેવામાં આવ્યા. તા. ૨૧ મી ડિસેમ્બર ૧૮૭૯ ના રોજ રાજકન્યા તારાબાબાના શુભ લગ્ન સાવંતવાડીના સરદેસાઈ રઘુનાથરાવ સાથે કરવામા આવ્યાં. ત્યારબાદ પખવાડિયા પછી એટલે તા. ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૮૮૦ ના રોજ સગીર મહારાજા સયાજીરાવના લગ્ન તંજાવરના રાજઘરાણાની ભાણેજ લક્ષ્મીબાઈ સાથે થયા. સાવંતવાડીના રાજાસાહેબને વડોદરા રાજ્ય તરફથી ત્રણ લાખની પહેરામણી થઈ. તારાબાઈને 'ચોળી બાગડી' માટે દરસાલ ત્રીસ હજારની નિમણૂક કરી આપવામાં આવી જે તારાબાઈને હયાતી સુધી મળતી હતી.

આ બન્ને લગ્ન ખૂબ ધામધૂમથી થયાં હતા. મુંબઈના ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ, ઇલાકાના લશ્કરના સેનાપતિ લોર્ડ, સયાજીરાવ ગાદીએ આવ્યા તે વખતે વડોદરાના રેસિડન્ટની જગોએ કામ કરી ગયેલા સર રિચર્ડ મીડ તથા બીજા નામાંકિત પરોણાઓ હાજર રહ્યા હતા.

આ બન્ને લગ્ન મળી આશરે દશ લાખનો ખર્ચ થયો. સમારંભ તા. ૧૫ મી ડિસેમ્બરથી તા. ૧૬ મી જાન્યુઆરી સુધી ચાલ્યો હતો.

## લક્ષ્મીવિલાસ રાજમહેલનો પાયો નંખાયો

તા. ૧૨ મી જાન્યુઆરી ૧૮૮૦ ના રોજ નવવધૂ મહારાણીના નામનું સ્મરણ કરાવનાર લક્ષ્મીવિલાસ રાજમહેલનો પાયો નાખવાની શુભક્રિયા કરવામાં આવી તે વખતે સર ટી. માધવરાવે તથા સર રિચર્ડ ટેંપલે પ્રસંગોચિત ભાષણો કર્યાં હતાં. આ રાજમહેલ ૧૮૯૦ માં બંધાઈ રહ્યો, જ્યારે સયાજીરાવ ત્યાં રહેવા ગયા.

## જૂનું વડોદરા

જે વખતે આ લગ્નો થયાં તે વખતે વડોદરા શહેર હાલ જેવું સુંદર ન હતું. તે વખતે સાંકડા ધૂળવાળા રસ્તા તથા ગલીઓ, ખુલ્લી કાચી મોરીઓ અને ગંદકી તથા ઘણેભાગે બેમજલી ઘરો, આરપાર જવાના માર્ગ વગરની મોટા દરવાજાવાળી પોળો વગેરેના દર્શન થતાં. સ્વચ્છતા તથા સુઘડતાનો અભાવ હતો. ખુદ મહારાજાને રહેવા માટે જે સરકારવાડો માંડવી નજીક હતો તે જીર્ણ તથા બિસ્માર હાલતમાં આવવા માંડયો હતો. હવા અજવાળા માટે પૂરતી ગોઠવણ નહિ હોવાને લીધે અંધાગમાં જીના ચડવા પડતા હતા. ન્હાના ઓરડાઓ તથા દીવાનખાના પણ અજવાળા વગરનાં લાગતાં હતાં.

## સરકારવાડામાં જમણ

વડોદરા રાજ્યના ન્યાયાધીશ જી, કામચલાઉ સરન્યાયાધીશ તથા વડોદરા રાજ્ય પ્રજામંડળના બે વખતે ચૂંટાયેલા પ્રમુખ મર્હુમ અબ્બાસ તૈયબજી આ લગ્ન પ્રસંગે રાજ્યની નોકરીમાં હતા. સરકારવાડામાં અવચિતગવકાકાએ સયાજીરાવને આપેલા જમણમાં

ભાગ લેવા તેઓ ગયા હતા તે વખતે સરકારવાડાની સ્થિતિ તથા ભોજન વખતે પળાતા રૂઢિચુસ્ત ' સોંવળા-ઓવળા 'ના રિવાજોનું વર્ણન કરતાં, સયાજીરાવ મહારાજના રાજ્યારોહણના હીરક મહોત્સવને અંગે બહાર પડેલા વડોદરાના સાપ્તાહિક ' નવગુજરાત 'ના ખાસ અંકમાં " Then & Now " શીર્ષક લેખમાં તેમણે જણાવ્યું છે કે:—

" It was pretty dark in the passages we had to pass through to *get to the dining* hall on the upper storey. I shall never forget the shock I got as we entered the dining hall. The first thing that caught my eye was a white tent put up in the middle of the room. × × × Almost immediately after us came several young men in such habiliments as I had never witnessed before. Their bodies were bare, their *only garments being silken* '*Solas*' covering them from waist to knee. Each one carried in his hand a brass water pot and a brass drinking cup. × × × These folk looked at us non-chalantly, as if we were mere nonentities, and marched into the tent. I enquired of my friends who these people were and why they had gone into the tent. I was told they were Brahmins-some being Sardars and others officers of the State for whom especial provision had to be made, in

the tent, so that we non-Brahmins-including His Highness, his Maratha Sardars, Parsi and Mohmedan officials-should not defile their food × × × As I went to sit on the *Patla* pointed out to me, I noticed it was covered with dust-in fact practically all the *Patlas* were dusty. So far as I recollect, in the front of the *Patlas* were plantain leaves on which food was laid out, sauces and other liquid food being in bowls made out of leaves ( *dronas* )."

ભાવાર્થ—" ઉપરના માળ પર આવેલા જમવાના દીવાનખાનામાં પહોંચવા માટે જવાનો માર્ગ ઠીક પ્રમાણમાં અંધારો હતો. જમવાના દીવાનખાનામાં પેસતા મને જે આઘાત લાગ્યો તે હું કોઈ દિવસ ભૂલી શકું એમ નથી. એ ઓરડાની વચ્ચે ધોળો તંબુ પ્રથમ મારી નજરે પડયો. × × × અમારી પછી તુરત જ કેટલાક યુવાનો એવા વસ્ત્રોમાં આવ્યા કે જેવા મેં પ્રથમ કોઈ દિવસ જોયા નહતા. તેમનાં શરીર ખુલ્લાં હતા, માત્ર કમરથી ઘુંટણ સુધીનો ભાગ ઢાંકતાં રેશમી સોળા તેમણે પહેર્યાં હતાં. દરેક પાણી પીવા માટે હાથમાં પિત્તળનો લોટો તથા પવાનું લઈને આવ્યો હતો. × × × જાણે અમે કંઈ હિસાબમાં ન હોઈએ એવી બેદરકારીથી તેમણે અમારા તરફ જોયું અને પછી તેઓ તબૂમાં કૂચ કરી ગયા. મેં મારા મિત્રોને પૂછ્યું કે આ લોકો કોણ છે ને તેઓ તંબૂમાં કેમ ગયા છે ? " તેના જવાબમા મને કહેવામાં આવ્યું કે તેઓ જ્ઞાતિએ બ્રાહ્મણ છે-કેટલાક સરદારો તથા બીજા રાજ્યના અમલદારો છે ને મહારાજા, મરાઠા સરદારો, પારસી તથા મુસલ-

માન અમલદારો વગેરે અબ્રાહ્મણોને લીધે અજ ન અભડાય એટલા માટે તંબૂમાં તેમને માટે ખાસ સગવડ કરવી પડી છે. × × × હું મને બતાવેલા પાટલા પર બેસવા ગયો ત્યારે પાટલા પર ધૂળ હતી–વાસ્તવિક રીતે બધા જ પાટલા ધૂળવાળા હતા. મને યાદ છે ત્યાંસુધી કેળના પાનમાં જમણુ પીરસવામાં આવ્યું હતું તથા પાંદડાના દ્રોણુમાં આમટી વગેરે પ્રવાહી પદાર્થ પીરસાયા હતા. "

## તે વખતે અને હાલ

તે વખતે રાજમહેલ તરીકે ગણાતા સરકારવાડામાં અપાતા ભોજન સમારંભમાં અમલદારોને પણ ધૂળથી ઢંકાયેલા પાટલા મળતા તથા બ્રાહ્મણ સરદાર તથા અમલદાર મોજું પહેરી ઉઘાડે શરીરે ધર્મ સાચવવા કનાત બાંધી જુદું જમતા જાણી આજની પ્રજાને આશ્ચર્ય લાગશે. વડોદરાના રાજમહેલમાં આજે તો તાટપાટ કે ટેબલ પર જમણના પ્રસંગે હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બ્રાહ્મણ, અબ્રાહ્મણ સાથે જ સુઘડાઈથી જમે છે. ઉપર જણાવેલા પ્રસંગે અબ્બાસ સાહેબના કહેવા પ્રમાણે ઝુમ્મરની હાંડીમાં મૂકેલા તેલના ખાલી ગ્લાસમાં તે સાફ કર્યાં વગર તેમને પાણી અપાયું હતું તથા નેપકિન ( હાથ લૂછવાના રૂમાલ )નું ઠેકાણું આ પ્રસંગે નહતું તે ઉપરથી આપણે આજે ૬૩ વર્ષમાં સુઘડતા તથા સ્વચ્છતામાં કેટલા આગળ વધ્યા છીએ તે જણાઈ આવે છે. રાજદરબારમાં સુદ્ધાં ૬૩ વર્ષ ઉપર આવી સ્થિતિ હતી !

શ્રીમંત સયાજીરાવનું લગ્ન થયું તેનું વર્ણન કરતાં, તે વખતે વડોદરા કેવું હતું તેનો ખ્યાલ સર ટી. માધવરાવે પોતાના કારોબારી રિપોર્ટોમાં કંઈક અંશે આપ્યો છે. સ્વચ્છતા, ચોખ્ખા પીવાના પાણીની સગવડ તથા પાકી ગટરોની જરૂરિયાત પર તેમણે તેમાં ભાર મૂકયો છે. મહારાજા માટે લાયક રાજમહેલ નહિ

હોવાથી તા. ૧૨-૧-૧૮૮૦ ના રોજ લક્ષ્મીવિલાસ રાજમહેલનું ખાતમુહૂર્ત રેસિડન્ટ મેલવિલના હસ્તે થતાં ભાવિ રાજવાડાનું મજેદાર વર્ણન તેમણે કર્યું છે.

## વડોદરાનો ગરબો

સયાજીરાવને ૧૮૭૫ માં રાજ્યાભિષેક થયો તે પહેલાં આશરે ૨૫ વરસ અગાઉ મહારાજા ગણપતરાવના વખતમાં રચાયેલો " વડોદરાનો ગરબો ' સાહિત્ય સંશોધક શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુંદારે સંપાદન કરી સયાજીરાવના રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ વખતે ' નવગુજરાત 'ના ખાસ અંકમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તેમાં પ્રગટ થયો છે. તે ઉપરથી વાંચનારને જૂના વડોદરાનો કાંઈક ખ્યાલ આવે એમ છે. એ ગરબા મુજબ તે વખતે બાર ' પરાં ' હતાં, ફત્તેપુરા દેવાળિયાતું આશ્રયસ્થાન હતું. સરસીયા તળાવ પર જેઠીનો અખાડો હતો, મિયાં મહમદની વાડી ઝળહળતી હતી, અજબ તળાવની પાળે થઈને જતાં અગડમાં જવાતું, આનંદપુરામાં આવી રાવપુરાને ઝાંપે ગણપતરાવ મહારાજ તરફથી દાન દક્ષિણા રૂડી અપાતી, સુરસાગર ગોઘાટને દરવાજે ત્રણ કમાનો હતી, શહેરમાં જૂના અનેક દેવદેવીઓના દેવસ્થાનો હતાં જે આજે પણ ચાલુ છે, તથા માંડવીની આજુબાજુ ઉંચા મહેલ, મેડી, અટારી, છજાં ઝરૂખા, ગોખ તથા ધીકતા વેપારનો બજાર હતો, પાણીદરવાજે વાઘ હુંકાર કરતા, રાજેતળાવ પર શહેરની મહિલાઓ પાણી ભરવા જતી, લહેરીપુરાની લહેર જબરી હતી તથા સુરસાગર તળાવ શોભતું હતું. નરસિંહજી, રાજરાજેશ્વર, રણછોડજી, મહાલક્ષ્મી માતા, ગોવર્ધનનાથ, દાળજી, પંઢરીનાથના મંદિરો હતાં તથા સરકારવાડા ઉપર ધર્મની ભગવી ધ્વજા ફરફરતી હતી. ત્યાં મહારાજા વગેરે રહેતા હતા. ગરબો લખનાર વડોદર

શહેરને પૂના, સતારા, મુંબઈ, ઉદેપુર, બુંદી, કોટા, જૂનાગઢ, સુરત, અમદાવાદ, ધાર કરતાં ઉચ્ચ સ્થાન આપી હર્ષમાં બોલી ઉઠે છે કેઃ–

" બલીહારી તો વડોદરાની,
ધન ધન નરને નાર રે;
વીરક્ષેત્ર જેણે જોયું નહિ,
તેનો એળે ગયો અવતાર
વાંકી નારી વડોદરાની,
મહારાજા પે વાંક રે;
મૃગનયનીની વરણાંગીથી,
વળિયો આડો આંક
શાહુકારોની દુકાનો બારે,
ધર્મ તણો અવતાર રે;
ખુશાલચંદ, શામળ બહેચર,
ને લલ્લુ બાધર શાહુકાર
રતનજી કહાનદાસ કહીએ,
બાંધી પુન્યની પાળ રે;
હરિભક્તિનો મહિમા મોટો,
બીજા ભાગે મૈરાળ
રંગીલો જે ગરબો ગાશે,
રંગીલાં નરનાર રે;
રંગીલા તો લહાણી લાવે,
રંગભેર શોભા થાય
મિજમાની મનગમતી કરવા,
જાય શોખીન જન રે;
મસ્તુબાગનો બંગલો જાણે,
ઇન્દ્રનું ઇન્દ્રાસન..." વગેરે

## પૂર્ણ રાજ્યાધિકાર માટે તજવીજ

સયાજીરાવનું લગ્ન થયા પછી તેમને ૧૮ વર્ષની ઉંમર પૂરી થયે પૂર્ણ રાજ્યાધિકાર સોંપાય તે માટે મહારાણી જમનાબાઈએ હિન્દુસ્તાન સરકારને વિનંતિ કરી, તથા તેમાં કહે છે કે મહારાજાના ગુરુ મિ. ઇલિયટે સારી મદદ કરી. "હિન્દુસ્તાન સરકારની ઇચ્છા મુજબ સગીર રાજાની સગીર ઉમ્મર દરમ્યાન રાજ્યમાં બ્રિટિશ હિન્દના નોકરશાહી સુરાજ્યની દૃષ્ટિએ જુદા જુદાં ખાતાંનું આયોજન કરી રાજ્યવહીવટ સુધારવા પૂરતો વખત મળ્યો હતો અને વધુ વખત જવાબદારી રાખવાની જરૂર ન હતી. સગીર રાજાને રાજ્યવહીવટ ચલાવવા માટે જરૂરી શિક્ષણ મિ. ઇલિયટ જેવા બાહોશ કેળવણીકાર સિવિલિયનની દેખરેખ નીચે મળ્યું હતું તથા રાજ્યવહીવટ સયાજીરાવને ૧૮ વર્ષની ઉમર પૂરી થયા પછી સોંપવાનું ઠરે તો રાજકારભાર ચલાવવા માટે જરૂરી વિશિષ્ટ શિક્ષણ સર. ટી. માધવરાવ તથા તેમના સહકારીઓ મારફત આપવા ગોઠવણ થઈ શકે એમ હતી. તેથી હિન્દુસ્તાન સરકારે મહારાણી જમનાબાઈની વિનંતી માન્ય રાખી તે સંબંધે તા. ૭ મી જૂન ૧૮૮૧ના રોજ રેસિડેન્સી મારફત લખાયેલા પત્રથી તા. ૨૮ મી ડિસેમ્બર ૧૮૮૧ ના રોજ મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને પૂર્ણ રાજ્યાધિકાર સોંપવાનો વિધિપૂર્વક સમારંભ કરવાનું ઠરાવ્યાની ખબર અપાઈ. આ યોજના ઠરી આવવામાં સર ટી. માધવરાવે શું ભાગ લીધો તે જાણવામાં નથી, પરંતુ હિન્દુસ્તાન સરકારનો આ નિર્ણય અણધાર્યો આવતાં તે મુજબ સયાજીરાવને સામાન્ય શિક્ષણ ઉપરાંત રાજ્યવહીવટ ચલાવવા માટે જરૂરી વિશિષ્ટ શિક્ષણ આપવા સર ટી. માધવરાવને તથા તેમના સહકારીઓને પોતે ભાષણો આપવાનો કાર્યક્રમ ગોઠવી અમલમાં મૂકવો પડ્યો

એટલી વાત ખરી. ગમે તેમ હોય, હિંદુસ્તાન સરકારનો નિર્ણય અફર હોવાથી સર ટી. માધવરાવે તે સ્વીકારી લઈ એ નિર્ણયના અમલ માટે જરૂરી પૂર્વતૈયારી કરવા માંડી. મહારાજાને રાજ્ય-વહીવટ માટે બનતું શિક્ષણ આપવા તેમણે અંતઃકરણપૂર્વક પ્રયત્ન કર્યો. રાજા જેવી સત્તા ભોગવવાનો કાળ લંબાય એ કોને ન ગમે? પરંતુ પ્રસંગને અનુસરતું વર્તન કરવામાં જ ઉંચી રાજ્યકારી કુનેહ રહેલી હોવાથી સર ટી. માધવરાવે આ પ્રસંગે એ કુનેહ વાપરી પ્રસંગ સંભાળી લીધો.

## રાજ્યાધિકાર સમારંભ

તા. ૨૮ મી ડિસેમ્બર ૧૮૮૧ ના રોજ મહારાજા સયાજીરાવને પૂર્ણ અધિકાર સોંપવાનો સમારંભ થવાનો હોવાથી તા. ૨૪ મી ડિસેમ્બરથી એક અઠવાડિયા સુધી વડોદરામાં ધામધૂમ થઈ હતી તથા નામાંકિત પરોણા આવ્યા હતા. તા. ૨૮ મીએ અધિકાર-દાનનો મુખ્ય સમારંભ નજરબાગમાં ઊભા કરેલા વિસ્તીર્ણ મંડપમાં ના. ગવર્નર-જનરલ તથા વાઈસરૉયની વતી મુંબઈના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસનના હસ્તે થયો હતો. ના. હિન્દુસ્તાન સરકારનો ખરીતો તેમણે વાંચી બતાવ્યા પછી તેમણે સયાજીરાવને ચાંદીના કોચ ઉપર જાતે બેસાડયા અને પોતે તેમની જમણી તરફ બેઠા તથા સન્માનનો પોશાક સાર્વભૌમ સત્તાવતી અર્પણ કર્યો.

## પ્રજા કલ્યાણનું ધ્યેય

મહારાજા સયાજીરાવે તે વખતે યોગ્ય જવાબ વાળી સર. ટી. માધવરાવ પાસે પોતાનું આભાર જાહેરનામું વંચાવ્યું. તેમાં તેમણે જણાવ્યું કેઃ—

" આજે અમે વડોદરા રાજ્યની લગામ અમારા હાથમાં

લઈએ છીએ. અમારી પ્રજા સંતુષ્ટ રહે અને ઉત્તરોત્તર તેના સુખની વૃદ્ધિ થતી રહે એવી અમારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે. અમારો આ હેતુ પાર પાડવાના કામમાં અમારા સર્વે અધિકારીઓ આનકરીઓ, દરકદારો તથા સમસ્ત પ્રજા અત્યંત રાજ્યનિષ્ઠાથી વર્તશે અને સહકાર કરશે એવો અમને ભરોસો છે. આ આરંભેલું કાર્ય સફળ થાઓ."

ક્યાં રાજ્યને ખાનગી મિલકત ગણવાની પ્રણાલિકા અને ક્યાં આ પ્રજાકલ્યાણનું ધ્યેય ! આ અધિકાર સોંપવાના ઉત્સવ દરમ્યાન તા. ૨૯ મીએ સયાજીરાવને વડોદરા રાજ્ય બહારની ગુર્જર પ્રજા તેમજ પૂનાની સાર્વજનિક સભા વગેરે તરફથી માનપત્રો આપવામાં આવ્યા હતાં. ગુજરાતીઓના માનપત્રના જવાબમાં સયાજીરાવે જણાવ્યું કેઃ—

"મારું કર્તવ્ય કદણ છે પણ મારી પ્રજાના કલ્યાણ માટે પ્રયત્નો કરવાના કામ કરતાં બીજું કોઈ કામ મને વધારે ગમતું નથી. હું આશા રાખું છું કે પરમેશ્વરની કૃપાથી મારા હિતચિંતકોની તમામ વાજબી આશાઓ કેટલેક અંશે સફળ કરવામાં હું ફતેહમંદ થઈશ."

સાર્વજનિક સભા તરફે અપાયેલા માનપત્રના જવાબમાં તેમણે જણાવ્યું કેઃ—

"મારી વહાલી પ્રજાનું શ્રેય ટકાવી રાખી તેમાં વધારો કરવાનો, તેમની **સુમર્યાદિત ઇચ્છાઓ અને આ નવીન સુધરેલા જમાનાના મુખ્ય સિદ્ધાન્તાનુસાર** કામ કરવાનો ઉદ્દેશ એજ મારા જીવનનો પહેલો અને મુખ્ય ઉદ્દેશ રહેશે."

### ગવર્નર ફર્ગ્યુસનનો બોધ

રાજ્યાધિકાર સોંપતી વખતે સર જેમ્સ ફરગ્યુસને સયાજીરાવને

બોધ આપતાં જણાવ્યું કે "સિંહાસનો તથા રાજવંશો ઉચ્ચ ઉદ્દેશો માટે છે. વફાદારીથી પોતાની ફરજ બજાવવાનાં પણ દુનિયામાં ઇનામ મળે છે; પણ તે મેળવવા માટે ઉદ્દેશ આત્મસંતોષ તથા માનવસ્તુતિથી પર રહેવો જોઈએ, તથા પોતાની ઉપયોગિતાને અંતરાયરૂપ થાય અથવા બીજાનું નુકસાન કરે એવી બાબતોથી રાજ્યકર્તાએ દૂર રહેવું જોઈએ. જો પ્રજાના ભલાને રાજા પોતાની ઇચ્છાઓથી વધારે ગણે તો તે પ્રજાનો પ્રિય બને અને શાહીકૃપાનો તે હમેશ ભોક્તા રહે."

## અનુભવની જરૂર હતી

જે વખતે સયાજીરાવને પૂર્ણ અધિકાર સોંપાયો તે વખતે તેમને વડોદરા શહેર સિવાય રાજ્યના બીજા કોઈ પણ ભાગની મુલાકાતે લઈ જવા રાજા સર ટી. માધવરાવના પ્રમુખપદે ચાલતા વહીવટ તરફથી ગોઠવણ થઈ શકી ન હતી. તેમ રાજકારોબારની પ્રત્યક્ષ તાલીમ લેવાનો લાભ આટલી લઘુ ઉમરમાં મળી શક્યો ન હતો. એટલે પૂર્ણરાજ્યાધિકાર મળ્યા પછી ૧૮૮૧ના અંતથી તે ૧૮૯૫મા દીવાન બહાદુર મણિભાઈ જશભાઈની દીવાનગીરીનો અંત આવ્યો ત્યાં સુધી સયાજીરાવ રાજકારોબારની કળા અનુભવની શાળામાં શીખતા ઉમેદવાર જેવી સ્થિતિમા હતા, અને એ કળાનું પૂરતુ જ્ઞાન તથા અનુભવ થતાં દીવાન શ્રીનિવાસ રાઘવ આયંગારની દીવાનગીરીથી તેમનો એક સરસ રાજકારોબારી તથા રાજદ્વારી તરીકે વિકાસ થયો, અને પ્રજાને તેમના પ્રગતિશીલ વિચારોનો વિશેષ લાભ મળવા માંડ્યો.

## અનુકૂળ વાતાવરણ

સયાજીરાવે રાજ્યકારભાર ૧૮૮૧ ના ડિસેમ્બરની તા. ૨૮ મીથી જાતે કરવા માંડ્યો. તે વખતે વડોદરા રાજ્યની વસતી ૪. સ.

૧૮૮૧ની વસ્તીગણતરી પ્રમાણે આશરે ૨૧ લાખ ૮૫ હજાર હતી. આ વસ્તીમાં ગુજરાતી વસ્તી નિદાને ૯૫ ટકા હતી. તે વર્ષેતે નર્મદાશંકર કવિના નામ સાથે સંકળાયેલો 'સંસારસુધારા યુગ' કેળવાયેલા ગુજરાતીઓમાં પ્રવર્તતો હતો, અને સંસાર સુધારાને તથા કેળવણીને વેગ આપે એવો રાજા જ લોકપ્રિય થાય એમ હતું. સયાજીરાવ આજ વાતાવરણમાં ઉછરેલા હોવાથી તેમણે 'સંસાર સુધારો' તથા 'કેળવણી'ના ક્ષેત્રોમાં સરસ પ્રગતિ કરી બતાવવાના ઉચ્ચ આદર્શ સેવ્યા હતા. સાથે સાથે તેમણે દેશના ઉદ્ધાર માટે નમૂનારૂપ થઈ પડે એવી રાષ્ટ્રવિધાયક પ્રવૃત્તિઓ માધવરાવના 'પ્રામાણિક અને નિષ્ણાત અધિકારીઓથી ચાલતા સુરાજ્ય'ના આદર્શમાં ઉમેરી તે માટે યોગ્ય તંત્ર રચવાના સ્વપ્નાં સેવ્યાં હતાં તથા તે સફળ કરવા બનતો પ્રયત્ન કર્યો.

ગુજરાતની પ્રજા સહેલાઈથી પ્રસન્ન થઈ શકે એમ છે. તેથી તેનો પ્રેમ સંપાદન કરવા માટે સયાજીરાવને બહુ કરવું પડે એમ નહતું. ગુજરાતીઓનો સ્વભાવ એવો ઉદાર હોય છે. તેઓ ધાર્મિક તેમજ પ્રાંતીય ભેદોથી એકંદર રીતે પર રહે છે. તેઓ ગુણને અપનાવે છે. અમદાવાદ જેવા પૂર્ણ ગુજરાતી શહેરમાં શ્રી. જી. વી. માવલણકર સુધરાઈના પ્રમુખ તરીકે ચૂંટાઈ શકાયા છે, ગૂજરાત કાકા કાલેલકરને પૂર્ણ ગુજરાતી કરતાં પણ વધારે માની અપનાવે છે. ગુજરાતની સાર્વજનિક સંસ્થાઓ, કારખાનાં કે પેઢીઓ, ધર્મ કે પ્રાંતના ભેદભાવ વગર પરપ્રાંતીયોને આવકારે છે તથા તેમની સેવા લે છે.

ગુજરાતની પ્રજાએ, 'હિન્દવી રાષ્ટ્રીયત્વ' તરફ કૂચ કરી છે. આજે તે અખિલ હિન્દમાં રાષ્ટ્રીય આંદોલનમાં મોખરે છે. સયાજીરાવ પણ ધીમે ધીમે એક મરાઠા બાળરાજામાંથી અખિલ હિન્દ રાષ્ટ્રીય ભાવનાવાળા વિશ્વવિખ્યાત રાજવીમાં વિકસ્યા હતા.

પ્રજા આવા વિકાસ માટે સાનુકૂળ હતી. ગુજરાતની પ્રજા તેમને એક અસાધારણ રાજવી તરીકે આજે પૂજે છે.

## ધ્યાન ખેંચતી શરતો

મલ્હારરાવ જેવા ગેરવહીવટની પુનરાવૃત્તિ થતી અટકાવવા સારુ સાર્વભૌમ સરકારે સયાજીરાવને સર્વાધિકાર સોંપતાં પહેલાં, રાજ્યકારભાર ચલાવવા માટે હિન્દુસ્તાન સરકાર તથા મહારાજા સયાજીરાવની સંમતિથી નિયમો મંજૂર કરવામાં આવ્યા હતા. તે મુજબ ચાર મુખ્ય ખાતાના વડાઓ તથા દીવાનનું બનેલું મંત્રીમંડળ સલાહ આપવા સ્થાપી તેની મદદથી મહારાજાએ રાજકારોબાર ચલાવવાનો હતો, કેટલાંક કારણસર મંડળમાં વરિષ્ટ ન્યાયાધીશી (હાઈકોર્ટ)ના એક ન્યાયાધીશનો પણ સમાવેશ કરવાનો હતો. આ બીમાંથી આજના સત્તાશાળી મંત્રીમંડળનો વિકાસ થયો છે, ને જરૂર પડે જે તે ખાતાના વડાને પોતપોતાના ખાતાના મહત્ત્વનાં ટિપ્પણોને અંગે હકીકત સમજાવવા મંત્રીમંડળની બેઠક વખતે બોલાવવામાં આવે છે. પ્રજાની જિંદગી, સ્વતંત્રતા તથા આબાદી સંબંધે કાયદાઓ ઘડવા માટે સલાહકાર કારોબારી મંડળ સાથે સરદારો તથા જાહેર પ્રજામાંથી પાંચ વધારાના સભ્યોને રાખવાનું ઉપર જણાવેલા નિયમમાં ઠર્યું હતું. ૧૮૮૧ના અરસામાં બ્રિટિશ હિન્દમાં ઇલાકાના ગવર્નરના તથા હિન્દના ગવર્નર-જનરલના કારોબારીમંડળોમાં કાયદાકાનૂન પસાર કરવા માટે જે ધોરણે પ્રજાવર્ગમાંથી વધારાના સભ્યો નીમવાનો રિવાજ હતો તેનીજ નકલ આ ધોરણમાં જણાઈ આવે છે. ધારાસભાના મૂળ આ ધોરણમાંથી મળી આવે છે, અને વડોદરા રાજ્ય માટે ૧૯૦૭માં સયાજીરાવે જે સ્વતંત્ર ધારાસભા સ્થાપી તેની પ્રેરણાના બીજ આ નિયમમાં તેમજ લોર્ડ રિપનની ઉદાર નીતિમાં દેખાય છે.

વડોદરા રાજ્યમાં મોતની સજાનો અમલ ફાંસી દઈને કરવો બીજી રીતે ન કરવો એવું ધોરણ આ નિયમથી ઠર્યું હતું. સયાજીરાવ ગાદીએ આવતાં પહેલાં હાથીને પગે દઈ મારી નાખવાના અથવા વિષપ્રયોગથી મારવાના જે બનાવો જૂની ગાયકવાડીમાં બનતા તેવા બનાવો ફરીથી ન બને તે માટે આ નિર્બંધ મૂકયો હતો, અને સયાજીરાવ સ્વભાવતઃ દયાળુ હોવાથી તેમણે ઘણી ખુશીથી આ નિર્બંધ સ્વીકાર્યો હતો. આ નિયમોમાં ગવર્નર-જનરલના એજન્ટની સલાહ કે અંકુશ સંબંધે મિલકુલ ઉલ્લેખ નથી, પણ રેસીડન્સીમાંથી તેનો પત્ર આવે તો મહારાજાએ જાતે જવાબ લખવો એમ ઠર્યું હતું.

## મહેનતુ સયાજીરાવ અને દીવાન માધવરાવ

રાજ્યાધિકાર મળ્યા પછી સયાજીરાવે રાજ્યકારભાર પ્રત્યક્ષ ચલાવવાનું કામ હાથ પર લીધું. તેમણે દરેક બાબતમા ઊંડા ઊતરી હુકમ આપવાનું ધોરણ સ્વીકાર્યું. રાજા સર ટી. માધવરાવ જેવા અપ્રતિમ શક્તિ ધરાવનાર અનુભવી જ્ઞાનવૃદ્ધ તથા વયોવૃદ્ધ દીવાને તેમને જે તાલીમ તથા કેળવણી આપી હતી તે સફળ થઈ છે અને મહારાજા તરીકે સયાજીરાવ સમાન ભૂમિકા ઉપર દીવાન સાથે જે તે પ્રશ્ન સંબંધે ચર્ચા કરી શકે છે એમ થોડા જ વખતમા દીવાન સર ટી. માધવરાવની નજરે આવ્યું. આ પરિસ્થિતિ ગુરુ માટે ગૌરવભરી ગણાય. સમાન ભૂમિકા ઉપર ચર્ચા કરવા માટે તૈયારી કરતા સયાજીરાવને ખૂબ કામ કરવું પડતું. ખંત તથા મહેનતની ટેવ પડતા રાજ્યકારભાર એજ એમનો પ્રધાન વિષય થઈ પડયો રાજા સર ટી. માધવરાવ સયાજીરાવની તૈયારીથી પ્રસન્ન થતા, પણ સર્વ સત્તા, એક રાજા જેટલી, ભોગવ્યા પછી હવે દીવાન તરીકે મહારાજાના સર્વોપરીપણા નીચે રાજ્યમા દ્વિતીય પદમા રહેવું

તેમના જેવા માની પુરુષ માટે લાંબા વખત માટે વસમું હતું. એક મ્યાનમાં બે તલવાર રહી શકે નહિ એ વાતનું ભાન થતાં સેર ટી માધવરાવે, એક મહત્ત્વના કામમાં સયાજીરાવે તેમનો અભિપ્રાય માન્ય ન રાખવા જેટલી આવડત તથા હોંશિયારી બતાવતાં, ૧૮૮૨ના સપ્ટેમ્બરમાં છ મહિનાની રજાની માગણી કરી તે પછી નોકરીમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા દર્શાવી. મહારાજા સયાજીરાવે તેમની માગણી મંજૂર કરી રજા દરમ્યાન કાઝી શાહબુદ્દીનની કામચલાઉ દીવાન તરીકે નિમણુક કરી તથા સર ટી. માધવરાવની સેવાની કદરમાં ત્રણ લાખ રૂપિયા બક્ષિસ આપ્યા. દીવાનની રજા દરમ્યાન મહારાજા કલકત્તે ગયા હતા તે વખતે કાઝી શાહબુદ્દીનને દીવાન નીમવાની પોતાની ઇચ્છા તેમણે વાઇસરૉય લૉર્ડ રિપનને જણાવી અને વાઇસરૉયે તે વાતને અનુમોદન આપ્યું. સેર ટી. માધવરાવે રજા પૂરી થતાં પોતાની જગાનું રાજીનામું મોકલી આપ્યું. તે મંજૂર કરી દીવાન તરીકે ખા. બ. કાઝી શાહબુદ્દીનને તા. ૨૭ માર્ચ ૧૮૮૩થી કાયમ કર્યા. તે ૧૮૮૬ના જુલાઈ આખર સુધી દીવાન રહ્યા ને તેમની પછી ૧૮૯૦ના મે આખર સુધી દી. બ. લક્ષ્મણ જગન્નાથ દીવાન રહ્યા.

## ઇલિયટની નોકરી ઉછીની લીધી

મહારાજા સયાજીરાવના ગુરુ મિ. એફ. એ. એચ. ઇલિયટ સયાજીરાવને પૂર્ણ રાજ્યાધિકાર મળતાં પોતાની જગોએથી નિવૃત્ત થયા. પરંતુ મહારાજાને તેમની દિલસોજીભરી સલાહની જરૂર હોવાથી તેમણે મુંબઈ સરકાર પાસે તેમની નોકરી ઉછીની લીધી અને ૧૮૮૩ માં સર્વે સેટલમેન્ટ (જમીનમાપણી–આકાર) ખાતાની પુનર્ઘટના કરી મિ. ઇલિયટને એ ખાતાના વડા નીમ્યા તથા ગીરાસ-બારખળી ખાતાનું કામ પણ તેમને સોંપ્યું.

## શાસ્ત્રીય સર્વે થઈ

મહારાજા ખંડેરાવના વખતમાં સંવત ૧૯૨૦ માં જમીન મહેસૂલ માટે ચાલતો ઇજારાવહીવટ બંધ પડી ખાલસાવહીવટ દાખલ કરવામાં આવ્યો તથા જમીનની જેવી તેવી માપણી કરાવી વીઘોટીવહીવટ શરૂ થયો હતો. પણ તેનો અમલ અસંતોષકારક રીતે તથા અધૂરો થવાથી સુધારાની જરૂર હતી. મલ્હારરાવના વખતમાં બગાડો થવાથી પ્રજા ઉપરનું ભારણ ઘટાડવા સર ટી. માધવરાવે કેટલાંક પગલાં લીધાં હતાં પણ શાસ્ત્રીય જમીનમાપણી, પ્રતવારી, તથા નંબરવાર માપણી કરવા સમય ન મળ્યો, અને તે કાર્ય સયાજીરાવને પૂર્ણ રાજ્યાધિકાર મળતાં મિ. ઇલિયટને સોંપાયું. તેમણે મુંબઈ ઇલાકામાં સ્વીકારાયેલી સર્વે–સેટલમેન્ટની પદ્ધતે નવેસર શાસ્ત્રીય માપણી કરી તથા જમીનના પ્રકાર, પ્રત, સર્વે નંબર વગેરે ચોક્કસ ખબર પડે એવું દફતર રાખ્યું. જ્યા સુધી ઠરેલો દર ખાતેદાર ભરે ત્યાં સુધી જમીન ધારણ કરવાનો તેને હક્ક છે એમ ઠરાવવામાં આવ્યું. ખેડૂતોને ખેતીની જમીનને પાણી પાવા માટે સવડ આપવા કૂવા કરવા માટે સરકાર તરફથી મદદ અપાવા માંડી તથા ગામડાંનો વહીવટ અગાઉ ગામવૃદ્ધો ગામ પંચાયત તરીકે ચલાવતા તેનું પુનર્જીવન કરવા પ્રથમ ગામનોકરો સંબંધે સુધારેલા નિયમો અમલમાં મૂકવામાં આવ્યા તથા ગામનું કામકાજ ચૂંટાયલી ગામપંચાયતો મારફત થાય તે માટે યોગ્ય ભૂમિકા મિ. ઇલિયટે તૈયાર કરી.

## અસંતોષકારક કાર્યપદ્ધતિ

રાજાશાહીને લીધે તમામ રાજ્યસત્તા મહારાજામાં કેન્દ્રિત હતી. તેની ઉપરથી નીચે સુધી યોગ્ય પ્રમાણમાં વહેંચણી કરવાની જરૂર હતી. તેના અભાવે શરૂઆતમાં સયાજીરાવને ક્ષુલ્લક કામોમાં

હુકમ આપવા પડતા અને મોટા અમલદારો ન્હાના કામોનો પણ જવાબદારીથી નિકાલ કરવાની વૃત્તિ રાખતા નહતા. પરિણામે મહારાજાને દરેક કામના કાગળોની ફાઈલો અથવા છૂટા કાગળો તથા તુમાર વાંચી જવા પડતા અને વિનાકારણ શક્તિનો વ્યય કરવો પડતો. તે વખતે હાલની ' ટિપ્પણ ' પદ્ધતિ અમલમાં નહતી, તેમ કાગળોના સારરૂપ ટાંચણ હમેશ દરેક કામ સાથે રાખવામાં આવતું નહતું.

## આ પદ્ધતમાં સુધારો કર્યો

સયાજીરાવે અનુભવની શાળામાં તરબેજ થઈ આ દોષો ટાળવા અધિકારપત્રક મારફત અધિકારની વહેંચણી કરી, કામના કાગળોના સારાંશ સાથે કામની હકીકત સમજાવી જે તે કામમાં લાગતાવળગતા અમલદારોનો કામમાં નિકાલ કરવા માટે નક્કી કરેલા પ્રશ્નો સંબંધે શું અભિપ્રાય છે વગેરે દર્શાવતી ' ટિપ્પણ પદ્ધતિ ' દાખલ કરી, જરૂર પડયે કાગળો જોવાનું સહેલું પડે તે માટે તે કાગળો પેટામાં રાખવાનું ઠરાવ્યું તથા જે તે ચડતા દરજ્જાના અમલદારોના અભિપ્રાય સાથે ટૂંકમાં કામ સમજાવતી નોધ ( precis ) પદ્ધતિ અમલમાં મુકાવી, અને મહારાજાને કામ સમજવામાં ઓછામાં ઓછી તકલીફ પડે તથા મહત્ત્વના કામો જ તેમની પાસે હુકમ માટે આવે એવી વ્યવસ્થા કરી.

## ક્ષુલ્લક કામમાં રાજાજ્ઞાના દાખલા

પરંતુ જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખતે મહારાજા હાથી પર બેસી કાંપમાં રેસિડન્ટને મળવા આંજના ગયા હશે તેનો આશરે આઠ આના મીણબત્તીખર્ચ પણ મંજૂર કરવાનો તેમને પ્રસંગ આવ્યો હતો. બીજા એક પ્રસંગે કોથળા-

ખરીદી માટે આઠ આના મંજૂર કરવા પડયા હતા. ત્રીજા એક પ્રસંગે એક સાર્વજનિક કૂવા માટે પા એકર જમીન આપવા માટે તેમની મંજૂરીની જરૂર પડી હતી. ગામડાંની શાળા માટે માસિક ચાર રૂપિયા ભાડું, સાદડી, તથા દરવાજાના નકૂચા વગેરે માટે ખર્ચની મંજૂરીના કામનો નિકાલ તેમને કરવો પડયો હતો. એક વખતે એક પાણીવાળાને માસિક આઠ આનાની બઢતી મંજૂર કરવાનો પ્રસંગ તેમને આવ્યો હતો.

## અધિકારની વિભાગણી કરી

આ અનુભવને લીધે સયાજીરાવે અધિકારવિભાગણી, પદ્ધત, તથા મોટા અમલદારો પણ પોતાની સત્તા કેન્દ્રિત ન રાખતા તાબાના અમલદારોમા યોગ્ય પ્રમાણમા વહેંચી નાખે તે માટે સૂચના કરવી વગેરે ઉપાયો યોજ્યા હતા. થોડા વખત સુધી ખાતાના વડાઓએ કરેલા હુકમોનું અઠવાડિક પત્રક તેમને મોકલાતું ને આપેલા અધિકાર બરોબર વપરાય છે કે નહિ તે તેઓ બારીકાઈથી તપાસતા. ૧૮૯૫ સુધી સયાજીરાવ રાજકારભારની કળા શીખતા હોવાથી અખતરા કર્યા કરતા હતા તેમાથી તેઓ એક ચતુર રાજકારભાર ચલાવનાર બન્યા અને સત્તા માટે ઝઘડતા પ્રધાનોને યોગ્ય અંકુશ નીચે આણી શકયા. આ અનુભવશાળા જેવા પ્રયોગયુગ દરમ્યાન સુદૃઢ શરીરમાં નીરોગી મન વાસો કરે છે એ ઉક્તિ ધ્યાનમા રાખી પ્રથમ માફક વ્યાયામ તથા રમતો વગેરે પર તેમણે પૂરતું લક્ષ આપ્યું હતું તથા વિદ્યાર્થી તરીકે તેમનો દરરોજનો જે કાર્યક્રમ હતો તે આ બાબતમા ચાલુ રહ્યો; માત્ર અભ્યાસની જગો રાજકારભારે લીધી.

## રાજ્યમાં પ્રવાસ

સયાજીરાવે રાજ્યાધિકાર મળતાં ૧૮૮૨ થી ૧૮૮૬ સુધી

કડી પ્રાંત, નવસારી પ્રાંત, વડોદરા પ્રાંત તથા અમરેલી પ્રાંતમાં અનુક્રમે ફરી રાજ્યના દરેક તાલુકાના કારભારના મંસર્ગમાં આવી પ્રજાનો સંપર્ક સાધ્યો, તથા તેમના સુખદુઃખ સાંભળી લીધાં, તથા અરજીઓ, ફરિયાદો વગેરે લઈ તેની તપાસ કરવાની તક મેળવી. કેટલીક વખતે એકલદોકલ ગમે તે માણસ સાથે રસ્તામાં વાતો કરી ઘણી માહિતી મેળવી, જે માહિતી રાજ્યના સરકારી દફતરોમાંથી ભાગ્યે જ મળી શકે છે. લોકો હમેશ તેમને ઓળખી જતા નહિ તેથી શરૂ કારકિર્દીમાં ઓળખી જવાય નહિ એવી રીતે માહિતી મેળવવાની પદ્ધત કામમાં આવી.

## તે વખતની સરકારસ્વારી

મહારાજા સયાજીરાવ કડી પ્રાન્તની મુલાકાતે ૧૮૮૨–૮૩ માં ગયા ત્યારે તેમની સાથે અમલદારો, તથા નોકરચાકર મળી એકંદર ૨૩૬૭ માણસ તથા ૯૧૦ ચાગ્પગાં જાનવર હતાં. સયાજીરાવ જ્યાં જતા ત્યા તેમની સાથે બળદગાડાંની મોટી લંગર સાલસામાન વગેરે સાથે આવતી. એમ કહે છે કે એક પ્રસંગે આ ફેરણીમાં ફક્ત મહારાજાના બૂટ તથા જોડા માટે એક અલાયદા તબૂ રાખવામાં આવ્યો હતો, અને તેમાં મહારાજા ૧૨–૧૩ વર્ષની ઉમરે અહીએ આવ્યા ત્યારથી તેમના વાપરમાં આવેલાં બૂટ તથા જોડા હતા. ન્હાની ઉમરે બેસતા આવતા જોડા તથા બૂટ સાથે કેમ લીધા એમ પૂછવામાં આવતાં જવાબ મળ્યો કે " મહારાજાને કયે વખતે કયા જોડા અગર બૂટનો ખપ પડશે તેની શી ખબર પડે તેથી ગમે તેવા પ્રસંગ માટે તૈયારી તરીકે આ બૂટ તથા જોડા હાજર રાખવામાં આવ્યા છે. " મહારાજા તરીકે નોકરચાકરના કાફલાથી ઘેરાઈને ફરવું સયાજીરાવને કંટાળાભર્યું લાગ્યું ને તેમણે ધીમે ધીમે આ પદ્ધતમાં ફેરફાર કરતાં, સ્વારીમાં ખૂબ ઓછાં માણસો તથા સાધનો લઈ જવાની પ્રણાલિકા શરૂ થઈ.

## રાનીપરજના સંપર્કમાં

૧૮૮૪ ના ઉનાળામાં નવસારી પ્રાન્તમાં ફરતાં સયાજીરાવ રાનીપરજના સંપર્કમાં આવ્યા. શરૂઆતમાં આ પ્રજા મહારાજાને જોઈ નાસવા લાગી; પણ મહારાજાનો સૌમ્ય ચહેરો જોઈ રાનીપરજ નજીક આવી અને સયાજીરાવે તેમની સાથે વાતચીત કરી તેમના સુખદુઃખ તથા જરૂરિયાતો સમજી લીધાં. તેમના શિક્ષણ માટે સોનગઢમા ધાણુકા વસતિગૃહ શાળા સ્થાપવામા આવી.

## નિરીક્ષણ માટે પ્રવાસ

શરૂઆતમા સયાજીરાવે અમદાવાદ, કલકત્તા, કાશી, અલ્લાહાબાદ, આગ્રા, ગ્વાલિયર, અજમેર, પૂના વગેરેનો પ્રવાસ કર્યો. તેમણે વડોદરા રાજ્ય બહારની જુદી જુદી સંસ્થાઓની મુલાકાત લીધી, જોવા જેવાં સ્થળો જોયાં તથા રાજ્યકારભારની જુદી જુદી પદ્ધતો, જુદાં જુદાં ખાતામાં કામ કરવાની બ્રિટિશ હિન્દની રીતનો થોડો પરિચય કરી લીધો, તથા વડોદરા રાજ્યમાં યાન્ત્રિક નોકરશાહીને બદલે જીવંત રાજાશાહી હોવાને લીધે કેવા ફેરફાર સાથે એ પદ્ધતોનો ઉપયોગ થઈ શકે તેની વિચારણા કરી ધીમે ધીમે અમલ કરવા માંડ્યો.

### અરજીઓ માટે ગોઠવણ

રાજાને સીધી અરજી કરવાની પ્રણાલિકાનો થોડો વખત અનુભવ લીધા પછી બધીજ અરજીઓનો નિકાલ મહારાજા જાતે કરી શકે એ અશક્ય જણાયું. તેથી સયાજીરાવે 'ખાનગી મંત્રી' ( Private Secretary ) અથવા 'હજુર કામદાર'ની જગા નિર્માણ કરી ફક્ત મહત્ત્વની બાબતોમાં મહારાજાને હકીકત સમજાવી હુકમ લેવા તથા બાકીની અરજીઓનો હજૂર કામદારે નિકાલ

કરવાનું ઠરાવ્યું. આ કામ નશેક વર્ષ પછી ૧૮૮૫ માં નાયબ દીવાનને સોંપાઈ ૧૮૮૬ માં દીવાન તરફ આવ્યું. તોપણ મહારાજાને કેટલાક સંજોગોમાં અરજીઓ લઈ પ્રજાનું મન સંતોષવું પડતું. જુદાં જુદાં ખાતાંના કામકાજ સાથે નીકળેલા સેંકડો નિયમ, ઉપનિયમ, વટહુકમ વગેરેનું એકીકરણ તથા વર્ગીકરણ કરવા ફરમાવી દરેક બાબતનો નિકાલ કયા ધોરણે થવો જોઈએ તે ધોરણોનો તેમાં સમાવેશ તેમણે કરાવ્યો. સયાજીરાવને 'ધોરણ' તથા 'પદ્ધત' માટે આગ્રહ હતો. આ એકીકરણ સિવાય રાજ્ય માટે કાયદા ઘડવા આ યુગમાં લો કમિટીઓ નિમાતી હતી.

## બોધપાઠ તરીકે સરકારી મિલ

૧૮૮૨ના મે મહિનામાં 'ધી બરોડા કોટન સ્પિનીંગ એન્ડ વીવીંગ મિલ્સ' સ્થાપન કરી પ્રજાને અર્વાચીન કારખાનાના ઉદ્યોગ તરફ વાળવા માટે સયાજીરાવે પદાર્થપાઠ આપ્યો. વડોદરા શહેર જૂની ગાયકવાડીમાં પણ ફક્ત તૈયાર માલ ગામડાંને પહોંચાડવાનું માત્ર દુકાનદારી વેપારનું ક્ષેત્ર હતું. અત્યારે અમદાવાદ તથા મુંબઈના મિલઉદ્યોગની હરીફાઈમાં વડોદરા ભાગ્યેજ ટકી શકે છે. વડોદરા રાજ્યના ઉદ્યોગીકરણમાં આ સરકારી સુતરાઉ કાંતવા વણવાની મિલની સ્થાપના એક મહત્ત્વનું સીમાચિન્હ છે અને છેક ૧૮૮૨માં ૧૯-૨૦ વર્ષની ઉમરે પણ સયાજીરાવ રાજ્યના વેપાર-ઉદ્યોગ માટે કેટલી ધગશ રાખતા હતા તેનું દર્શક છે. આ જ હેતુથી સરકારી મદદથી ૧૮૮૫ માં ગણદેવીમાં ખાંડનું કારખાનું કાઢવામાં આવ્યું તથા સરકારી શરાફી પેઢી સ્થપાઈ હતી.

## સરદાર તથા પછાતવર્ગ માટે કેળવણી

સરદારવર્ગ આમજનતા સાથે અર્વાચીન શિક્ષણ લેવા નારાજ

હોવાથી તેમને અર્વાચીન યુગના રાજકારભારમાં સહકાર આપવા માટે લાયક બનાવવા સારુ સયાજીરાવે એજ વર્ષમાં 'સરદાર સ્કૂલ'ની સ્થાપના કરી, તેમાં ઘોડેસવારી વગેરેનું શિક્ષણ આપવાની વ્યવસ્થા હતી. પરંતુ આ શાળાનો સરદારવર્ગે પૂરતો લાભ નહિ લેવાથી તે ૧૮૮૮ આખરે બંધ પડી. કોળી, વાઘેર તથા ઢેડ ભંગી વગેરેને મફત પ્રાંથમિક કેળવણી આપવા માટે ખાસ શાળાઓ ૧૮૮૨-૮૩ માં મહારાજા સયાજીરાવે કાઢી પછાત જાતો તથા હરિજન વગેરેને ભણવાના મફત સાધન સાથે કેળવણી આપવાની તથા તેમના ઉદ્ધારની નીતિની શરૂઆત કરી, અને નવસારી પ્રાન્તમાં બીજે વર્ષે ફરવા ગયા ત્યારે ત્યાંની રાનીપરજ માટે 'વસતીગૃહ શાળા' કાઢી એ નીતિનો કાયમને માટે સ્વીકાર કર્યાની ખાતરી આપી. જૂજ ઍંગ્લો-ઇંડિયન બાળકો માટે સર ટી. માધવરાવે જે ખર્ચાળ શાળા ચલાવી હતી તે સયાજીરાવે ૧૮૮૨-૮૩ માં બંધ પાડી. એમના શિક્ષણ માટે કાંપમાં જે શાળા નીકળે તેને મદદ આપવાનું ધોરણ નક્કી થયું. કેદીઓને અઠવાડિયામાં એક વખત નીતિ તથા સદ્વર્તન ઉપર ભાષણો આપવાની પ્રથા શરૂ કર્યાનો ઉલ્લેખ ૧૮૮૩-૮૪ ના વડોદરા રાજ્યના કારોબારી અહેવાલ ઉપરથી મળે છે. સામાન્ય પ્રજા માટે પ્રાથમિક કેળવણીની શાળાઓમાં દર વર્ષે વધારો થતો જ હતો.

## આજવા તળાવનું ખાતમુહૂર્ત

વડોદરા શહેરને સ્વચ્છ પાણીનું સુખ કરી આપવાનો અટપટો પ્રશ્ન સર ટી. માધવરાવના વખતમાં તથા તે પહેલાં ખંડેરાવના વખતમાં પણ વિચારાયો હતો, પણ નિર્ણય થઈ શકયો ન હતો. સયાજીરાવ ૧૮૮૩-૮૪ માં સાવલી તરફ ફરવા ગયેલા તે વખતે આ પ્રશ્નના ઉકેલનો રસ્તો સૂઝયો, અને સૂર્યાનદી તથા વાગળી નાળાનો વડોદરા શહેરથી લગભગ ૧૨॥ માઈલ ઉપર બંધ બાંધવાનો

તેમ જ પાણીને સ્વચ્છ કરવાના તળાવો બાધવાનો હુકમ આપ્યો આ યોજનામાથી આજવા વોટર વર્ક્સ ( સયાજી સરોવર ) ઉભા થયા વડોદરા શહેરને પચાસ વર્ષથી પાણીના નળ વાટે પાણી મળે છે અને સ્ત્રીઓને કૂવેથી પાણી લાવવા જે સખ્તી મહેનત કરવી પડતી હતી તેમાથી તેઓ ઉગરી ગઈ છે આ યોજનાનો યશ એક હિન્દી એન્જિનિયર જગન્નાથ સદાશિવને જાય છે મુબઈ સરકારના નિષ્ણાત પાણી એન્જિનિયર મિ રેનોલ્ડસે જગન્નાથ સદાશિવની યોજના વ્યવહાર્ય હોવાનુ જણાવ્યુ હતુ આજવા તળાવના વોટર વર્ક્સનુ ખાતમુહૂર્ત વડોદરાના રેસિડન્ટ વોટસનના પત્ની લેડી વોટસનના હાથે ૧૮૮૫ ના જાન્યુઆરીમા તા. ૮ મીએ થયુ. તે વખતે સયાજીરાવને વડોદરાના શહેરીઓએ માનપત્ર આપ્યુ હતુ તેના જવાબમા તેમણે ભાષણ કરતા જણાવ્યુ કે —

" આ યોજના, જેનો આરભ આજ તમે બધા જોઈ રહ્યા છો તે જાણી જોઈને વિશાળ પાયા પર રચવામા આવી છે. કે શ્રીમત ખડેરાવ મહારાજે દક્ષિણમાથી નર્મદામાથી પાણી લાવવાનો વિચાર કરેલા તમે કહો છો, તેમજ નિવૃત્ત થયેલા દીવાને મહીમાથી પાણી કેમ લાવવુ તે માટે પાવાગઢ પર્વતની તપાસ તથા પૃથ્વીના પડોની તપાસ કરાવ્યાનુ તમે જણાવો છો. છેવટે ચારે બાજૂના ગામડાની જમીનની તપાસ કરવામા આવી હતી, અત્યારે એક નાની સૂર્યા નદી આપણી હાજત પૂરી પાડશે એમ આપણને સમજાયુ છે હુ કહું છુ કે પૂરો વિચાર કરીને નમેો વિલબ કર્યો વિના વડોદરા શહેરની સુખાકારી માટે મોટામા મોટુ પગલુ આજે હુ ભરુ છુ "

## વડોદરા માટે મહેચ્છા

વડોદરા શહેર માટે પોતે શુ કરવા ધારે છે તે જણાવતા તેમણે કહ્યુ હતુ કે —

" રાજધાનીના શહેર વડોદરાને હું વ્યાપારનું કેન્દ્રસ્થાન બનાવી શકવાનો નથી અગર જો હું તેમાં થોડાં કારખાનાં કાઢી શકીશ ખરો, જેના ચિન્હ તરીકે હાલની સૂતરની મીલ પહેલું સૂચક નિશાન છે, છતાં વડોદરાની સ્થિતિ હું સુધારી શકીશ ને સુધારીશ પણ ખરો. આગળ જતાં આપણે ગટરો કરીશું, શહેરના બજારો અને રસ્તાઓ પહોળા અને સુખાવહ થશે, તેના સાર્વજનિક મકાનો મોટાં બનશે, અને વડોદરા શહેરમાં પ્રવેશ કરવાના માર્ગો ઘણા અને સરસ થશે, જો કે ખરી પ્રગતિનું કામ અતિશય ઉતાવળથી બગડવા દેવામાં નહિ આવે. "

સયાજીરાવે શરૂ યુવાવસ્થામાં વડોદરાને સુંદર તથા આરોગ્યમય બનાવવાના જે આદર્શો સેવ્યા હતા તે તેમણે જીવન અંદર ઘણે ભાગે પાર પાડયા હતા એમ આજનું વડોદરા જોનાર દરેક જણ કહેશે. વળી વડોદરા શહેરને તેઓ ગુજરાતમાં વેપારનું મોટું કેન્દ્ર બનાવી નહિ શકે એ વાતનું આટલી ન્હાની ઉમરે પણ તેમને ભાન હતું એ વાત તેમની દૂરદૃષ્ટિ સૂચવે છે.

## લશ્કરી ફેરફાર

' કન્ટિજન્ટ (આકસ્મિક) લશ્કર' સંબંધી સર. ટી. માધવરાવના વખતમાં કોલકરાર થઈ એ લશ્કર રાખવાની ફરજમાંથી મુક્તિ મળવાના બદલામાં સાર્વભૌમ સરકારને વાર્ષિક ૩॥। લાખ રૂપિયા આપવાની શરૂઆત ૧૮૮૪-૮૫ માં થઈ; અને એ લશ્કરને લીધે જે આશરે ૧૦ લાખનો ખર્ચ આવતો હતો તે પણ ઓછો થવા માંડયો. આ લશ્કરના માણસોની બેકારી ટાળવા તેમને લશ્કરમાં તેમ પોલીસમાં નોકરીએ લગાડવા બનતો પ્રયાસ થયો હતો.

ઓખામંડળમાં અગાઉ થયેલા વાઘેર બળવાને શમાવ્યા

પછી અશાંતિ ફરી ન ફાટી નીકળે તે માટે ત્યાં રાખવામાં આવેલી 'બોમ્બે નેટિવ ઇન્ફંટ્રી'ની પલટણને, શાંતિ પૂરતો કાળ ચાલુ રહેવાથી એ જ વર્ષમાં ઉઠાવી લેવામાં આવી.

## હિસાબી ખાતું જુદું પાડયું

મુલકી ખાતા સાથે હિસાબી તથા હિસાબ તપાસણી ખાતાં ૧૮૮૪–૮૫ સુધી જોડાયેલાં રહ્યાં હતાં. તેને લીધે રાજ્યના હિસાબ તથા તપાસણી અસંતોષકારક રહેતાં. તેથી સયાજીરાવે મુલકી ખાતાથી હિસાબી તથા હિસાબ તપાસણી ખાતું ( Accounts and Audit Department ) ૧૮૮૪–૮૫ માં જુદાં પાડવાનું ફરમાવતાં તેનો તુર્ત અમલ થયો.

## નોંધણી ખાતાની સ્થાપના

૧૮૮૫–૮૬ માં સયાજીરાવે નોંધણી ખાતાની સ્થાપના કરી અને મુલકી તથા ન્યાય ખાતાના કેટલાક અમલદારોનો આ ખાતાના કામકાજ માટે ઉપયોગ કર્યો. દેખરેખ અર્થાત વરિષ્ઠ ન્યાયાધીશી તરફ રાખવામાં આવી.

## 'બડોદા વત્સલ'નો જન્મ

આજ વર્ષમાં ડૉ. શિવાપ્પા મારફત શ્રી. દામોદર સાવળારામ યંદેએ મહારાજા સયાજીરાવની ઇચ્છાથી મુંબઈથી વડોદરે આવી 'બડોદા વત્સલ' શરૂ કર્યું હતું. ૧૮૯૨ ના અરસામાં સંચાલકો વચ્ચે મતભેદ થતાં શ્રી. યંદેએ 'શ્રી સયાજીવિજય', અંગ્રેજી, મરાઠી, ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાનું શરૂ કર્યું, અને સયાજીરાવે તેમનું મુદ્રણાલય ખુલ્લું મૂક્યું. આમ વડોદરા રાજ્યમાં પ્રથમ વર્તમાનપત્ર શરૂ કરાવવાનો યશ સયાજીરાવને જાય છે.

## સીદી સુલેમાનનું હુલ્લડ

એ જ વર્ષમાં પોતાને મર્હુમ મહારાજા ખંડેરાવના ચેલા ગણાવતા સીદી સુલેમાન અમીર તથા બીનાવે નિમણૂક અટકવાને લીધે રાજ્યની સત્તા સામે થતાં પોલીસ તથા લશ્કરની મદદથી સરકારને બળથી તેમને કબજે કરવા પ્રયત્ન કરવો પડયો. તેમા સામસામા ગોળીબાર થઈ બળવાખોરો માર્યા ગયા તેમ સરકારને પણ ખુવારી વેઠવી પડી. સિદ્ધપુર તથા વિસનગરમાં ધાર્મિક કારણોને લીધે હિન્દુ-મુસ્લિમ ઘર્ષણ થવાનો સંભવ હતો તે રાજ્યે વખતસર પૂરતા પગલાં ભરવાથી બંધ પડયો.

## મહાજનની હડતાલ

વડોદરા રાજ્યમાં નોંધણી ખાતાની સ્થાપના પછી ૧૮૮૮-૮૯ માં સ્ટેમ્પ એકટ નવેસર ઘડી અમલમા આનતા તે સામે પ્રખર વિરોધ દર્શાવવા વડોદરામા તેર દિવસ સુધી શાત હડતાલ પડી હતી. વડોદરા પ્રાંત તથા કડી પ્રાંતમા એ હડતાલનો ચેપ લાગ્યો, પરંતુ આ હડતાલ શાંતિભરી હોવાથી પોલીસને કાંઈ ખાસ પગલા ભરવા પડયા ન હતા. સયાજીરાવની સરકારે કુનેહથી પરિસ્થિતિ સંભાળી લીધી હતી.

## લોર્ડ ડફરીનની અંજલિ

૧૮૮૬-૮૭ મા વડોદરા રાજ્યની મુલાકાતે પહેલીવાર હિન્દુસ્તાનના ગવર્નર જનરલ તથા વાઈસરૉય આવ્યા તે વખતે લોર્ડ ડફરીન વાઈસરોય હતા તેઓ ૧૮૮૬ ના નવેમ્બરમા વડોદરે આવતા તેમના હસ્તે ' કાઉન્ટેસ ઓવ ડફરીન હૉસ્પિટલ ' નામનું ઇસ્પિતાલ ખુલ્લું મૂકવાની ક્રિયા મહારાજા સયાજીરાવે કરાવી હતી. તે વખતે તેમને અંજલિ અર્પતા લોર્ડ ડફરીને જણાવ્યું કે—

" Few cities and few States have ever made *greater progress* in *everything* which tends to ameliorate the social condition of their inhabitants than the city and State *over which your Highness so auspiciously* and benevolently rules "

ભાવાર્થ—આપ નામદાર જે શહેર તથા રાજ્ય પર ભલાઈથી કલ્યાણકારી રાજ્ય કરો છો. તેમાં પ્રજાની સામાજિક સ્થિતિ સુધરે એવી દરેક બાબતમાં જે પ્રગતિ કરવામાં આવી છે તેના કરતાં વધારે પ્રગતિ કોઈક જ શહેર કે રાજ્યમાં થઈ હશે. "

## નામાંકિત પરોણા વડોદરાની મુલાકાતે

આજ વર્ષના ( ૧૮૮૭ ) ફેબ્રુઆરી મહિનામાં મહારાણી વિક્ટોરિયાના રાજ્યાભિષેકનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો હતો તથા તેમના પુત્ર ' ડયુક ઑવ કોનૉટ ' વડોદરાની મુલાકાતે આવ્યા હતા, જેમનો રાજાની હાથથી સત્કાર કરવામાં આવ્યો હતો. ૧૮૮૮ ના ફેબ્રુઆરીમાં મહીસુરનરેશ ચામરાજેન્દ્ર વડીયારે વડોદરાની મુલાકાત લીધી હતી. તેના સ્મરણાર્થે ન્યાયમંદિરથી રાજમહેલ સુધીના રસ્તાને તેમનું નામ આપવામાં આવ્યું હતું.

## મુનસફોને ફોજદારી ન્યાય સોંપાયો

ન્યાય તથા કારોબારી કામ જુદું પાડવાનો અખતરો ૧૮૮૬ માંજ સયાજીરાવે કેટલાક તાલુકામાં શરૂ કર્યો અને ફોજદારી ન્યાયનું ત્રણ ચતુર્થાંશ કામ વહીવટદારો પાસેથી ખેંચી લઈ મહાલ ન્યાયાધીશોને ફોજદારી ન્યાયાધીશના અધિકાર આપી સોંપ્યું, તે પહેલાં

સગીરવહીવટ દરમ્યાન દીવાની કામ મુલકીખાતેથી કાઢી લઈ સ્વતંત્ર ન્યાયખાતું સ્થાપી મુનસફોને સોંપાયેલું હતું.

## શિક્ષકો માટે તાલીમ સંસ્થા

દેશી કેળવણીખાતું ઉત્તરોત્તર વિકાસ પામે એવા પાયા પર ૧૮૮૪–૮૫ માં મુકાયું હતું, અને તેથી પ્રાથમિક કેળવણીની શાળાઓમાં સાલોસાલ વધારો થઈ રાજ્યની પ્રજાને કેળવવાની પ્રવૃત્તિ વૃદ્ધિ પામતી રહી હતી. આ શાળાઓ માટે તાલીમ પામેલા શિક્ષકો મેળવવા માટે 'ટ્રેનીંગ સ્કૂલ'ની સ્થાપના બીજે વર્ષે થઈ હતી, તેમ, તાલીમ પામેલી 'શિક્ષિકા'ઓ મેળવવા માટે વડોદરા શહેરમાં સરકારી ગુજરાતી કન્યાશાળા નં. ૧ સાથે 'સ્ત્રીઓ માટે તાલીમવર્ગ' જોડવામાં આવ્યો હતો. પુરુષ શિક્ષકો માટે કાઢેલી પુરુષ અધ્યાપનશાળાને ખેતીવાડીશિક્ષણનો વર્ગ પણ જોડવામાં આવ્યો હતો.

## વિશિષ્ટ શાળાઓ

રાજ્યમાં આ અરસામા ગાયનશાળાઓ, છોકરાઓ માટે 'સ્વયંપાક' શાળા ( જે પછીથી બંધ પડી હતી. ), સંસ્કૃત શાળાઓ પણ અસ્તિત્વમાં હતી. શાળામાં ન જઈ શકે એવી મોટી ઉંમરની સ્ત્રીઓ તથા છોકરીઓ માટે થોડા 'ઝનાનાવર્ગ' પણ ચાલતા હતા.

## ફરજિયાત કેળવણીની શરૂઆત

૧૮૯૨ માં સયાજીરાવે ફરજિયાત મફત પ્રાથમિક કેળવણીના અખતરાની શરૂઆત અમરેલી મહાલમાં થોડા ગામમાં કરી, તેમાં સફળ થતાં આખા તાલુકાને તેનો લાભ આપ્યો અને દેશી કેળવણી-

આતાનો વિકાસ થતો જતાં ૧૯૦૬ માં આખા રાજ્યમાં આ યોજના અમલમાં મૂકવાની ભૂમિકા રચાઈ.

## કેળવણી નીતિનાં ધોરણો

ફરજિયાત કેળવણીનો અખતરો કરતાં પહેલાં ૧૮૮૫ માં વડોદરા હાઈસ્કૂલ–કૉલેજના ઇનામ સમારંભ વખતે ભાષણ કરતાં સયાજીરાવે કહ્યું કે (૧) દર વર્ષે ૩૦ નવી દેશી કેળવણીની શાળા કાઢવી, (૨) શાળાના મકાનો માટે વાર્ષિક ૬૦ હજાર રૂપિયાનો ખર્ચ કરવો, (૩) દરેક વિભાગની મુખ્ય શાળામાં વિદ્યાર્થીઓને અભ્યાસક્રમમાં આવતી વસ્તુઓ ઓળખાવવા શાળાપદાર્થ–સંગ્રહાલય રાખવું, (૪) કન્યાશાળાઓમાં બનતાં સુધી શિક્ષિકા તરીકે સ્ત્રીઓને જ રાખવી તથા સ્ત્રીશિક્ષણનો વિકાસ કરવો, (૫) સમાજના છેલ્લા થર સુધી કેળવણી પ્રચારવા તજવીજ કરવી, (૬) વિદ્યાર્થીઓના નૈતિક તથા શારીરિક શિક્ષણ પર લક્ષ આપવું, (૭) ઔદ્યોગિક શિક્ષણની શાળા માટે ગોઠવણ કરવી, (૮) વિદ્યાર્થીઓ માટે નવીન વાચનમાળા તૈયાર કરવી, (૯) અંગ્રેજી ભાષામાંથી દેશી ભાષામાં ઉત્તમોત્તમ ગ્રંથોનાં ભાષાંતરો કરવાં તથા તે માટે વિદ્વાનોને નીમવા. તથા (૧૦) બને તેટલાં વાચનાલયો સ્થાપન કરવાં. આ ઉપરાંત રાજ્ય તરફથી શિષ્યવૃત્તિઓ વગેરે પણ ઉદારતાથી અપાતી હતી. ભવિષ્યમાં સયાજીરાવે કેળવણીના ક્ષેત્રમાં જે સિદ્ધિ મેળવી તેનાં મૂળ આ નીતિમાં છે.

## વૈદકીય શિક્ષણને ઉત્તેજન

૧૮૮૮–૮૯ માં પાશ્ચાત્ય વૈદકીય કેળવણીને ઉત્તેજન આપવા મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં ' પ્રોફેસર ઑવ થીરૉપ્યુટિક્સ ' ના પગારનો ખર્ચ ત્રણ વર્ષ માટે આપવા મહારાજાએ માગણી

કરી, અને તેમની ઇચ્છાનુસાર તે હિન્દી વૈદ્યકીય દવાઓનું સંશોધન કરે એવી ગોઠવણ સાથે મુંબઈ સરકારે એ માગણી સ્વીકારી અને એ પ્રોફેસરને 'એડિશનલ પ્રોફેસર ઓવ ક્લિનિકલ મેડિસિન એન્ડ ફાર્મેકોલોજી'ની સંજ્ઞા આપી.

## સમાજ સુધારાની શરૂઆત

ગૂજરાતના લેઉઆ પાટીદારોમાં લગ્ન પ્રસંગે લખલૂટ ખર્ચ કરવાની કુરૂઢિ દૂર કરવા માટે આ વખતે એ ખર્ચ મર્યાદિત કરવાના નિયમો થયા. તે ૧૮૮૮ ના ફેબ્રુઆરીમાં ડાકોરમાં મળેલી પાટીદાર જ્ઞાતિની વિરાટ સભાએ કબૂલ રાખ્યા અને બ્રિટિશ હિન્દમાં કાયમનું સ્વરૂપ આપવા વિનંતી કરવામાં આવી અને અંગ્રેજ સરકારે તે મંજૂર કર્યા. વડોદરા રાજ્યના લેઉઆ પાટીદારોનો મોટો ભાગ આ નિયમની તરફેણમાં હોવાથી વડોદરા રાજ્યે એ નિયમને મળતા નિયમ પસાર કર્યા.

## રાહદારી જકાત ગઈ

૧૮૮૭ માં રાહદારી જકાત ( transit duties ) રાજ્યમાંથી રદ કરી વેપારમાં પડતી કેટલીક મુશ્કેલી દૂર કરવામાં આવી, તથા કાઠિયાવાડમાં કેટલાક તાલુકામાં ૧૫ થી ૨૦ વર્ષ માટે જમીનની માપણી કરી રોકડ આકાર ઠરાવી ભાગબટાઈ વહીવટ બંધ કરવામાં આવ્યો. પ્રથમ જે આકાર લેવાતો તેમાં થોડો ઘટાડો કર્યો હતો.

## બ્રિટિશ શાહજાદા આવ્યા

તા. ૧૩ મી માર્ચ ૧૮૯૦ ના રોજ 'પ્રિન્સ ઓલ્બર્ટ' વકટર

ક્રિશ્ચિયન એડવર્ડ ઓવ વેલ્સ ' વડોદરાની મુલાકાતે આવતાં તેમનું બાદશાહી સન્માન થયું હતું તથા ભવ્ય કાર્યક્રમ તથા ખાણું ( Banquet ) રખાયાં હતા.

## લૉર્ડ રેનું આગમન

મુંબઈના ગવર્નર લૉર્ડ રે તથા તેમની પત્ની વિલાયત સિધાવતાં પહેલા ૩૦–૧૨–૧૮૮૯ ના રોજ વડોદરાની જાહેર મુલાકાતે આવ્યાં. તેમનું સયાજીરાવે ભાવભીનું સ્વાગત કર્યું. લૉર્ડ રેએ ખાણા વખતે લેવાયેલી સલામતીનો જવાબ વાળતાં સયાજીરાવની કારકિર્દીમાં પૂરા થયેલા, થવા આવેલા તથા હાથ પર લેવાયલા શિલ્પ કળાના નમૂનારૂપ લક્ષ્મીવિલાસ રાજમહેલ, ડફરીન હૉસ્પિતાલ, સુધારાવધારા સાથે સયાજીરાવને ગમતો મકરપુરા રાજમહેલ તથા બાગ, ચિમનાબાઈ માર્કેટ, મ્યુઝિયમ, કોલેજનો ઉલ્લેખ કરી, રેલવે વિસ્તારની નીતિને વખાણી તથા આજવા વૉટર વર્કસને સંભારી ગટર યોજના અમલમાં મુકવાની આશા દર્શાવી હતી, તથા રૈયતવારી મુદતબંધી જમીન મહેસૂલ આકારણીની પદ્ધત દાખલ કરી તેનો બોજો આશરે દશ ટકા ઘટાડી તેની ખોટ કરમુક્ત બારખળી જમીન પર અમુક પ્રમાણમાં આકાર લાગુ પાડી થોડે ઘણે અંશે મેળવી જમીન મહેસૂલનું ભારણ પ્રજા ઉપર વધારે ન્યાયયુક્ત રીતે પ્રસારવા માટે ફ્લોપર વિચાયત ગયેલા મિ. ઇલિયટને સંભારી મહારાજાને મુબારકબાદી આપી હતી. વડોદરામાં ખેતીના શિક્ષણ માટે પ્રો. વોલ્કેસના શિષ્ય પ્રોફેસર મિડલટનને આણવામાં આવ્યો હતો, તેને હિન્દી ખેતીનું અનુભવથી જ્ઞાન મેળવી ભણાવવા સલાહ આપી. સયાજીરાવની ગૃહસ્થ તથા સમાજના ઘટક તરીકેના ગુણો માટે તારીફ કરી હતી.

## કલાભવનની સ્થાપના

હુન્નર ઉદ્યોગનું શિક્ષણ દાખલ કરવાનો પ્રશ્ન ૧૮૮૬ થી વિચારાતો હતો ને હુન્નરશાળાની યોજના તૈયાર કરવા ૧૮૮૮ના નવેમ્બરમાં એક કમિટી નિમાઈ, વડોદરા કોલેજના એક પ્રોફેસર ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર એમ. એ. બી. એસ.સી. ને શાળાની જુદી જુદી શાખા માટે અભ્યાસક્રમ ઘડી કાઢવાનું કામ સોંપાયું. દેશી ભાષા મારફત આ શિક્ષણ આપવાની યોજના હતી.

કમિટીએ તૈયાર કરેલી યોજના રજૂ થતાં તા. ૨૫ મી માર્ચ ૧૮૯૦ ના રોજ મહારાજા સયાજીરાવે ફરમાવ્યું કે રાજ્ય તરફથી વડોદરામાં કલાભવન સ્થાપવું. તેમા હાલ તુર્ત ડ્રૉઈંગ ( આલેખન કળા ), રંગાટ, કાપડ નિખારવાની કળા ( bleaching ), કાપડ પર નમૂના છાપવાની કળા ( calico-printing ) તથા સુતારકામ શીખવવું. આ મધ્યસ્થ શાળા ઉપરાંત અમદાવાદ તથા સુરતમાં જે પ્રકારની ઉપયોગી શાળા મિ. ગજ્જરની દેખરેખ નીચે નિકળવાની હતી તે પ્રકારની રંગાટ શાળાઓ પ્રાંતોમાં કાઢવી ને સુતારકામનો પ્રત્યક્ષ અનુભવ આપતા કારખાના ( વર્કશૉપ )નો ઉપયોગ ખાનગી ખાતા સાથે મંત્રણા કરીને કરવો. ખેતીવાડી શાળાને કલાભવન સાથે જોડવામાં આવી. તે સિવાય શિક્ષકોને તાલીમ આપતી શાળા પણ આ શાળાને જોડવાનું ઠર્યું.

આ મધ્યસ્થ સંસ્થા ( કલાભવન ) તથા પ્રાંતોમાં સ્થપાનારી રંગાટશાળાઓની વ્યવસ્થાનું તમામ કામ મિ. ગજ્જરને કોલેજમાંથી છૂટા કરી સોંપવું. ગજ્જરને આ સંસ્થાઓના વિકાસ માટે બજેટની રકમની અંદર ફાવે તે ખર્ચ કરવાની મુખત્યારી મહારાજાએ સોંપી.

૧૮૯૦ ના મે આખેર દી. બ. મણિભાઈ જશભાઈ દીવાન

થયા પછી તા. ૧૨ મી જૂન ૧૮૯૦ ના હુકમથી કાચ બનાવવાની કળા અભ્યાસક્રમમાં ઉમેરવામાં આવી.

આ હુકમ મુજબ કલાભવનની સ્થાપના થતાં તેમાં દાખલ થવા પહેલેજ વર્ષે ૮૪૧ જણ પ્રવેશ પરીક્ષામાં બેઠા અને ૨૪૨ ને દાખલ કરવામાં આવ્યા. આ કલાભવનનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો છે ને તેમાં શિલ્પકળા, સિવિલ એન્જિનિયરીંગ, મિકેનિકલ એન્જિનિયરીંગ, ઈલેકટ્રીક એન્જિનિયરીંગ, ચિત્રકળા, સ્થાપત્ય, વેપારી શિક્ષણ, વણાટ, કેટલાક રસાયણ હુનરો વગેરે શાખાઓ ઉમેરાઈ છે.

કલાભવન માટે સરદારશાળાનું મકાન સુધારાવધારા સાથે વાપરવા અપાયું, અને વર્કશોપ માટે નજરપાગા મળી અને વસતિગૃહ માટે જૂની પુરુષ શિક્ષણપદ્ધતિશાળાનું મકાન સોંપાયું.

પ્રોફેસર ગજ્જરે કલાભવનના વડા તરીકે, ૧૮૯૬ના જુલાઈમાં તેઓ વડોદરા રાજ્યની નોકરી છોડી ચાલ્યા ગયા ત્યાંસુધી, સુંદર કામ કર્યું તથા સંસ્થાના વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષામાં ઉપયોગી થાય એવાં વૈજ્ઞાનિક પુસ્તકો લખી-લખાવી 'જ્ઞાનમંજૂષા' માળામાં પ્રગટ કર્યાં.

## આજવા વોટર વર્કસ ખુલ્લાં મુકાયાં

સયાજીરાવે તા. ૨૯ મી માર્ચ ૧૮૯૨ ના રોજ આજવા તળાવના પાણીના બાંધકામ ખુલ્લાં મૂકતાં, દીવાન મણિભાઈ જશભાઈએ શહેરીઓની ઇચ્છાથી રાજ્યના પ્રજાજન તથા દીવાન તરીકે આજવા તળાવનું નામ 'સયાજી સરોવર' રાખવા પરવાનગી આપવા વિનંતિ કરી હતી.

## સયાજીરાવનું સિંહાવલોકન

સયાજીરાવે વડોદરા શહેરને પાણી આપવાની ક્રિયાનું મુહૂર્ત કરતાં આ પાણીના બાંધકામને 'સયાજી સરોવર' નામ આપવાની વિનતિ સ્વીકારી હતી, તથા ૧૮૮૧ આખરથી ૧૮૯૨ સુધીમાં તેમણે કરેલા સુધારાનું તથા કરવા ધારેલી પ્રગતિનું સર્વાંગીણ સિંહાવલોકન કર્યું હતું. તે ઉપરથી જણાય છે કે આ મુદ્દત દરમ્યાન રેલવેનો વિસ્તાર ૧૧૮ માઈલ થયો હતો તથા પાટણ, સિદ્ધપુર, ખેરાળુ, વડનગર, વિસનગર, મહેસાણા, કલોલ પેટલાદ, વડોદરા, ડભોઈ, સંખેડા, કરજણ, નવસારી તથા ગણદેવી રેલવેજોડાણથી સંકળાઈ ગયા હતા. લક્ષ્મીવિલાસ રાજમહેલ, તથા સુંદર બાગ સાથે મકરપુરા મહેલ મહારાજાના ઉપયોગ માટે મોજૂદ હતા. બરોડા કોલેજ, મોટું ઇસ્પિતાળ, સુરસાગર પર આવેલી ઊંચા મિનારાવાળી શાળા, ભવિષ્યમાં બંધાનારું ચીમનાબાઈ માર્કેટ (જેનું પાછળથી ન્યાયમંદિરમાં રૂપાન્તર થયું), કમાટીબાગમાં આવેલું મ્યુઝિયમ, બીજી ન્હાની મોટી કચેરીઓ અને ઓફિસો (જે બંધાવાની હતી) આ બધા ઇજનેર ચીઝોમની બુદ્ધિના સ્મારક હતા. શહેરના રસ્તા પહોળા કરવાની યોજનાઓ પરિપક્વ થઈ હતી. પરંતુ તેઓ "આપણા જીવન અને આરોગ્ય માટેની સૌથી પહેલી હાજરી સ્વચ્છ પાણી" પ્રજાને જોઈએ તેટલું આપવા માગતા હતા તથા આરોગ્યશાસ્ત્રાનુસાર સુધારા કરવા માગતા હતા. આ ઇચ્છાને અનુસરીને વડોદરા શહેર માટે આજવા વૉટર વર્ક્સદ્વારા શહેરને સ્વચ્છ પીવા લાયક પાણી પૂરું પાડવામાં આવ્યું. ગામગામડે કૂવા હવાડા તથા આરોગ્યરક્ષણ માટે યોજના મંજૂર કરી અમલમાં મુકાઈ. આરોગ્યરક્ષણ તથા શારીરિક સ્વાસ્થ્ય માટે રાજ્યે કરેલી ગોઠવણમાં પ્રજાનો તેમણે સહકાર માંગ્યો કેળવણી તથા લોકોન્નતિ માટે લીધેલા પગલા વર્ણવતા તેમણે પોતાના ભાષણમાં જણાવ્યું કે —

## કેળવણી

" વડોદરા શહેરમાં અને ઘણે ભાગે મોટાં કસ્બાઓમાં ઘણી શાળાઓ સ્થપાઈ ચુકી છે. તેમાંની કેટલીક તો ઊંચા ધોરણો શીખવે છે. આપણી કોલેજ બી. એ. અને બી. એસ. સી. નો અભ્યાસ કરાવે છે. હુન્નર તથા કારીગરી શીખવવા માટે, ખેતી શીખવવા માટે, કાયદા શીખવવા માટે અને સંગીત શીખવવા માટે સંસ્થાઓ ખોલવામાં આવી છે. નવાં પુસ્તકો લખાય છે અને ભાષાંતરો કરાવવામાં આવે છે. આપણે માત્ર એકલા વિસ્તારનો જ વિચાર કરતા નથી. થોડા પસંદ કરેલા વિદ્યાર્થીઓને ઊંચા શિક્ષણ માટે આપણે યુરોપ મોકલવાની પ્રથા રાખી છે તેથી પણ ઉપરની વાત સિદ્ધ થાય છે. પણ મારે કહેવું જોઇએ કે કન્યાશાળાઓની સંખ્યા વધ્યા પછી ખરેખરા ખેડૂત વર્ગમાં પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કરવો ને ખાસ કરીને બક્ષીસો અને લાલચો આપીને પણ તે શિક્ષણનો લાભ મારી પ્રજાના દલિત વર્ગોને આપવો એ વિષય મારા હૃદયને જેટલો ઉપયોગી ને મહત્ત્વનો લાગે છે તેવો એકે બીજો વિષય નથી. થોડા જ વખત ઉપર મેં વચન આપ્યું છે કે જે ગામ ૧૬ છોકરાંની નિયમિત હાજરી રાખવા તૈયાર હશે તે ગામના શિક્ષકને સારી મદદ મળશે અને બાળકોને પુસ્તક તથા સામાન મફત આપવામાં આવશે. આ મદદનો લાભ મારી પ્રજાથી જેટલો લેવાય તેટલો તેણે લેવાનો છે. મને એવી ખબર આપવામાં આવી છે કે છેલ્લા બે માસમાં ૧૨૮ ગામડાંમાં નાની નાની શાળાઓ સ્થપાઈ છે. આ પ્રવૃત્તિ હજી આરંભની દશામાં છે. નવીન શાળાઓ ઊઘાડવાની માગણીઓ અનેક દિશામાંથી આવે છે. મારી એવી મરજી છે અને હું એવી આશા રાખું છું કે સેંકડો ગામડાંઓ બુદ્ધિપૂર્વક પોતાની પ્રગતિ સાધે."

## ગામ વહીવટ

" પટેલોની આગેવાની નીચે અને પંચોની મદદ વડે

ગામડાંનો સમાજ નવીન ચેતન મેળવે એ ઉદ્દેશથી અને સ્વાશ્રયને ઉત્તેજન આપવા સારૂ મેં હુકમો આપ્યા છે. આખાં રાજ્યમાં પટેલોના પગાર એક સરખી રીતે વધારવામાં આવ્યા છે. ગામ જે મહેસૂલ સરકારને આપે છે તે રકમના ૪ ટકા ગામના રક્ષણ માટે મુકરર કરી આપવામાં આવ્યા છે. આ બધા હુકમો અને એના જેવા જ બીજા નિયમોથી તેમજ દેવસ્થાન ફંડમાંથી દરેક ન્યાતને મળવાની રકમ નક્કી થવાથી રાજ્યશાસન સારુ, સલામત ને મદદગાર પ્રવૃત્તિવાળું થશે. પણ યાદ રાખવાનું છે કે સરકારની મદદને પણ મર્યાદા હોય છે. તે જે મદદ આપે તેનો સારો ઉપયોગ કરવાનું તમારા જ હાથમાં છે."

## જમીન મહેસૂલમાં સુધારા

"મને ખબર છે કે શારીરિક અને માનસિક વિકાસ તથા સ્વાશ્રયની લાગણી જ્યાં સુધી રાજ્ય તરફથી લેવાતા કરનો બોજો અસહ્ય હોય ત્યાં સુધી થઈ શકે નહીં, તેથી કરવેરાની એકંદર માગણીની રકમ ઘટાડવાનું, તેને ન્યાય પુરઃસર ફાળવવાનું, મોટી સંખ્યાને માથે તેનો ભાર વહેંચી નાંખવાનું તેમજ તેની આંટીઘુંટીઓ કાઢી નાંખવાનું કામ મારૂં છે, જેથી દરેક કર ભરનાર અને સરકાર એકબીજાને ઓળખે ને દરેકે કેટલી રકમ ને કયા કારણે ભરવાની છે તે જાણે. તેથી જ હમણાં જે સરકારી ગામોની માપણી કરી આકાર નક્કી કરવામાં આવ્યા છે તે કરવામાં મેં પ્રથમના કરતાં ૧૦ થી ૫૦ ટકા અને તેથી પણ વધારે ટકાનો ઘટાડો કર્યો છે. તેટલા જ કારણથી મેં ઇનામી ગામોને પરભાર્યા વહીવટનાં ગામોના ધારણ કરનારાઓની પાસેથી મહેસૂલમાં ફાળો માંગ્યો છે અને તેમની સનદ તાજી કરી આપવાનું કહ્યું છે જેથી તેમની સ્થિતિ વધારે સુરક્ષિત થાય. તે જ પ્રમાણે ખેતી નહીં

કરનારાઓએ શું આપવું તે નક્કી કરવાનો મારો ઇરાદો છે. આ જ કારણથી મેં એકી કલમે ખેડૂતોની ૨૩ લાખ રૂપિયાની બાકી માંડી વાળી છે અને તે જ કારણથી સરકાર અને મારી પ્રજા વચ્ચે કેટલીક જમીનના વહીવટ અને આકાર માટે પચીશ વર્ષોથી જે હજારો ઝગડા ચાલતા હતા તે ઝગડાઓનો મેં અંત આણ્યો છે."

"આમ આપણે બધા-હું ને મારી પ્રજા-નવીન જીવન શરૂ કરીએ છીએ. દરેક માણસ પોતાની પાસે સરકાર શું માગે છે તે જાણી શકશે; કારણ કે તેનાં કારણો સ્પષ્ટ અને ઉઘાડી રીતે જણાવેલાંજ હશે. આ કામ કરવામાં જે મહત્ત્વની મદદ મિ. ઇલિયટે કરી છે તે માટે મારે તેમનો અત્રે આભાર માનવો ઘટે છે."

### કાયદા પ્રસિદ્ધ થશે

"હું ફરીથી કહું છું કે તમામ કાયદાઓ પ્રસિદ્ધ કરી હું મારી પ્રજાને મારા વિશ્વાસમાં લેવા માગું છું જેથી તેઓ તે કાયદા વાંચે અને તેની ચર્ચા કરે. હું કબૂલ કરૂં છું કે થોડા વખત ઉપર મેં જે ફેરફાર કર્યા છે તેને લીધે ક્ષણિક ખૂમાટ, ગરબડ અને અસંતોષ ઊભો થયો છે; પણ મને આશા છે કે વખત જતાં તે બધું શમી જશે અને લોકોને સંતોષ થશે. હું કબૂલ કરૂં છું કે સારી રીતે રાજ્ય કરવાના માર્ગ શોધવા ઘણી દિશામાં સરકાર હજી અંધારામાંજ ફાંફાં મારે છે. પણ ધીરજ રાખો. હાલ શું થઈ રહ્યું છે તેની કીંમત યોગ્ય સમયે થવા દ્યો. હું તમને ખાત્રી આપું છું કે મારા બધા પ્રયત્ન મારી પ્રજાને સ્વતંત્ર તથા આબાદ બનાવવા માટેજ છે તેમજ રાજ્યકારભારના યંત્રને સુધારવા માટેજ છે.

### કરવેરા ગયા

"તમે બધા જાણો છો કે ગયે વર્ષે રવાનગી જકાત તદ્દન

કાઢી નાખનામા આવી છે, આમદાની જકાત પણ થોડીજ વસ્તુઓ ઉપર લેવાની રાખી છે અને કેટલા બધા નાના વેરા રદ કરવામા આવ્યા છે "

## આર્થિક ઉન્નતિ

" તમારામાના કેટલાક જાણતા પણ હશે કે ઇનામદારો અને બીજા કેટલાકના દેવા ફેડવાની યોજના હુ કરવાનો છુ એનો નિયમ હમણા જ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે બીજાઓ પણ જોઈ શકતા હશે કે સરકારી પેઢી શા શા પ્રયત્ન કરી રહી છે ને તગાવી કેવી છૂટથી આપવામા આવે છે આ અને એવાજ બીજા પ્રયત્નો તમને દુ ખમાથી મુક્ત કરવા માટે છે. તમને સુખી અને સમૃદ્ધ બનાવવા માટે મે કાસ વગેરેથા પાણીના નીકાસની યોજનાઓ કરી છે અને કરૂ છુ આપણા જગનોનુ રક્ષણ કરવા, ખેતીના પ્રયોગો વધારવા અને પૃથ્વી માતા પોતાના પેટમા જે દ્રવ્ય સતાડી રાખે છે તે શોધી કાઢવા હુ પ્રયત્નો કરૂ છુ "

## સત્તાની વહેચણી

" રાજતત્રની બાબતમા પણ મારે કબૂલ કરવુ જોઈએ કે હુ મારી સત્તા વહેચવા અને વહેચેલી સત્તાના ઉપયોગ તરફ નજર રાખવા બ્હીતો બ્હીતો પણ પ્રયત્ન કરૂ છુ, નાના દાવાની કોર્ટની સ્થાપના, દીવાની ફોજદારી કામો માટે યુગલની પદ્ધતિ, કારોબારી કામ કરનારાઓની ઇન્સાફી કામમાથી મુક્તિ અને પચાયતો–એ બધી બાબતો ગન્ય કારભાર સુધારવાના મારા પ્રયત્નો છે **આપણે સુધારાના ઉમરા ઉપર હજી ઉભા છીએ** નભાવી લેવાય એવા કારભારમા પણ હિસાબની ચોકસાઈ પાયારૂપ છે. હિસાબ વ્યાપારી પદ્ધતિના તથા વ્યવહારોપયોગી હોવા જોઇએ

આ બાબતમાં સુધારાને અવકાશ છે. અને કદાચ અણ્ણા ભીવરાવની મદદથી તે આપણે કરી શકીશું; કારણ કે ખાસ કરીને આપણે આપણી ત્રુટિઓ બાબુ રજનીનાથ રૉયને જણાવી દીધી છે. તેમણે ઇલાજો સૂચવ્યા છે અને આપણે તેમનો આભાર માનવો જોઈએ; પણ ભવિષ્યમાં સારું કામ થાય તે માટે અત્યારથી જ આપણી નેમ ઉંચી હોવી જોઇએ. આપણે શિથિલતા કાઢી નાંખી ચંચળતા રાખવી જોઇએ, વધારે હીંમત બતાવવી જોઇએ, વધારે સખત શિસ્તનો સ્વીકાર કરી તેને અમલમાં મૂકવી જોઇએ, અને વધારે. સાર્વજનિક જુસ્સો રાખવો જોઇએ. ત્યારે જ આપણી પ્રગતિની નદી શાંતિથી અને પવિત્રતાથી વહેશે અને જેમ આ આજવાનું પાણી આપણા મ્હોં સાફ કરે છે, આપણા શરીર મજબૂત બનાવે. છે અને આત્માને આનંદ આપે છે તેમ તે પ્રગતિની નદીનો. સ્વચ્છ પ્રવાહ તમામ ઘરમાં પહોંચશે."

## ક્ષમ્ય મગરૂબી

સુરાજ્ય તથા રાજ્યકારભારને અંગે જુદાં જુદાં ક્ષેત્રમાં સયાજીરાવે ૧૮૯૨ સુધીમાં કેટલી પ્રગતિ કરી હતી તથા તેઓ શું કરવાના આદર્શ સેવતા હતા તેનો તેમના ક્ષમ્ય મગરૂબીભર્યા, યુવાવસ્થાને શોભતા સુંદર ભાષણ ઉપરથી અચ્છો ખ્યાલ આવે છે.. સર્વે–સેટલમેન્ટ ખાતાની પુનર્ઘટના થઈ જમીનની માપણી તથા મુદતબંધી આકાર ઠરાવવાને લીધે તથા બારખળી ખાતાની પ્રવૃત્તિને લીધે કરવેરાના ભારણમાંથી આમપ્રજાને કેટલીક રાહત મળી તે માટે સયાજીરાવે પોતાના ગુરૂ ઇલિયટને જે અંજલિ અર્પી હતી તે ગેરવાજબી ન હતી.

તેમણે પોતાના ભાષણમાં નવાં પુસ્તકો તથા ભાષાંતરો કરાવવા કરેલી યોજનાનો જે ઉલ્લેખ કર્યો છે તે મરાઠીમાં રાષ્ટ્રકથામાળા.

મહારાષ્ટ્ર કથામાળા, વિવિધ વિષયક ગ્રંથમાળા, ક્રીડામાળા તથા ગુજરાતીમાં 'શ્રી સયાજી જ્ઞાનમંજૂષા'માળા તથા 'પ્રાચીન કાવ્યમાળા' વગેરેને ઉદ્દેશીને છે. તે વખતે દેશી કેળવણી ખાતાના વડા શ્રી. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા હતા; તેમના તથા ખાનગી ખાતાના સહકારથી આ સાહિત્યસેવા થતી હતી. વડોદરા રાજ્યની સરકારી ભાષા મરાઠી હતી તે રાજા સર ટી. માધવરાવે સૂચવ્યા પ્રમાણે સયાજીરાવે બંધ પાડી રાજ્યની પ્રચંડ બહુમતી પ્રજાની માતૃભાષા ગુજરાતીને ઈ. સ. ૧૮૯૩ માં રાજ્યભાષા તરીકે ખાનગી તથા લશ્કરી ખાતાં સિવાય બીજાં ખાતાં માટે દાખલ કરી. સયાજીરાવની આ સેવા ગુજરાતની પ્રજા કદી નહિ ભૂલે.

## હજૂર ન્યાયસભા સ્થપાઈ

ના. વરિષ્ઠ ન્યાયાધીશી (હાઈકોર્ટ)ના ઠરાવ ઉપર મહારાજા તરફ વિવાદ કયારે થઈ શકે તે ઠરાવી તે સાંભળવા સયાજીરાવે 'હજુર ન્યાયસભા'ની સ્થાપના કરતાં હજુર વિવાદ સંબંધે નિયમ ૧૮૯૩ માં પસાર કર્યો, આ 'હજુર ન્યાયસભા' બ્રિટિશ હિન્દની હાઈકોર્ટોના ઠરાવો ઉપર અપીલ સાંભળવા બેસતી 'પ્રિવી કાઉન્સિલ'ના અનુકરણમાં સ્થાપવામાં આવી છે. જ્યારે બ્રિટનની પ્રિવી કાઉન્સિલના ઠરાવ સલાહના રૂપમા છતાં રાજસત્તા જેવા ને તેવા મંજૂર રાખે છે ત્યારે વડોદરા રાજ્યની 'હજુર ન્યાયસભા' ની સલાહ ઔપચારિક રીતે હમેશ મંજૂર ન થતાં કેટલીક વખતે એ સલાહ બાજુએ મુકાયાના દાખલાઓ આ ન્યાયસભાના ઇતિહાસમા બન્યા છે; જો કે તે માટે મહારાજા ઉપર જવાબદારી રહેતી નથી. પણ આવા કામોમાં હજૂર અધિકાર મંત્રીમંડળને સોંપાયેલા હોવાથી શ્રીમંત સરકાર તરીકે મંત્રીમંડળ જવાબદાર ગણ્યું શકાય.

## દેશી રમતો માટે પ્રેમ

સયાજીરાવને દેશી રમતો તરફ પ્રેમ હોવાથી તે સંબંધે એક પુસ્તક માજી ઇન્સ્પેક્ટર તથા વિદ્યાધિકારી છગનલાલ ઠાકોરદાસ મોદી પાસે તૈયાર કરાવી શાળાખાતા મારફત છપાવવામાં આવ્યું હતું તથા ૧૮૯૫ ના માર્ચમાં છોકરાઓ તથા કન્યાઓ પાસે દેશી રમતો રમાડવાનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.

## હીરા પરખતા રાજા

સયાજીરાવને રાજ્યની નોકરી માટે હિન્દભરમાંથી સારામાં સારા માણસો વીણી લાવવાની ટેવ આ યુગમાં પડી, અને દુનિયાભરમાં વિખ્યાત થયેલા યોગી શ્રી. અરવિન્દ ઘોષને તેઓ વિલાયતના પ્રવાસમાંથી વડોદરા રાજ્યમાં પ્રોફેસર તરીકે લાવ્યા તથા તેમનો પોતાના 'હજુર સેક્રેટરી', તથા વડોદરા કોલેજના વાઇસ પ્રિન્સીપાલ તરીકે ઉપયોગ કર્યો. પ્રોફેસર ગજ્જર વડોદરા રાજ્યની નોકરીમાંથી મુક્ત થયા પછી મુંબઈ ગયા, જ્યાં હિન્દભરમાં મહાન રસાયનશાસ્ત્રી તરીકે પ્રસિદ્ધ થયા. દી. બ. અંબાલાલ સાકરલાલે પોતાના નીડર તથા નિષ્પક્ષ ન્યાયથી વડોદરાને દીપાવ્યું. તેઓ મહારાજાની સગીરાવસ્થામાં વડોદરે આવ્યા હતા. સુપ્રસિદ્ધ ઇતિહાસકાર દી. બ. ગોવિન્દ સખારામ સરદેસાઈ તેમ સંસ્કૃતના સમર્થ જ્ઞાતા નાયબ દીવાન આઠલ્યે આ યુગમાં સયાજીરાવની રત્નપરીક્ષામાં ઉત્તીર્ણ થયા. સર મનુભાઈની નોકરીની શરૂઆત વડોદરા રાજ્યમાં આ યુગમાં થઈ. મર્હુમ શ્રી. ખાસેરાવ જાધવ તથા શ્રી. વાસુદેવ માધવ સમર્થ જેવા પ્રખર પુરુષો આ યુગમાં જ સયાજીરાવ પાસે હતા. દેશભક્ત મર્હુમ શ્રી. કેશવરાવ ગણેશ દેશપાન્ડે આ જ અરસામાં રાજ્યની નોકરીમાં આવ્યા. હિન્દી રાષ્ટ્રીય મહા-

# પ્રકરણ ૭મું

## ફેરી લગ્ન તથા યુરોપ પ્રવાસ.

### યુવરાજનો જન્મ

સયાજીરાવનાં પ્રથમ લગ્ન મહારાણી ચિમણાબાઈ ૧લાં સાથે ૧૮૮૦ ની શરૂઆતમાં થયાં હતાં. તેમના લઘુબંધુ સંપતરાવનાં પ્રથમ લગ્ન ૧૮૮૧ માં થયાં હતાં. સયાજીરાવનો તથા મહારાણીનો ગૃહસ્થાશ્રમ સુંદર રીતે ચાલતો હતો અને દત્તક પુત્રની વધૂથી મહારાણી જમનાબાઈને પૂરો સંતોષ હતો. મહારાણી ચિમણાબાઈ ૧લાં સુસ્વરૂપ તથા ગુણસંપન્ન હતાં. તેમને ૧૮૮૧ ના જુલાઈમાં બજુબાઈ તથા ૧૮૮૨ ના જૂનમાં પુતળાબાઈ નામની રાજ-કન્યાઓ થયેલી પરંતુ તેઓ બાલ્યાવસ્થામાં જ ગુજરી ગઈ. તા. ૩જી ઓગસ્ટ ૧૮૮૩ ( શ્રાવણ સુદ ૧ ) ના રોજ યુવરાજ ફત્તે-સિંહરાવને તેમણે જન્મ આપ્યો. આ ખુશ ખબર સાંભળી બીજે દિવસે મહારાણી જમનાબાઈ પૌત્રનું મુખ જોઈ આવ્યાં અને તેના આનંદમા તેમણે યુવરાજના જન્મની વધામણી આપનાર હજુ-રિયાને હીરામાણેકનો દશેક હજાર રૂપિયાનો કંઠો ગળામાંથી કાઢી બક્ષિસ આપ્યો. આ બાલયુવરાજનું નામ ' ફત્તેસિંહરાવ ' પાડવામાં આવ્યું. આ યુવરાજ–જન્મોત્સવ સમારંભ આશરે એક માસ ચાલ્યો. શરૂઆતના દશ–બાર દિવસ સુધી તો રાજવાડાના દરવાજાથી જે ' સુવાસિની 'ઓ દૂધના તથા પાણીના ઘડા રેડતી આવતી, તેમને દરેકને પોષાક અપાતો, અને તેમાં આશરે પાંચેક હજાર

રૂપિયા ખર્ચાયા. યુવરાજ જન્મતાં હાથી ઉપરથી સાકર રાજરિવાજ પ્રમાણે વહેંચાઈ હતી એ કહેવાની જરૂર નથી.

## મકરપુરે રહેવા ગયા

પૂર્ણ રાજ્યાધિકાર સોંપાતાં પહેલાં સયાજીરાવ સહકુટુંબ જૂના સરકારવાડામાં રહેતા હતા અને મહારાણી જમનાબાઈ રાધાબાઈ, રેણીબાઈ વગેરે રાજઘરાણાની વડીલ સ્ત્રીઓ એક જ વાડામાં રહેતી હોવાથી એક બીજાના ગાઢ સંપર્કમાં આવતાં હતાં. સયાજીરાવ કાંઈ પણ વાત સ્વતંત્ર રીતે કરી શક્તા ન હતા, તેમ વડીલ પુરુષોનો પણ દાબ રહેતો હતો. સરકારવાડાની હવા ખુલ્લી ન હતી. પૂર્ણ રાજ્યાધિકાર મળતાં તેઓ મકરપુરા રાજમહેલમાં રહેવા ગયા તથા મહારાણી જમનાબાઈ વગેરે વડીલ મંડળીને સ્વતંત્ર નિમણૂકો સાથે રહેવા કરવાની ગોઠવણ કરી આપી મહારાણી ચિમણાબાઈને પોતાને લાયક રાજપત્ની બનાવવા માટે શિક્ષણ આપવા યોગ્ય તજવીજ તેમણે કરી, તથા મકરપુરા રાજમહેલને અર્વાચીન રાજાના ગૃહસ્થાશ્રમને શોભે એવા સુંદર સરસામાનથી શણગારી રાજમહેલના વિસ્તીર્ણ બાગને પણ સુશોભિત બનાવવામા આવ્યો.

## દરરોજનો કાર્યક્રમ

આ અરસામાં તેઓ સવારે વહેલા ઊઠી પરવારી વ્યાયામ તથા અલ્પાહાર કરી ફરવા જઈ નવેક વાગે વાંચવા બેસતા. ઇતિહાસ તથા તત્ત્વજ્ઞાન એમના ગમતા વિષય હતા. ૧૧ વાગે જમી લઈ તેઓ કલાકેક બિલિયર્ડ રમતા, સાડાબારના સુમારમાં સરકારી કામ કરવા બેસતા. આમ ૩–૩॥ કલાક કામ કર્યા પછી ત્રીજા પહોરે ચારેક વાગે સવડ પ્રમાણે વાંચતા અગર મળવા આવેલા લોકોને મુલાકાત આપતા; સાંજના ૫॥–૬ ના અરસામાં બે કલાક બહાર ફરવા

જતા, ફરીને આવી ૫–૧૦ મિનિટ નજીકના સમાવડીઆ કે આશ્રિત લોકો સાથે વાતચીત કરી જમી લઈ રાતના ૯ થી ૧૧ સુધી વાંચતા તથા તેની નોંધો કરતા. ત્યારબાદ તેઓ નિદ્રા લેતા. તેઓ રાત્રે દરરોજ જે તે દિવસની રોજનીશી લખતા.

શરૂઆતમાં મહારાજા સયાજીરાવને ઘોડા પર બેસીને તેને દોડાવી મૂકવાનો ખૂબ શોખ હતો અને ઘોડેસ્વારીમાં ભલભલા માણસો તેમની સાથે રહેવામાં બરોબર ફાવતા નહિ. ઘોડો પણ તેમની સાથળો નીચે લાંબો વખત ટકતો નહિ. તે વખતે સયાજીરાવ થોડો થોડો શિકાર પણ કરતા ને તે માટે પાદરા પાસે મહીસાગર ઉપર આવેલા ડભકે જતા.

## રાજમહેલમાં વ્યવસ્થા

રાજમહેલમાં તે વખતે કામની વહેંચણી બરોબર થયેલી નહીં હોવાથી મહારાજાની સાથે ખૂબ માણસો રહેતાં પણ કાંઈ કામ કરાવવું હોય તો જેની તેની વહેંચાયેલી યોગ્ય જવાબદારીના અભાવે સયાજીરાવને બહુ ત્રાસ થતો. તેથી તેમણે કામની વહેંચણી કરી થોડી વ્યવસ્થા રાજમહેલમાં આણી. માનકરી લોકો તેમના સગાંસંબંધી હતા. પણ તેઓ ભણેલા નહોતા તેથી તેમનો ઉપયોગ માત્ર રમવા કરવામાં તથા હસવા બોલવામાં થતો.

## ખાનગી ખાતામાં સુધારા

ખાનગી ખાતાનો વહીવટ સુધારવાનું કામ હાથ પર લેતાં તેમણે ખોટા ખર્ચ કમી કરવા કોઈને ખોટું ન લાગે એવી રીતે ધીમા ઉપાય લીધા, તથા શુકન, મંત્રતંત્રના ખર્ચ પર અંકુશ મૂક્યો, અને જુદા જુદા શખ્સોનો ખાનગી કારભારી તરીકે અનુ-

ભવ લઈ છેવટે પેસ્તનજી દોરાબજી ખંડાળાવાળાને ૧૮૮૪ માં પોતાના ખાનગી મંત્રી ( Private Secretary ) નીમ્યા; પેસ્તનજીને બાંધકામ ખાતાના કંટ્રાકટર તરીકે યુરોપિયનો તથા રાજાઓનો સારો અનુભવ હતો. તેમણે કલાણામાં મહારાજાના મોટા ભાઈ આનંદરાવ માટે એક વાડો બાંધવાના કામ પર દેખ-રેખ રાખવાનું કામ સંતોષકારક રીતે કર્યું હતું. તેમને અંગ્રેજી, મરાઠી ભાષા તથા મોડી લિપિ આવડતાં હતાં. તેમણે ખાનગી મંત્રી તરીકે સંતોષ આપવાથી સયાજીરાવે તેમને ૧૮૮૭ માં ખાનગી કારભારી નીમ્યા. તેઓ અંગ્રેજ લોકોની મુલાકાત તથા ખાણા-જમણ વખતની રીતભાતથી પરિચિત હતા. તેથી સયાજી-રાવને તેમનો આ કામે સારો ઉપયોગ થયો તથા તેમણે રાજમહેલ-ના વહીવટની પુનર્ઘટના કરી સયાજીરાવને ઠીક સંતોષ આપ્યો.

## કૌટુંબિક સહાનુભૂતિ

૧૮૮૨ માં મલ્હારરાવ ગાયકવાડ મદ્રાસમાં ગુજરી ગયા. તેમની રાણીઓને વડોદરે લાવી સયાજીરાવે તેમને યોગ્ય માનમરતબા સાથે નિમણુકો બાંધી આપી, રહેવા કરવાની વ્યવસ્થા કરી. તેઓ તેમની ખબર અંતર પૂછતા.

## ચિમણાબાઈ ૧લાંનો સ્વર્ગવાસ

સયાજીરાવની બીજી રાજપુત્રી અલ્પાયુષી પુતળાબાઈ પાલ-ખીમાં પ્રવાસ કરતાં હતાં ત્યારે પાલખી તૂટી ગઈ અને પુતળાબાઈને બહુ વાગ્યું, જેથી તેઓ સ્વર્ગવાસી થયાં. મહારાણી ચિમણાબાઈએ પાલખી તૂટવી એને અપશુકન માન્યો. આ બનાવથી તેમને ઘણો આઘાત પહોંચ્યો, તેમની તબિયત બગડતી ગઈ. વૈદ્યોએ તેમને ક્ષય રોગ થયાનું જાહેર કર્યું. તેમને હિસ્ટીરીયા તથા આંકડી

આવતાં હતાં. તેમને હવાફેર તથા ઔષધોપચાર માટે વાંદ્રે લઈ ગયા છતાં કાંઈ ફેર ન પડયો, તેથી તેમને પાછાં વડોદરે આણવામાં આવ્યાં. છેવટે તા. ૭મી મે ૧૮૮૫ ના રોજ બાલયુવરાજને ઉછેરવાની તમામ જવાબદારી મહારાજા સયાજીરાવ પર નાંખી તેઓ સ્વર્ગવાસી થયાં. આ કૌટુંબિક આફતને લીધે સયાજીરાવને ખૂબ દુઃખ થયું. સ્વર્ગસ્થ મહારાણી બહુ યાદ આવતાં હોવાથી તેમને લાંબો વખત જાગતા રહેવાની ટેવ પડી અને નિદ્રાનાશનો રોગ લાગુ પડયો. એ રોગમાંથી સારા થવા સારુ હવાફેર માટે યુરોપ પ્રવાસની શરૂઆત દાક્તરી સલાહથી થઈ. સ્વર્ગસ્થ મહારાણી માટે તેમને જે લાગણી હતી તે તેમણે માર્કેટ તરીકે બંધાયેલી પણ પાછળથી ન્યાયમંદિરમાં રૂપાન્તર પામેલી ઇમારત સાથે મહારાણી ચિમણાબાઈ પહેલાંનું નામ જોડવાના પ્રસંગે પ્રદર્શિત કરી નીચેના મતલબનો સ્મૃતિલેખ ઇમારત પર કોતરાવ્યોઃ

" આ ઇમારત મારફત એક પ્રેમાળ પત્ની તથા બાલવત્સલ માતા થયેલાં મહારાણીના શાંત પરોપકારી તથા મિલનસાર સ્વભાવ માટે મને જે માન છે તે માનનું આ સ્મારક હું બનાવવા ઇચ્છું છું. "

આ ઇમારત ( હાલનું ન્યાયમંદિર ) ના દીવાનખાનામાં મહારાણી ચિમણાબાઈ ૧લાંની શુભ આરસપહાણની પ્રતિમા છે. એમના અવસાનના શોકાવેગમાં સયાજીરાવ કાંઈક સંદિગ્ધ બોલ બોલી ગયા તેથી રાજ્યના વૈદ્યકીય ખાતાના વડા ડૉ. બાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર રાજીનામું આપી રાજ્યની નોકરી છોડી મુંબઈ ચાલ્યા ગયા હતા એ હકીકત અગાઉ આવી ગઈ છે. મર્હુમ મહારાણીની યાદગીરીમાં ચિમણાબાઈ ટૉવર પણ બંધાયો છે.

## ચિમણાબાઈ ૨ જાં સાથે લગ્ન

સયાજીરાવ આમ ૧૮૮૫ ના મે માં વિધુર થતાં તેમનું મન

ઉદાસ રહેવા લાગ્યું તથા તબિયેત બગડવા માંડી. તેથી મહારાણી જમનાબાઈએ તેમને ફરી પરણાવવાનો વિચાર કરી, મહારાજાની સંમતિ મેળવી, અને તપાસ અંતે દેવાસના રાજકુટુંબ સાથે ઘાડો સંબંધ ધરાવતા તથા આપ્ત બાજીરાવ અમૃતરાવ ઉર્ફે મામાસાહેબ ઘાડગે સર્જેરાવના દીકરી ગજરાબાઈ રાજવધૂ તરીકે પસંદ થયાં. મહારાજા સયાજીરાવે આ કન્યાને નજરે જોઈ સંમતિ આપી અને ૧૮૮૫ ના ડિસેમ્બરની તા. ૨૮ મી એ તેમની સાથે ધામધૂમથી વડોદરામાં લગ્ન કર્યું. આ મહારાણીનું નામ પણ લગ્ન પછી ચિમણાબાઈ રાખવામાં આવ્યું. તેમને ભણાવવા માટે સગુણાબાઈ દેવ તથા નંદબાઈ પિતળેની યોજના થઈ. તેઓ તેમને અનુક્રમે મરાઠી તથા અંગ્રેજી શીખવતી. આ મહારાણી ચિમણાબાઈ ૨ જાં રૂપગુણસંપન્ન છે, જાજવલ્યમાન છે તથા રૂવાબદાર છે. તેઓ સ્ત્રીઓ માટે સમાન હક્ક તથા રાજદ્વારી પ્રગતિ સંબંધે આગળ પડતા વિચારો ધરાવે છે.

## નિદ્રાનાશના ઉપાયો, પ્રવાસ–આરામ

બીજું લગ્ન કર્યા છતાં મહારાજા સયાજીરાવને રાજકાજના અતિશ્રમ તથા પૂર્વપત્નીના કાયમના વિયોગને લીધે લાગુ પડેલો અનિદ્રાનો રોગ ચાલુ રહ્યો. તેથી દાક્તરોની સલાહથી હવાફેર તથા સ્થાનફેર માટે મુસાફરીએ જવાનું નક્કી થયું.

આ નિર્ણયને લીધે તેઓ પ્રથમ ૧૮૮૬ ના સપ્ટેમ્બરમાં આબુ વિશ્રાંતિ લેવા ૩–૪ અઠવાડિયાં માટે ગયા અને પાછા કામકાજમાં જોડાયા. તેઓ ૧૮૮૭ ના ફેબ્રુઆરીમાં લંકા ગયા. ત્યાં કેંડી, કોલંબો, નુવારા, ઈલિયા વગેરે ઠેકાણે સૃષ્ટિસૌંદર્ય જોઈ આવ્યા અને થોડા દહાડા મહાબળેશ્વર પણ રહ્યા. પરંતુ પ્રકૃતિને જોઈએ તેવો ફાયદો થયો નહિ.

મહારાજા સયાજીરાવના ન્હાનાભાઈ સંપતરાવને ૧૮૮૪ માં વિલાયત વધુ અભ્યાસ માટે મોકલવામાં આવ્યા હતા. તેમને તા. ૧૧ મી એપ્રિલ ૧૮૮૭ ના રોજ પત્ર લખતાં સયાજીરાવે જણાવ્યું કે "મારૂં વજન ઊંઘના અભાવે કમી થતું જાય છે, તેથી ૭ માસ સુધી પૂર્ણ આરામ લેવાનો મારો વિચાર થાય છે."

નાદુરસ્ત તબિયતને લીધે તેમણે મુંબઈ ઇલાકાના સર્જન જનરલ ડો. સર વિલિયમ મૂરની સલાહ લીધી. તેમણે યુરોપનો પ્રવાસ કરવાની સલાહ આપી. તેમના મત પ્રમાણે મહારાજા સયાજીરાવને જ્ઞાનતંતુ નબળા પડવાનો–મગજના થાકનો વ્યાધિ લાગુ પડયો હતો.

## લોર્ડ ડફરીનને પત્ર

તેમને એક 'ગેરહાજર રાજા' ( absentee Rnler) થવું ગમતું નહતું. ૧૮૮૭ ના જાન્યુઆરીમાં સીલોન જતાં પહેલાં હિન્દુસ્તાનના ગવર્નર–જનરલ તથા વાઈસરોય લોર્ડ ડફરીનને પત્ર લખતાં સયાજીરાવે જણાવ્યું કે:—

"રાજ્યકર્તાએ રાજ્યની બહાર રહેવાના વિચારનો મને ધિક્કાર છે, પરંતુ મારી તબિયત હાલમાં સારી રહેતી નથી એ આપ જાણો જ છે. મારી પ્રજા પર મને પ્રેમ છે, અને તેથી મારી પ્રજાથી દૂર જવું અનિવાર્ય ન બન્યું હોત તો બહાર જવાનું હું કબૂલ ન કરેત."

## નાખુશી સાથે યુરોપ જવું પડયું

આમ વડોદરા રાજ્યની પ્રજાને છોડીને પરદેશ જવા નાખુશ છતાં સયાજીરાવને તબિયત સુધારવા માટે પ્રવાસે જવાની ફરજ પડી અને

દેશ પરદેશ જોઈ વિસ્તૃત દુનિયાનું નિરીક્ષણ કરી વડોદરા રાજ્યની પ્રજાનું કલ્યાણ કરવા માટે તેમને વિવિધ યોજનાઓ વિચારવાની સુંદર તક મળી.

સયાજીરાવે યુરેપ જતાં પહેલાં પોતાની ગેરહાજરીમાં યોગ્ય રીતે રાજકારભાર ચાલે તે માટે ગોઠવણ કરી તથા વડોદરામાં રહેતા રેસિડન્ટ તેમણે ગોઠવેલા તંત્રને સહકાર તથા સલાહ આપે એવી આશા પ્રદર્શિત કરી.

## પહેલા પ્રવાસની મુશ્કેલીઓ

યુરેપના આ પ્રવાસમાં મહારાણીશ્રી સાથે હતાં. ઉખાજીરાવ કાકા, દાદાસાહેબ માને, કૃષ્ણુરાવ જાધવ વગેરે સગાવહાલાં, ધામણસકર, વાસુદેવરાવ સમર્થ, ડૉ. શમસુદીન સુલેમાની આ સફરમાં સાથે હતા. એકંદરે ૫૦-૫૫ માણસોનો કાફલો હતો. તે વખતે સમુદ્રગમન સામે દેશમાં ખૂબ સૂગ હતી, તેમ ન્યાતજાતનાં ખાવાપીવા સંબંધે બંધનો ઢીલાં પડયાં નહતાં. એવા સંજોગોમાં સયાજીરાવે ૩૧મી મે ૧૮૮૭ ના રોજ યુરેપ તરફ પ્રયાણ કર્યું.

આ પ્રસંગનું રમૂજી વર્ણન કરતાં સયાજીરાવે તા. ૧૭-૧૨-૧૯૧૪ ના રોજ સયાજી વિહાર કલબ તરફથી અપાયેલા ખાણાના મેળાવડામાં જણાવ્યું છે કેઃ—

“ હું તે વખતે તદ્દન અજાણ હતો અને તે વખતના મારા લોકો વળી વધારે અજાણ હતા. મારા પ્રવાસમાં અર્થાત હજુર સ્વારીમાં કેટલા માણસ લઈ જવા તેનો મને કે બીજા કોઈ ને ખ્યાલ નહિ. વધારે માણસો સાથે રાખવાની બિલકુલ જરૂર નહિ પડે-એવી સલાહ પણ મને કોણ આપે ? આ સંજોગોમાં અમારા યુરેપના પ્રથમ પ્રવાસ દરમ્યાન મારી સાથે કેટલા માણસો હતા તે જાણીને

વિશેષ અનુભવ મેળવેલા તમે જરૂર હસશો. અમારાં કપડાં સીવવાને એક દરજી અને અમારા ધાર્મિક કાર્યને અર્થે રાજગોર (રાજ-પુરોહિત) મળી પંચાવન માણસો મારી પ્રથમની સ્વારીમાં એકંદર હતા ! કમનસીબે ગોર મહારાજને પાશ્ચાત્ય સંસ્કૃતિનો એટલો મોહ ઉપજ્યો કે પરિણામે તેની કેટલીક કુટેવોને લીધે મને ભારે તકલીફ પડેલી ! "

" એ પ્રવાસ સમયે બીજી અગવડ ક્યા માણસોને સાથે લઈ જવા તેમની ચૂંટણીની બાબતમાં પડી. અમારા અમલદાર-મંડળે અને માનકરીઓએ જરૂર પ્રસંગે હુજુર માટે મૃત્યુને પણ વરવા તત્પરતા દર્શાવી ! એક કહેવત અનુસાર " જ્યાં આપ થૂંકો ત્યાં અમે લોહી રેડીએ " એમ કરવા તેઓ તૈયાર હતા. તેમ છતાં ન સમજી શકાય એવા રોગોથી તેઓ અગર તેમના કુટુંબીઓ પીડાવા લાગ્યા ! કેટલાકની સ્ત્રીઓને વા થયો, કેટલાકનાં મા, બાપ અગર બીજાં સ્વજનોની માંદગી એવા પ્રકારની જણાવા લાગી કે એમને મૂકીને જવાનું જોખમ શી રીતે તેમનાથી ખેડી શકાય ? આમ સરળ જણાતી બાબત ભારે ગૂંચવણભર્યો કોયડા જેવી બની ગઇ ! આખરે અમે અમારા કુટુંબીજનો તરફ નજર દોડાવી અને તેમની નામરજી છતાં અમારા પ્રત્યેના ભાવને લીધે તેઓ સાથે આવવા કબૂલ થયા. આગબોટ ઉપર જનાના માટે સખત પડદાની વ્યવસ્થા રાખવી પડી. તેનો અમુક ભાગ તદ્દન અલગ રાખવો પડયો અને ભોજનની જુદી વ્યવસ્થા રાખવી પડી. આ સિવાય હજારો ધડમથલમાં અમારે પડવું પડયું. "

" જ્યારે અમે યુરોપ પહોંચ્યા ત્યારે અમારી મુશ્કેલીઓનો પાર ન હતો. અમારે હોટલોમાં ખાસ વ્યવસ્થા કરાવવી પડતી અને તેને માટે હોટલના મેનેજર સાહેબ બીલ પણ મોટું બનાવતા.

અમારી સાથેના અમલદારોને બીલની પૂરી ગમ પણ પડતી ન હતી, એટલે મેનેજર સાહેબથી જેટલું ફોલી ખવાય તેટલું ખાવા એ ચૂકતા નહીં. આ ઉપરાંત બીજી અડચણ હોટેલની બીછાયતની હતી. બાપડું સ્ત્રીમંડળ કોઈની જ્યારે નજર ન હોય ત્યારે અભડાવાની બીકે હાથમાં રકાબીઓ લઈ જાજમ શેત્રંજીઓ કૂદી જતું."

"ઘણી વખત તો હોટેલના મેનેજરો ખાસ સગવડ આપવાની ચોખ્ખી ના પાડતા. પૈસાનું પ્રલોભન પણ તેમને ડગાવતું નહીં. કોઈ પણ સંજોગોમાં ખાસ સગવડ આપવા તેઓ સ્પષ્ટ ના પાડતા. તેઓ કહેતા કે 'તમારી રસોઈની ગંધથી અમારાં ઘરાકો ઘટી જવાનો ભય છે.' ઈન્ગ્લાંડમાં તો કંઇક ખાસ વ્યવસ્થાની આશા રખાય; પણ જ્યાં બીજા પ્રદેશમાં ગયા એટલે ત્યાં તો તે આશા વ્યર્થ જ. અમારે ભારે ભાડાં આપી ઘર રાખવા પડતાં અને ઘરનાં ભોંયરાંમાં માંસ તૈયાર કરવું પડતું. આટલું કરવા છતાં નોકર-મંડળનાં કેટલાંક કામથી ઘરના માલિક સાહેબ છેડાઈ પડતા. એક વખત તો જમીન ઉપર ડાઘા પડ્યા છે એમ બતાવી ઘરના માલિકે અમારી પાસેથી નુકસાની મેળવેલી. એના એ ડાઘા વડે બીજા બે ત્રણ પાસેથી તો તેણે પ્રથમ નુકસાની મેળવેલી એમ પછીથી જણાયું હતું. આમ છતાં, ધીમે ધીમે અમે ભોમિયા થઈ ગયા. અમારી અડચણો દૂર થતી ગઈ અને પહેલાંની અડચણો હવે તો સ્મરણમાત્રમાં રહી છે."

સયાજીરાવના આપ્તજનોને મકાનો બાંધવા સારી રકમો આ પ્રસંગે મળવાથી તેઓ તેમની સાથે યુરોપ ગયા હતા તથા પ્રવાસમાં તેમનો ધર્મ સાચવવા ચારેક ગાય ભેંશો સ્ટીમરમાં લઈ જવામાં આવી હતી પણ તે એડન પહોંચતાં સુધીમાં મરી ગઈ.

## રસ્તે શું જોયું

સયાજીરાવનો યુરોપ તરફ આ પ્રથમ પ્રવાસ હોવાથી દરિયા માર્ગે સ્ટીમર જ્યાં જ્યાં ઉભી રહેતી તથા થોડા કલાકનો મુકામ કરતી ત્યાં તેઓ પ્રેક્ષણીય તથા બોધપ્રદ દૃશ્યો તથા સ્થળો જોવા ઊતરતા. એડન, સુએઝ ઊતરી અલેક્ઝાંડ્રિયા જોઈ આવી, બ્રિન્ડિઝી થઈ સયાજીરાવ વ્હેનિસ ગયા. ત્યાં મહારાજાએ ઇટાલિયન સ્થાપત્ય તથા શિલ્પકળાના ઉત્તમ નમૂનારૂપ સેન્ટ માર્કનો રાજમહેલ તથા મંદિર, ચિત્રમંદિર, વગેરે જોયાં. પછી તેઓ મિલન ગયા. ત્યાંનું સુંદર ખ્રિસ્તાલય જોઈ તેઓ મુગ્ધ થયા. ત્યાંથી ફ્રાન્સમાં સુંદર સરોવર, ધોધ તથા ઉન્હા પાણીના ઝરા માટે જાણીતા એ લ બેન્સ જઈ તેમણે પંદર દિવસ સુધી આ ઝરાનાં પાણીમાં સ્નાન કર્યાં. તેમણે સ્વિત્ઝરલંડમાં જીનીવ્હા જઈ પ્રેક્ષણીય સંસ્થાઓ તથા સ્થળો જોયાં. જીનીવ્હામાં જુદા જુદા પ્રકારનાં પદાર્થસંગ્રહાલયો તથા ચિત્રાલયો પણ જોયાં. અહીંથી તેમને વડોદરામાં મ્યુઝિયમ સ્થાપવાની પ્રેરણા મળી. આલ્પસના સુંદર ગિરિદૃશ્યો જોઈ તળેટીએ સેન્ટ મોરિટ્ઝ નામના ઉચ્ચ ગિરિશ્રૃંગ પર આવેલા રમ્ય હવાફેર માટે ઉત્તમ ગામે તેઓ આવ્યા. આ ગામ તેમને બહુ જ ગમી ગયું અને પાછલી જીંદગીમાં પણ આ ગામને તેઓ પ્રેમપૂર્વક સંભારતા. પીંજેલું રૂ જેમ હવામાં ઉડે તેમ ત્યાં ઓગસ્ટમાં થતો હિમવર્ષાપાત જોઈ સયાજીરાવને તથા તેમના સાથીઓને ખૂબ આનંદ થયો. મહિનો માસ અહીં રહી તેઓ લ્યુસર્ન ગયા, અને ત્યાંથી સ્વિત્ઝરલંડની રાજધાની બર્નની મુલાકાત લીધી. ઝુરિકનું વિશાળ કલાભવન જોઈ વડોદરામાં એક ન્હાનું સરખું કલાભવન કાઢવાનો વિચાર તેમને સ્ફુર્યો.

ઝુરિકથી બોલ જઈ સયાજીરાવ ફ્રાન્સની ભવ્ય તથા સુંદર

રાજધાની પારિસ આવ્યા. ત્યાંના અનેક પ્રેક્ષણીય સ્થળો, સ્મારકો, ઇમારતો તથા સંસ્થાઓ જોઈ તેઓ મુગ્ધ થયા. વૃક્ષાચ્છાદિત રાજરસ્તા એ પારિસના રસ્તાઓની વિશિષ્ટતા છે. ત્યાંથી તેઓ કેલે થઈ બ્રાયટન બંદરે ઊતરી ઇન્ગ્લન્ડ પહોંચ્યા. તા. ૧લીએ બ્રાયટન પહોંચી મહારાજા તા. ૫-૧૧-૧૮૮૭ ના રોજ લંડન આવ્યાં.

લંડનમાં હાઈડ પાર્ક નામનો ભવ્ય સાર્વજનિક બાગ, પાર્લમેન્ટ હાઉસ, વેસ્ટ મિન્સ્ટર એબે ( મહાન સ્ત્રી પુરુષોનું કબ્રસ્તાન ), બ્રિટિશ મ્યુઝિયમ વગેરે પ્રખ્યાત સ્થાનો, ઑક્સફર્ડ કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયો તથા ઇટન અને હેરોની ' પબ્લિક સ્કૂલ્સ ' તેમણે જોયાં. ઑક્સફર્ડમાં સંપતરાવ ભણતા હતા ત્યાં સયાજીરાવે ઠીક વખત ગાળ્યો હતો અને એક વર્ષ આ વિદ્યાપીઠમાં ગાળી શિક્ષણની પૂર્તતા કરવાની તેમને ઇચ્છા થયા છતાં રાજકાજની જવાબદારીને લીધે તે પૂરી પડી શકી નહિ.

## મહારાણી વિક્ટોરિયાની મુલાકાતે

લંડન પાછા આવ્યા. પછી તા. ૨-૧૨-૧૮૮૭ ના રોજ તેઓ મહારાણી વિક્ટોરિયાની મુલાકાતે ગયા. આ મુલાકાતનો યોગ સાધવામાં શ્રી. વાસુદેવ માધવ સમર્થે તથા શ્રી. ધામણસકરે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો એમ કહે છે. હિન્દી વજીર લોર્ડ ક્રોસ તથા તેમનાં પત્ની લેડી ક્રોસ સાથે મહારાજા સયાજીરાવ તથા મહારાણી ચિમણાબાઈ ૭ જા' વિન્ડસર કેસલ જવા પેડિન્ગ્ટન સ્ટેશને આગગાડીમાં બેઠાં. તે વખતે મહારાણી ચિમણાબાઈ સખ્ત પડદો પાળતાં હોવાથી વિન્ડસર સ્ટેશનના પ્લૅટફૉર્મ પર રેલવે નોકર સિવાય બીજો કોઈપણ પુરુષ હાજર ન રહે એવી વ્યવસ્થા સત્તાવાળા તરફથી કરવામાં આવી હતી. મહારાજા ખુલ્લી ગાડીમાં તથા તેમનાં મહારાણી બંધ ગાડીમાં વિન્ડસર રાજમહેલ પહોંચ્યાં. તે વખતે

મહારાણી વિક્ટોરિયાએ તેમને પૂર્ણ માનપૂર્વક જી. સી. એસ. આઈ (ગ્રેન્ડ કમેન્ડર ઓવ ધી ઓર્ડર ઓવ ધી સ્ટાર ઓવ ઇન્ડિયા ) નો ઇલકાબ જાતે અર્પણ કર્યો. તા. ૧૨ મી ડિસેમ્બરે પ્રિન્સ ઓવ વેલ્સને મળી તા. ૩જી જાન્યુઆરી ૧૮૮૮ ના રોજ મહારાણી વિક્ટોરિયાને ત્યાં જમવા ગયા.

## સ્કોટલંડ જોઈ હિન્દ તરફ

બાદ, એડિન્બરો, ગ્લાસગો જોઈ ઇટાલી થઈ સયાજીરાવ બ્રિન્ડીઝીથી સ્ટીમરમાં હિન્દુસ્તાન તરફ આવવા નીકળ્યા અને તા. ૨૧ મી ફેબ્રુઆરી ૧૮૮૮ ના રોજ વડોદરે આવી પહોંચ્યા. તે વખતે પ્રજાએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું. આ પ્રવાસથી તેમની પ્રકૃતિને થોડો ફાયદો થયો. પ્રજાએ કરેલા હાર્દિક સ્વાગતથી પ્રજાના કલ્યાણ માટે નિરંતર કામ કરવા માટે તબિયત સુધારવાની કેટલી જરૂર છે તેનું સયાજીરાવને આ વખતે ભાન થયાનું તેમણે વાઇસ-રૉય લોર્ડ ડફરીનને તા. ૧૫-૩-૧૮૮૮ ના પત્રમાં જણાવ્યું હતું.

## ફરી યુરોપ તરફ

ફેબ્રુઆરીના અંતમાં ઉટકામંડ (નીલગીરી) હવા ખાવા જઈ વડોદરે પાછા આવી થોડા દિવસ રહી ઉંઘ ન આવવાનો રોગ નહિ મટવાથી ફરીથી તા. ૨૬ મી જુન ૧૮૮૮ ના રોજ યુરોપ જવા સયાજીરાવ ચીફ ઓફિસર તરીકે શ્રી. અબ્બાસ તૈયબજીને સાથે લઈ નીકળ્યા અને નેપલ્સ જઈ, ત્યાંનું સૌંદર્ય જોયું. રોમના સુંદર પ્રાચીન તથા મધ્ય યુગના તેમજ અર્વાચીન જોવાલાયક સ્થળો તથા રોમન કેથોલિક ખ્રિસ્તી પંથના વડા ધર્મગુરુ પોપની રાજધાની તથા મહેલ વેટિકન વગેરે જોયા બાદ સયાજીરાવ ફ્લોરેન્સ ગયા. ત્યાંનાં જોવાલાયક સ્થળો જોઈ તેમણે સ્વિત્ઝરલંડના જુદા જુદા

કુદરતી સૌંદર્યના આલ્પસ પર્વતમાળાના ગિરિદશ્યો જોઈ ઇન્સ-બ્રૂક, સાલ્ઝબર્ગ, વિએના, વગેરે શહેરોનાં જોવાલાયક સ્થળો જોઈ સાડાત્રણ મહિને વડોદરે તા. ૮મી ઑક્ટોબર ૧૮૮૮ના રોજ પાછા આવ્યા. આ સમુદ્રયાત્રા તથા સ્વિત્ઝરલંડ વગેરે પ્રદેશની હવાથી તેમની તબિયત ઠીક સુધરી.

## ભયંકર માંદગી

૧૮૯૦ ના ડિસેમ્બરમાં તેમની જીંદગી જોખમમાં આવે એવી માંદગીને બીછાને તેઓ પડ્યા અને ડબલ ન્યુમોનિયા થયો. તેમના દત્તક૦રાજમાતા મહારાણી જમનાબાઈએ તેમને આરામ થવા માટે મહાદેવને રુદ્રાવર્તન તથા બીજાં દેવસ્થાનોમાં અનુષ્ઠાનો બેસાડયાં અને મુંબઈથી દા. હોન્સેલને દરરોજના રૂ. ૧૫૦૦ આપીને વડોદરે બોલાવ્યા. યોગ્ય સારવાર તથા ઈશ્વરકૃપાથી ૧૮૯૧ના જાન્યુઆરીમાં તેમની પ્રકૃતિ સુધરવા લાગી. પણ અશક્તિ તો રહી. જમનાબાઈએ સયાજીરાવની તબિયત સુધરતાં અનાથોને અન્નવસ્ત્ર આપ્યાં તથા સહસ્રભોજનો કર્યાં, અને પ્રજાએ ઉત્સવ કર્યો.

## યુરોપનો ત્રીજો પ્રવાસ

માર્ચ ૧૮૯૧ માં આરામ થતાં સયાજીરાવ હવાફેર માટે અજમેર, જોધપુર, ઉજ્જૈન, બિજાપુર, લોણાવળા જઈ આવ્યા પણ તબિયતમાં સારો સુધારો નહિ થવાથી દાક્તરી સલાહથી ફરીથી યુરોપ ગયા. ૧૮૯૧ ના ડિસેમ્બરમાં તેઓ મરડાના દર્દથી હેરાન થયા હતા. આરામ થતાં તા. ૭ મી મેં ૧૮૯૨ ના રોજ તેઓ યુરોપની ત્રીજી સફરે નીકળ્યા. આ વખતે પ્રથમ લંડન જઈ બાકી રહેલાં સ્થળો જોઈ બે સરોવર વચ્ચે આવેલા ઇટાલિયન શહેર ઈંટર લાકેન આવી આલ્પસના સુંદર ગિરિશિખરો તથા દશ્યોનો

આનંદ લઈ લંડન પાછા આવ્યા અને ત્યાંથી બર્મિંગહેમ, મેંચેસ્ટર, લિવરપૂલ, શેફીલ્ડ વગેરે પ્રચંડ વિવિધ ઔદ્યોગિક કારખાનાવાળાં શહેરો જોયાં. થોડા દિવસ બ્રિટનમાં વસી બ્રુસેલ્સ (બેલજીયમ) ગયા. અને ત્યાંના સ્થળો જોઈ તેમણે બેલજીયમ એ એક છોટું ફ્રાન્સ છે એવો અભિપ્રાય બાંધ્યો.

બેલજીયમથી પેરિસ આવી ત્યાંથી કાન, મોંતે કાર્લો, રોમ, નેપલ્સ થઈ આઠ મહિને સયાજીરાવ વડોદરે ૧૮૯૩ ના જાન્યુઆરીની ૧લી તારીખે પરત આવ્યા.

## ચોથો પ્રવાસ

તા. ૬ઠ્ઠી મે ૧૮૯૩ના રોજ સયાજીરાવ ચોથી વખતે તબિયતના સુધારા માટે મહારાણીને સાથે લઈ યુરોપ જવા નીકળ્યા. આ વખતે ટ્રિએસ્ટ ઊતરી ઍડેલ્સબર્ગની પાષાણયુગની લાંબી ગુફાઓ જોઈ, વિએના, બુડાપેસ્ત, ઉન્હા પાણીના ઝરાવાળા કાર્લ્સબાદ, મ્યુનિક, જોઈ નોર્વે ગયા. ત્યાં ' મધ્યરાત્રીએ ઊગતા સૂર્ય 'નાં દર્શન તેમણે કર્યાં. તેમણે છેક ઉત્તરે જઈ ટોમસોમાં લેપ પ્રજાની વિચિત્ર છાવણીઓ જોઈ. પછી તેઓ બર્ગેન બંદરે થઈ હેમ્બર્ગ ( જર્મની ) આવ્યા. ત્યાંથી બર્લિન આવ્યા. ત્યાં થોડા દહાડા રહી સયાજીરાવ ડ્રેસ્ડન ગયા ને ત્યાંનો ઉત્તમ છબીઓનો સંગ્રહ જોઈ વડોદરે આવવા નીકળી તા. ૨૭ મી ઑક્ટોબર ૧૮૯૩ ના રોજ વડોદરે આવ્યા. કાર્લ્સબાદના જલોપચારથી તેમને ઠીક લાગતું હતું.

## પાંચમી વખતે

એ માસ પછી ફરીથી મહારાજા સયાજીરાવે તા. ૧૬ મી ડિસેમ્બર ૧૮૯૩ ના રોજ યુરોપની મુસાફરી માટે નીકળી પિસા, જીનોઆ, માર્સેય, નીસ, જોઈ મેંગિઓર, લ્યુસર્ન વગેરે સરોવરો

જોયાં; લૉઝાન પણ તેમણે જોયું. સ્વિટ્ઝરલૅંડનો સરોવર પ્રદેશ આ વખતે તેમના ઠીક નિરીક્ષણમાં આવ્યો, સ્કૉટલૅંડ જઈ ત્યાંનો રમ્ય સરોવરપ્રદેશ, શહેરો, પર્વત, ખાડીઓ વગેરે જોઈ મહારાજા કૉન્સ્ટંટિનોપલ (ઇસ્તંબૂલ) ગયા. આ શહેર યુરોપ તથા એશિયાના સંગમસ્થાન જેવું છે. જોવા જેવાં સ્થળો જોઈ સ્ટીમરમાં મુસાફરી કરી, અલેક્ઝાંડ્રિયા, કાયરો (ઇજીપ્તની રાજધાની) જઈ ઇજિપ્તના પ્રેક્ષણીય સ્થળો જોઈ સયાજીરાવ ૧૮૯૫ ના ફેબ્રુઆરીમાં, વડોદરેથી સફરે નીકળ્યા પછી તેર મહિને વડોદરે આવ્યા. મહારાજા સયાજીરાવે ત્યારપછી ઘણી વખતે યુરોપ તરફ પ્રયાણ નાદુરસ્ત તબિયતના સુધારા માટે કર્યું હતું પરંતુ તે વખતે ખાસ નવીન જોવાનું ઘણું થોડું હતું.

## ફરજિયાત કેળવણીની પ્રેરણા

સયાજીરાવે યુરોપની ત્રીજી સફરેથી આવ્યા પછી ફરજિયાત પ્રાથમિક કેળવણીનો પ્રયોગ પ્રજા રાજકારભારમા રસ લઈ સહકાર આપે એમ ઇચ્છી અમરેલી તાલુકામા ૧૮૯૩ મા શરૂ કર્યો. તેની પ્રેરણા તેમને આ પ્રવાસમાથી જ મળી હતી. પરદેશગમનથી દેશપરદેશની સંસ્કૃતિઓ તથા નવા વિચારોનાં સમાગમમાં આવતાં જે વિશાળ દૃષ્ટિ થાય છે તેનો જાતઅનુભવ લઈ તેમણે વિદ્યાર્થીઓને ઔદ્યોગિક તથા ઉચ્ચ ધંધાદારી કેળવણી માટે યુરોપ–અમેરિકા મોકલવાની પ્રથા શરૂ કરી હતી.

## ચિમણાબાઇ ૨ જાંથી સંતતિ

મહારાણી ચિમણાબાઈ યુરોપના પ્રથમ પ્રવાસમાંથી પાછાં આવ્યા બાદ તા. ૧૨–૫–૧૮૮૮ ના રોજ ઊટીમાં રાજકુમાર જયસિંહરાવનો જન્મ થયો હતો. આ શુભ પ્રસંગે મહારાણી

વિક્ટોરિયાએ સયાજીરાવને અભિનંદન પાઠવ્યાં હતાં. તા. ૩૧-૭-૧૮૯૦, તા. ૧-૩-૧૮૯૨ તથા તા. ૩૧-૮-૧૮૯૩ ના રોજ અનુક્રમે શિવાજીરાવ, ઇન્દિરા રાજે તથા સૌથી ન્હાના ધૈર્યશીલરાવ જન્મ્યાં હતાં. મહારાણીના પિતા બાજીરાવ આમાસાહેબ ૧૮૯૫માં તથા માતુશ્રી આમીસાહેબ ૧૮૯૮માં ગુજરી ગયાં.

## તારાબાઈનો મંદવાડ

સયાજીરાવના દત્તક માતા મહારાણી જમનાબાઈનાં પુત્રી તારાબાઈ સાવંતવાડીના ગજાસાહેબ સાથે પરણ્યાં હતાં તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. તારાબાઈની તબિયત નાજુક રહેતી. તા. ૭-૨-૧૮૯૩ ના રોજ તેઓ માંદાં પડયાંની ખબર સાવંતવાડીના પોલિટિકલ એજન્ટે વડોદરાના રાજ્યકારભારીને આપી. સયાજીરાવ જાતે ત્યાં જવા તૈયાર થયા પરંતુ મહારાણી જમનાબાઈ પોતાની પુત્રીને જોવા જવા ઇંતેજાર હોવાથી સયાજીરાવે ત્યાં જવાનું મોકૂફ રાખ્યું. જમનાબાઈએ સાવંતવાડી જઈ તારાબાઈને વૈદકીય સારવાર માટે મુંબાઈ આણ્યાં. તા. ૩૦-૩-૧૮૯૩ ના રોજ સયાજીરાવ પણ ત્યાં આવી પહોંચ્યા. ઉત્તમ દાકતરોની સારવારથી તારાબાઈની તબિયત સુધરતાં સયાજીરાવ પોતાની તબિયતના સુધારા માટે વિલાયત ગયા. તારાબાઈને પૂનાની હવાથી ફાયદો થશે એમ ધારી જમનાબાઈ તેમને પૂને લઈ ગયાં. ૧૮૯૩ના જુલાઈ આખરે તે સાજાં થયાં. જમનાબાઈએ તેઓ સાજાં થાય તે માટે માનેલી માનતાઓ પૂરી કરી.

## તારાબાઈના સ્વર્ગવાસથી આઘાત

ત્યારબાદ જમનાબાઈ ચાંદોદ કરનાળી હવાફેર માટે તબિયત સુધારવા રહેવા જતાં, તા. ૩૧-૧-૯૬ ના અરસામાં ગોકર્ણ-મહાબળેશ્વરની યાત્રા કરવા નીકળી તે યાત્રા પૂરી કરી આવ્યાં.

તા. ૧૪-૬-૧૮૯૭ ના રોજ તારાબાઈ સ્વર્ગવાસી થયાના સમાચાર મળતાં, તેમના મનને ભારે ધક્કો લાગ્યો ને તબિયત બગડતી ગઈ.

## જમનાબાઈનો સ્વર્ગવાસ

મહારાજા સયાજીરાવ તેમના દત્તક રાજમાતા મહારાણી જમનાબાઈના અંતકાલ વખતે પાસે જ હતા. જમનાબાઈ તા. ૨૯-૧૧-૧૮૯૮ ના રોજ સ્વર્ગવાસી થતાં રાજમાતાને યોગ્ય તેમને અંતિમ માન આપવામાં આવ્યું હતું. શાળા કચેરીઓ બંધ રાખવામાં આવી હતી, તથા વડોદરા કેમ્પમાં બ્રિટિશ રેસિડન્સીએ રાજધ્વજ અર્ધી કાઠીએ ઉતારી માન આપ્યું હતું.

સયાજીરાવે રાજમાતાનાં સ્મરણાર્થે સારી રકમ કાઢી તેના વ્યાજમાંથી પુસ્તકોને આશ્રય આપવાનું ઠરાવી તે સંબંધે તા. ૫-૧૨-૧૮૯૮ ના હુકમથી નિધિવહીવટની જવાબદારી શાળાખાતાને સોંપી.

## રાજમાતાને અંજલિ

રાજમાતા મહારાણી જમનાબાઈની કર્તૃત્વશક્તિ માટે રાજા સર ટી. માધવરાવ, રેસિડન્ટ મીડ તથા મેલવિલ ઊંચો અભિપ્રાય ધરાવતા હતા. સયાજીરાવના શિક્ષણ માટે તેમણે જે સગવડ આપી હતી તે માટે હિન્દુસ્તાન સરકારે તેમની કદર કરી હતી. દુઃખના દહાડામાં ધીરજ રાખી તેમણે ખંડેરાવ મહારાજનું નામ ચાલુ રાખવા માટે દત્તક લેવા સફળ પ્રયત્ન કર્યો અને વડોદરા રાજ્યને સયાજીરાવ જેવા મહાન નૃપતિની ભેટ આપી. તે માટે તેમને વડોદરા રાજ્યની પ્રજા જરૂર લાંબા વખત સુધી સંભારશે.

# પ્રકરણ ૮મું

—ooo—

## સયાજીરાવ અને સાર્વભૌમ સત્તા

### રેસિડન્ટના સહકારનો ઉલ્લેખ

સયાજીરાવ ૧૮૮૭ માં પ્રથમ યુરોપ ગયા તે પહેલાં ત્રણ દિવસ અગાઉ તા. ૨૮-૫-૧૮૮૭ ના રોજ ચિમણાબાઈ માર્કેટનો પાયો રેસિડન્ટ કર્નલ બર્કલીના હસ્તે નખાયો હતો તે વખતે તેમણે પોતાની ગેરહાજરીમાં રેસિડન્ટ, દીવાન વગેરે રાજકાર-ભારીઓને, યોગ્ય સલાહ તથા સહકાર આપે એવી આશા પોતાના ભાષણમાં વ્યક્ત કરી હતી. તે ઉપરથી અનુમાન થાય છે કે મહારાજા યુરોપ તરફ પ્રવાસે જાય ત્યારે તેમની ગેરહાજરીમાં રાજકારભાર ચલાવવા જે પ્રબંધ કરવામાં આવે, તેમાં રેસિડન્ટ સલાહ આપે એવી ગોઠવણ રહે એ સ્વરૂપની કાંઈક સૂચના સાર્વભૌમ સત્તાએ તે વખતે આપેલી હોવી જોઈએ.

### યુરોપ પ્રવાસ સંબંધે પ્રશ્નો

મહારાજા તબિયતના સુધારા માટે તથા પરદેશગમનથી થતા લાભો ઉઠાવવા માટે દેશાંતર જતા હતા, તેમ છતાં તેમનું વારંવાર થતું દેશાંતરગમન રાજ્યકારભારને નુકસાન પહોંચાડે છે એમ કહેવામાં આવતું. ૧૮૮૭ માં તેમની સાથે મિ. ઇલિયટને પોલિટિકલ ઑફિસર તરીકે હિન્દુસ્તાન સરકારની પરવાનગીથી લઈ જવા દેવામાં આવ્યા હતા. ૧૮૮૮ માં તેઓ મિ. ઇલિયટને પોલિટિકલ ઑફિસર તરીકે લઈ જવા માગતા હતા, પણ હિન્દી સરકારની ના આવી

હતી, જો કે, રજા લેવડાવી સયાજીરાવ પોતાના એક મિત્ર તરીકે તેમને સાથે લઈ ગયા હતા. હિંદુસ્તાન સરકારે તેમને બદલે બીજા કોઈ અમલદારને લઈ જવા જણાવ્યું હતું. મિ. ઇલિયટ પોલિટિકલ ઓફિસર તરીકે જાય તે તે વખતના સત્તાવાળાઓને રુચ્યું ન હતું. ઇલિયટને રાજ્યની નોકરીમાંથી પાછા બોલાવી લેવાના પ્રયત્નો પણ થતા હતા, જો કે સયાજીરાવના ખાસ આગ્રહને લીધે આ વાત ૧૮૮૯ માં બંધ રહી.

૧૮૯૨ માં મણિભાઈ જશભાઈની દીવાનગીરીના વખતમાં કર્નલ રેનોલ્ડઝ રેસિડન્ટ ( એ. જી. જી. ) હતા. તેમણે મહારાજા સયાજીરાવના યુરોપ પ્રવાસના ' પ્રોગ્રામ ' સંબંધે તથા કયા કયા અમલદારો વગેરેને તેઓ સાથે લઈ જવા માગે છે તેની કામચલાઉ યાદી બાબત વધુ હકીકત માગી, તથા તેમની સાથે તેમને મદદ કરવા વડોદરા રાજ્યને ખર્ચે હિન્દુસ્તાન સરકારના રાજદ્વારી ખાતાના અમલદારને લઈ જવા સૂચના કરી. હિન્દુસ્તાન સરકારે આ વખતે સૂચવ્યું કે મહારાજાની ગેરહાજરીમાં રાજ્યકારભાર ચલાવવા માટે નિમાતી ' કાઉન્સિલ 'ને પૂર્ણ સત્તા આપવી જોઈએ. સયાજીરાવે આ વાતનો સ્વીકાર કરવા સાફ ના પાડી; ફક્ત કાઉન્સિલને મહારાજાની સામાન્ય સત્તા સોંપવા અને વાપરવા દેવા તેઓ ખુશી હતા. રાજ્યકારભાર માટે તેઓ સાર્વભૌમ સત્તાને જવાબદાર હોવાથી કાઉન્સિલને મહારાજાના પૂર્ણ અધિકાર આપી વડોદરા રાજ્યના રાજ્યકર્તા તરીકે વિદેશનિવાસ દરમ્યાન તેઓ બંધ પડવા માગતા ન હતા; પણ રાજ્યના હિતને સંબંધકર્તા મહત્ત્વના પ્રશ્નમાં તેમના તરફ કાગળો મોકલી હુકમો મેળવ્યા સિવાય કાઉન્સિલને હજૂર અધિકારથી કાંઈ કરવા દેવા માગતા ન હતા કાઉન્સિલને પૂર્ણ અધિકાર સોંપાય તો મહારાજા રાજ્યકર્તા તરીકે બંધ પડે અને

કાઉન્સિલ તેમની જગોએ આવે એ પરિસ્થિતિ કોઈ પણ સ્વમાન ધરાવનાર રાજા કેવી રીતે સ્વીકારે ? વળી હિન્દુસ્તાન સરકારે મિ. ઇલિયટને કાઉન્સિલમાં નહિ નીમવા જણાવ્યું હતું. મિ. ઇલિયટે મહારાજાના ગુરુ તરીકે સયાજીરાવને સ્વમાનના પાઠ શીખવ્યા: રાજ્ય-કારભારમાં બ્રિટિશ હિન્દ કરતાં પણ વધારે પ્રગતિમાન ઉદાર સુધારા દાખલ કરવા પ્રોત્સાહન આપ્યું. તેથી મિ. ઇલિયટ પોલિટિકલ ખાતાને તેમ બ્રિટિશ હિન્દની શાહી નોકરીઓમાં કામ કરતા યુરોપિયન અમલદારવર્ગને ગમતા ન હતા. આને લીધે સાર્વભૌમ સત્તાએ મિ. ઇલિયટ વિરુદ્ધ વલણ લીધું હતું.

વિદેશગમન વખતે પોતાને ખર્ચે લઈ જવા પડતા પોલિટિકલ અમલદારની સૂચના સંબંધે ૧૮૯૩ માં લોર્ડ રેને ફરિયાદ કરતાં તેમણે જણાવ્યું કે:—

" પ્રવાસ વખતે પણ રાજાઓને આવા રાજદ્વારી ખાતાના અમલદારે મદદ કરવાની છે એમ કહેવામાં આવે છે. પરંતુ કઈ બાબતમાં તેઓ મદદ કરવા માંગે છે તેની ખુદ રાજાઓને પણ ખબર હોતી નથી. એવી અજ્ઞાત સ્વરૂપની મદદ કઈ બાબતમાં કરવી તે એ રાજદ્વારી અમલદાર પોતે ઠરાવે છે. રાજાઓ જે ' હોટેલ 'માં ઊતરવાના હોય તેનું નામ તે માગે છે. તેમ જ ત્યાં કેટલો વખત રહેવાના છે તથા ક્યારે નીકળવાના છે તેની તારીખો વગેરે માહિતી માગે છે; કેટલાક અમલદારો રાજાના ખાનગી નોકરોની નિમણુકો કરવા જેવી બાબતોમા પણ માથું મારવું એ પોતાની ફરજ સમજે છે. આવી દરમ્યાનગીરીથી રાજાઓની સગવડ સચવાય છે એમ કોઈ પણ સંજોગોમાં કહી શકાય નહિ. ઊલટું, આ અધિકારીઓ તો રાજાઓના ઉપરી જેવા બની જાય છે. "

અત્રે નોંધ લેવાની જરૂર છે કે ૧૮૮૮ માં હવા ખાવાને ઠેકાણે

રાજદ્વારી ખાતાના અમલદારની હાજરીની જરૂર નથી એમ હિન્દુસ્તાન સરકારે જ ઠરાવ્યું હતું.

## હિન્દી રાજ્યોની મુશીબત

'ટ્રિનિટી હાઉસના એલ્ડર બ્રેધ્રેન'ની મિજબાની વખતે તા. ૨૪–૧૦–૧૮૯૨ ના રોજ લંડનમાં મેન્શન હાઉસમાં લોર્ડ મેયરે સયાજીરાવના સ્વાગત નિમિત્તે આરોગ્યપાનની ( Drinking of H. H.'s Health ) દરખાસ્ત મૂકેલી તેના જવાબમાં મહારાજાએ રાજ્યને શ્રેષ્ઠ અને સર્વસ્વીકૃત નીતિએ ચલાવવાના પ્રયત્નના થયેલા ઉલ્લેખને અંગે જણાવ્યું કે —

" આપ બધા કબૂલ કરશો કે દેશી રાજ્યનું તંત્ર ચલાવવાનું કામ ઘણું કઠણ છે. દેશી રાજાઓની મુશીબતોનો ખ્યાલ આ દેશમાં સમજાય એવો નથી. હું મારી આત્મપ્રશંસા કરવાની ઇચ્છા વિના અંગત રીતે બોલું છું ને કહું છું કે મારું મોટું ધ્યેય તો એટલું જ છે કે વડોદરામાં ઉત્તરોત્તર પ્રગતિના વિચારો દાખલ કરવા અને તેમને ટકાવી રાખવા. "

## લોકશાહી સ્વાયત્તતાની તરફેણ

૧૮૯૨ ના નવેમ્બરની ૧૦ મીના રોજ લંડનમાં ગિલ્ડહોલમાં લોર્ડ મેયરની મિજબાની વખતે ' Our Indian and Colonial Visitors' ( આપણા હિન્દી અને દરિયાપારનાં સંસ્થાનોના પરોણા )ના આરોગ્ય માટે સલામતી લેવાતાં સયાજીરાવે ભાષણ કરતાં બ્રિટનના સંસ્થાનોમાં તથા તાબાના દેશોમા લોકશાસન ક્રમિકપણે એવા પ્રગતિશીલ ઉપાયો લેવા સૂચન કર્યું હતું. તેમણે જણાવ્યું કેઃ—

" મને લાગે છે કે બ્રિટિશ પ્રજામાં જે ઉદારતાવાળી નૈસર્ગિક ભાવના છે તેને લીધે તે સંસ્થાનોને તથા બીજા તાબાના દેશોને લોકપ્રતિનિધિત્વના અને સ્વરાજ્યનાં તત્ત્વોવાળી સંસ્થાઓનાં સુખ આપે તો ઠીક કહેવાય. આવાં પગલાં ભરવામાં આવે તો શાસનની ચિંતાઓનો બોજો કમી થશે ને નામદાર સમ્રાજ્ઞીની પ્રજાના સંતોષ ને સમૃદ્ધિ સિદ્ધ કરવાની ઉદાત્ત ઇચ્છા સફળ કરવાનું તે સાચું સાધન થઇ પડશે એટલું જ નહીં પણ સામ્રાજ્યના છૂટાં છૂટાં અંગો પરસ્પર આકર્ષાશે, તેમનો સંબંધ ગાઢ બનશે ને સામ્રાજ્ય સંગીન થશે. "

આમ પોતાના રાજ્યમાં સુરાજ્યના અખતરા કરતા ઉમંગી સયાજીરાવે ૨૯–૩૦ વર્ષની ઉમરે ગ્રેટબ્રિટનને પોતાનાં સંસ્થાનોને અને તાબાના દેશોને લોકપ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ તથા સ્વરાજ્ય બક્ષવાની દૂરદર્શી સલાહ આપવાની હિંમત બતાવી હતી, તે માટે તેમને જરૂર અભિનંદન ઘટે છે. પરંતુ હિન્દમા આપખુદ સત્તા ચલાવતો બ્રિટિશ અધિકારીવર્ગ બ્રિટિશ હિન્દના કરતાં પણ વધારે પ્રગતિવાળા સુધારાઓ પોતાના રાજ્યમાં દાખલ કરી તેમના કારભારને ઝાંખા પાડતા રાજવી તરફ શંકાની નજરે જોતો હતો અને તેમના તરફ અણગમો ધરાવતો હતો, તે અધિકારીઓને સયાજીરાવનો આ હિંમતભર્યો ઉપદેશ ન રુચે અને સંસ્થાનોનાં કારભારની મુશ્કેલીઓના ઉલ્લેખમા પોતાની દખલગીરીની ટીકા જુએ એ કુદરતી હતુ. આ અધિકારીવર્ગ સયાજીરાવને પોતાના રોષનુ ભાન અનેક રીતે કરાવે એમાં નવાઈ નહોતી.

## વગાડવાના ઢોલ જેવી સ્થિતિ

રાજાઓની અભિલાષાઓ તરફ બેદરકારી બતાવાય છે તે સબંધે, મિ. ઇલિયટને સેવાનિવૃત્ત થયા પછી (ઈ. સ. ૧૮૯૫ પછી)

રાજ્યની નોકરીમાં આવવા દેવા માટે પરવાનગી ન મળવાના પ્રસંગને ઉદ્દેશીને સયાજીરાવે એક પ્રસંગે જણાવ્યું કેઃ—

" રાજ્યો તથા તેમના નામધારી રાજાઓની સ્થિતિ એકાદ વગાડવાના ઢોલ કરતાં પણ બૂરી હોય છે. જો તેઓ પોતાના રાજ્યમાં સુધારાઓ કરે તો તેમને આંધળું અનુકરણ કરનાર તરીકે અપ્રિય થવું પડે છે, અને જો તેવા સુધારા ન કરે અને પાછળ રહે તો સમયાનુસાર આગળ ન જવા માટે તેમને દોષ દેવામાં આવે છે. આ સ્થિતિ ઘણી વિચિત્ર છે અને તેમાં યોગ્ય સુધારો થવો જોઈએ. "

આ અરસામાં સયાજીરાવને યુરોપમાં લાંબા વખત સુધી ગેર-હાજર રહેવાના પ્રસંગ આવતા હતા તેથી કારભારની યોજનામાં દીવાનને તથા કાઉન્સિલને મોઘમ ભાષામાં જુદા જુદા વિષયો સંબંધે અધિકાર સોંપવા પડતા અને જાણે પોતાની ઇચ્છાથી રેસિડન્ટને વિનંતિ કરતાં તેમણે રાજ્યકારભારમાં સીધો ભાગ લેવાનું કબૂલ્યું હોય એવો સરકારી હુકમમાં મહારાજા દેખાવ કરતા. મિ. રાઈસના કહેવા પ્રમાણે આ વખતે કાઉન્સિલમાં દીવાનના અધ્યક્ષપણા નીચે ૭ સભ્યો રહેતા, અને ૫ જણનું કોરમ બનતુ. અધિકાર બહારના અસામાન્ય વિષયોનો દીવાન સાથે ત્રણ ત્રણ સભ્યોની પેટાસમિતિઓ વહીવટ કરતી. આથી દીવાનના હાથમા ઘણી સત્તા રહેતી, અને દીવાનના વ્યક્તિત્વના પ્રમાણમાં રેસિડન્ટને દરમ્યાનગીરી કરવાની તક મળતી. મહત્ત્વની બાબતમાં રેસિડન્ટની સલાહ લેવા મહારાજાએ ભલામણ કરવાને લીધે દીવાન એવાં કામોમાં પોતાને જોખમે હુકમ કરી શકતો. તેમ જ કેટલીક બાબતોમાં અમુક ફરજો બજાવવાની હતી. નિર્બળ દીવાન રેસિડન્ટની સલાહ લેવામાં પોતાની સલામતી જોતો, અને તેથી રેસિડન્ટ

વસ્તુતઃ રાજ્યનો કર્તાહર્તા બની જતો. મહારાજાને આ ઓઠવણો ગમતી નહિ. સત્તા સોંપવાની ફરજ પડવાથી રાજ્યકર્તાની સત્તાને તથા તેના મોભાને નુકસાન થાય છે એવી ફરિયાદ તેઓ કર્યા કરતા. રેસિડન્ટને ફરજિયાત સત્તા સોંપવી પડતી, છતાં જાણે મહારાજાની વિનંતિથી જ રેસિડન્ટ એ સત્તા લેવા કબૂલ થયો હોય એવો દેખાવ થતો ને તેથી સયાજીરાવને ઘણું મનદુઃખ થતું.

## રેસિડન્ટ તથા મહારાજા

૧૮૯૩ માં રેસિડન્ટ સાથે મહારાજાને થયેલી મુલાકાતમાં સયાજીરાવે જણાવ્યું કે મારી નાદુરસ્ત તબિયતને લીધે મુસાફરીએ જવું પડે છે, અને આંતરિક રાજ્યકારભાર સાથે રેસિડન્ટને કાંઈ લેવાદેવા નથી, પણ શું ચાલે છે તેની ખબર દીવાન રેસિડન્ટને આપતા રહેશે. રેસિડન્ટે જણાવ્યું કે દેશમાં સુલેહશાંતિ જળવાય તે માટે તે હિન્દુસ્તાન સરકારને જવાબદાર છે અને એ સરકારની જરૂરિયાતને પહોંચી વળે એવી વિગતવાર ગોઠવણોની રેસિડન્ટને પૂરી માહિતી રહેવી જોઈએ. જે બાબતો સુલેહશાંતિ સાથે સંબધ ધરાવતી ન હોય અને જે માત્ર રાજ્યના આંતરકલ્યાણ સાથે સંબંધ ધરાવતી હોય તેની વિગતવાર માહિતી રેસિડન્ટને આપવાની શી જરૂર છે એવો પ્રશ્ન પૂછાતાં તેનો સયાજીરાવને સંતોષકારક જવાબ રેસિડન્ટ પાસેથી ન મળી શક્યો. દેશી રાજ્યોની અખંડ સત્તા તથા રાજાઓના મોભાનો વિચાર કરતાં રાજ્યનો નોકર ન હોય એવા બહારના કોઈ શખસને સત્તા સોંપવી અયોગ્ય નથી? એવી દલીલના જવાબમાં રેસિડન્ટે જણાવ્યું કે "પ્રસંગ આવે ત્યારે હિન્દી સરકાર સલાહ આપવા હમેશ તૈયાર રહે છે અને તે સલાહ ઉપર ધ્યાન આપવાથી જ વડોદરા રાજ્યનો મોભો તથા અખંડતા જળવાશે." (રેસિડન્સી પત્ર નં. ૪૭૮૨/૨૭-૪-૧૮૯૩). આ

પત્ર લખાયા બાદ વડોદરા રાજ્ય તરફથી આ બાબતમાં જાણી જોઈને વિલંબ કરવામાં આવે છે એમ એક લખાણમાં રેસિડન્ટે વડોદરા રાજ્યને જણાવ્યું. રેસિડન્ટે એમ માની લીધું કે હિન્દી સરકારની તથા તેની સત્તાને જાણી જોઈને અવગણવાનો આ પ્રયત્ન છે. તે ગુસ્સે થયો. સયાજીરાવ રાજ્યના મોભાને અને હિન્દી સરકારની સ્વીકારાયેલી માગણીને બંધબેસતું થાય તેટલે દરજ્જે પણ તેથી વધારે નહિ એવી રીતે વર્તવા તૈયાર હતા. આ ચર્ચામાં વખત ચાલ્યો ગયો ને પૂર્વેની વ્યવસ્થા ચાલુ રાખી સયાજીરાવ યુરોપની ૫ મી મુસાફરીએ ગયા. રાજ્યકારભારમાં ભાગ લેવા, 'માયાળુપણે સંમત થયેલા' રેસિડન્ટ દીવાન સાથે પત્રવ્યવહાર કરી વડોદરા રાજ્યના કારભાર સાથે સંપર્કમાં રહે એવી યોજના હતી. સયાજીરાવે પોતાના હક્કને બાધ ન આવે એવી રીતે હિન્દુસ્તાન સરકારની ઇચ્છા મુજબ વ્યવસ્થા કરવાનું જણાવી યોગ્ય પ્રસંગે આ આખો પ્રશ્ન ફરી રજૂ કરવાનો હક્ક પત્રમાં કાયમ રાખ્યો હતો.

## લોર્ડ લૅન્સડાઉનનો પત્ર

મહારાજાએ ૧૮૯૩ માં ઝુરિકથી વાઈસરૉય લોર્ડ લૅન્સડાઉનને લખેલા મૈત્રીભર્યા પત્રના જવાબમાં તેમણે તા. ૭-૧૧-૧૮૯૩ ના પત્રમાં જણાવ્યું કેઃ—

"મને ચોક્કસ ખાત્રી થઈ છે કે વડોદરા જેવા રાજ્યના રાજવી માટે દૂરથી રાજ્યકારભાર ચલાવવો અશક્ય છે, તેઓ પરદેશ જાય ત્યારે સત્તાનો મોટો ભાગ બીજાઓને સોંપાવો જોઈએ. છેલ્લાં સાત વર્ષમાં આપને કમનસીબે લગભગ ૪॥ વર્ષ વડોદરાની બહાર રહેવાની ફરજ પડી છે. એ હકીકત છૂપાવવી નકામી છે કે આ લાંબી ગેરહાજરીથી ઘણા કમનસીબ પરિણામો આવ્યાં છે...

પરંતુ રાજ્યના મુખી તરીકે આપની સત્તા તથા દરજ્જામાં ઘટાડો થાય એવું બનતાં સુધી કાંઈપણ ન કરવા હું આતુર છું. "

## રાજ્યકારભાર માટે પુનર્ઘટના

મહારાજાની તબિયત માટે દિલસોજીભર્યો ઉલ્લેખ પછી વાઈસરોયે છેવટે સૂચવ્યું કે સયાજીરાવની તબિયત જ્યાં સુધી ખરાબ રહે ત્યાં સુધી તેમણે રાજ્યકારભાર ચલાવવાનો પ્રયત્ન મૂકી દેવો એ ખરેખર તેમનાજ હિતનું છે. મહારાજાએ નાખુશીથી આ અનિવાર્ય પરિસ્થિતિને સ્વીકારી લીધી અને હવે પ્રથમ કરતાં વધારે સત્તા સોંપવી પડી. તેમણે કાઉન્સિલની પુનર્ઘટના કરી અને તેમાં દીવાન, બે નાયબદીવાન, સરસુબા, તથા સરકારીખાતાના વડાને રાખ્યા. મહારાજાએ કેટલાક વિષયો પોતાને માટે અનામત રાખ્યા, પણ નિયમોમાં એવું ધોરણ રાખ્યું કે તે વિષયો પણ કેટલાક મહત્ત્વના અપવાદ સાથે સોંપી શકાય અને ખરેખર સોંપાયા પણ ખરા. તે વખતે રેસિડન્ટને રાજ્યકારભારમાં ભાગ લેવાનો જે અધિકાર હતો તે જ સયાજીરાવને ખૂંચતો હતો; તે સિવાય આવી ગોઠવણ સામે તેમને બીજો કાંઈ ખાસ વાંધો નડતો.

## રેસિડન્ટની દખલનું પરિણામ

તેઓ માનતા કે રેસિડન્ટને રાજ્યકારભારમાં દખલ કરવાની તક રહેતાં પ્રજાજનો રેસિડન્ટને જ રાજ્યના ખરા રાજ્યકર્તા માની લેશે, પોતે નામના રાજા રહેશે, ને હિન્દી સરકારની આજ્ઞા પ્રમાણે વડોદરા રાજ્યનો કારભાર ચાલે છે એવી સમજૂત કરી લેશે. ગમે તેમ હો, સત્તા સોંપવા સંબંધે ચાલેલા પત્રવ્યવહાર તથા કરવી પડેલી ગોઠવણને લીધે રેસિડન્ટ તેમજ સયાજીરાવ એક બીજાથી અસંતુષ્ટ બન્યા અને દીવાન મણિભાઈના હાથમાં રાજ્યની લગભગ

બધી સત્તા આવી પડતાં રેસિડન્ટે તેમની નિર્બળતાનો લાભ લઈ તેમની પાસે પોતાનું ધાર્યું કેટલેક અંશે કરાવ્યું, જેનું પરિણામ "બાપટ કમિશનમાં તથા તે પછી" બનેલા કરુણ બનાવોમાં આવ્યું.

## શલ્ય કયાં હતું

સયાજીરાવ જેવા પ્રજાકલ્યાણ માટે અંતઃકરણથી કામ કરનારા મહારાજાને આ બધી પરિસ્થિતિ દુઃખદાયક લાગે તથા તે સામે રોષ ઉત્પન્ન થાય એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તબિયતના સુધારા માટે યુરોપ જતા ત્યારે તેઓ બધો વખત મોજમજામાં ગાળતા નહતા પણ નિરીક્ષણ કરી વડોદરા રાજ્યમાં કયો સુધારો દાખલ કરવા જેવો છે તેની તપાસ કરી વિચાર કરતા અને તેવા સુધારા તરત અમલમાં મૂકવા માટે પૂર્ણ પ્રયત્ન કરતા હતા. આમ રાજ્યની પ્રજાના કલ્યાણ માટે નિરંતર ચિન્તા કરનાર મહારાજાને તેઓ રાજ્યકર્તા તરીકે પોતાની ફરજ બજાવવામાં, યુરોપ પ્રવાસે જવાથી, ચૂકે છે એવું સૂચન અન્યાયી હોવાથી તેમને દુઃખ થતું. કારણ આરોગ્ય મેળવવાના હેતુ સાથે તેઓ યુરોપમાં પ્રજાકલ્યાણની નવી નવી યોજનાઓની પ્રેરણા મેળવી વિચારતા. વળી વડોદરામાં લાંબો વખત રહેવાથી તબિયત ઉપર ખરાબ અસર થાય તો કામ કરવાની શક્તિ ઘટે એ વાત પણ સત્ય જ હતી.

સયાજીરાવે ડો. નેવિન્સને તા. ૨૪-૯-૧૮૯૫ ના પત્રમાં જણાવ્યું તે પ્રમાણે તેમને વસ્તુતઃ પોતાની તમામ સત્તા કાઉન્સિલને તથા "એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ" (રેસિડન્ટ) ને પાંચમા પ્રવાસ વખતે સોંપી દેવી પડી હતી.

## રેસિડન્ટની સત્તા વિષે સયાજીરાવ

રેસિડન્ટની સત્તાનો ઉલ્લેખ કરતાં ઇન્ગ્લન્ડના સુપ્રસિદ્ધ

માસિક "ધી નાઈન્ટીન્થ સેન્ચુરી" ના ૧૯૦૧ ના ફેબ્રુઆરી અંકમાં પ્રગટ થયેલા "My ways and days in Europe and India." શીર્ષક લેખમાં સયાજીરાવે જણાવ્યું છે કેઃ—

"રાજ્ય કારભાર ઉપર મારી ગેરહાજરીની અસર કેટલી થાય તેનો આધાર આ અમલદારના સ્વભાવની અંગત ખાસિયતો ઉપર ઘણે ભાગે રહે છે; પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે મારા પરદેશવાસના પરિણામ તરીકે તેની દરમ્યાનગીરી વધારે વખત થાય છે અને રાજ્યકારભાર ઉપર વધુ અસર કરે છે. આ બહારની બિનજરૂરી દખલગીરીનું પરિણામ એ આવે છે કે મારી ગેરહાજરીને લીધે ઉત્પન્ન થતી નાનીસૂની અગવડો વધે છે, વધારે તીવ્ર સ્વરૂપ લે છે. અને ગંભીર મુસ્કેલીઓ નડે છે, તથા નવી મુસ્કેલીઓ સર્જાય છે. ' અનિશ્ચિતતા તથા રાજ્યકારભારમાં અણવિશ્વાસને ઉત્તેજન મળે છે. રાજ્યના વ્યક્તિત્વ' માટે રાજાની લાગવગ કાયમ રહેવી જોઈએ તે આ દખલગીરીને લીધે ઘટે છે અને રાજા એકધારી રાજનીતિ ચલાવવા માટે પૂરતો રસ લઈ શકતો નથી."

મહારાજાને રેસિડન્સીની વધારે પડતી દખલગીરી કેટલી આકરી લાગતી તે આ ઉદ્ગારો ઉપરથી જણાઈ આવે છે. રાજ્યના કારભાર માટે કરેલી ગોઠવણોમાં-ગેરહાજરીમાં રાજ્યકારભાર સાથે પોતે ગાઢ સંપર્કમાં રહે તે માટે સયાજીરાવે કરેલી યોજનાનો સમાવેશ થતો હતો, અને દીવાનના સાપ્તાહિક પત્રો, તથા ખાતાના વડા તથા સુબાઓનાં નિયમિત પત્રો તથા મહત્ત્વના કામમાં કાઉન્સિલ તરફથી લેવાતાં પગલાંની માહિતી આપતા કાગળો મોકલવાની પદ્ધતિને લીધે તેમને દૂરથી પણ રાજ્યકારભાર ચલાવવાની અનુકૂળતા મળતી હતી. તેમ છતાં સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિનીઃ

રાજ્યના કારભારમાં દરમ્યાનગીરી સહન કરી લેવાના પ્રસંગ આવતાં સયાજીરાવ અકળાય તથા તેમનું સ્વમાન ઘવાય એ કુદરતી હતું.

## દીવાન મણિભાઈની સ્થિતિ

૧૮૯૩ ના ડિસેમ્બરના મધ્યમાં પાંચમી વખતે યુરોપ જતાં પહેલાં જે વ્યવસ્થા કરવી પડેલી તેમાં રેસિડન્સીના વડાને ખૂબ મહત્ત્વ આપવું પડયું હતું. તેની અનિચ્છનીય અસર રાજ્યકારભાર ઉપર થઈ. તે વખતના દીવાન મણિભાઈ જશભાઈની સ્થિતિ મહારાજા તથા રેસિડન્ટ બિડૂલ્ફ વચ્ચે ‘ સૂડી વચ્ચે સોપારી ’ જેવી થઈ. મણિભાઈ મલ્હારરાવ પદભ્રષ્ટ થયા ત્યારે રેસિડન્સીમાં નેટિવ આસિસ્ટન્ટ હતા, એટલે રેસિડન્ટને એક આસિસ્ટન્ટ તરીકે રીઝવવાની કળા જાણતા હતા પરંતુ પ્રથમ કોટિના વડોદરા રાજ્યના દીવાન તરીકે રેસિડન્સી સાથે સમાનતાપૂર્વક કેવી રીતે કામ લેવું તે કળા તેઓ કેટલી જાણતા હશે તે જાણવા આપણી પાસે સાધન નથી. પરંતુ સામાન્ય માનવ સ્વભાવ જોતાં રેસિડન્ટના દેશી મદદનીશ તરીકે કામ કરી આવેલા માણસનું, પોતે દીવાન હોય છતાં રેસિડન્ટ ઉપર જોઈએ તેટલું વજન પડવું મુશ્કેલ છે અને ટેવ પડવાને લીધે બનતાં સુધી રેસિડન્ટને નમતું આપવાની વૃત્તિ રહેવાનું સંભવિત છે.

## બાપટ કેસની ભૂમિકા

આવી પરિસ્થિતિમાં મિ. ઇલિયટ સામે સુગ ધરાવતા રેસિડન્ટ બિડૂલ્ફ તરફ મિ. ઇલિયટની ‘ મૂછનો બાલ ’ ગણાતા તેમના મુખ્ય મદદનીશ રા. વાસુદેવ સદાશિવ બાપટ સામે તેઓ લાંચરૂશ્વત ખાય છે તથા ભારે અન્યાય કરે છે એવી અરજીઓ બારખળી ખાતા સાથે પ્રસંગમાં આવનાર કેટલાક વતનદારો

તરફથી ૧૮૯૩ માં થવા માંડી. ૧૮૯૩ ના ડિસેમ્બરમાં તેમણે એ અરજીઓ દીવાન તરફ મોકલી પણ તે સંબંધે કાંઈ પગલાં લેવાયાં નહીં એટલે ૧૮૯૪ ના જૂનમાં રેસિડન્સી તરફથી જણાવવામાં આવ્યું કે 'બાપટ ઉપર લાંચરૂશ્વતનો આરોપ મૂકતી અરજીઓ રેસિડન્સીમાં આવે છે, તા. ૧૫-૪-૧૮૯૪ ના 'અમદાવાદ ટાઇમ્સ'માં આ બાબત ચર્ચા આવી છે તે ઉપર ધ્યાન ખેંચવામાં આવે છે; જો રાજ્ય કાંઈ પગલાં લેવા ન માગતું હોય તો તેમાં રેસિડન્સીને લેવા દેવા નથી. તેમ બાપટને એ પેપર પર બદનક્ષીની ફરિયાદ માંડી નિર્દોષ ઠરવા સૂચના કર્યા છતાં તે તેમ ન કરે તો તેને ફરજ પાડી શકાય નહિ; તો પણ રાજ્ય કાંઈ પણ પગલાં ન લે તો અથવા મિ. બાપટ ફરિયાદ ન માંડે તો વિરુદ્ધ અનુમાન નીકળે અને વડોદરા રાજ્યની આબરૂને બટ્ટો લાગે; મહારાજા હાજર હોત તો શું કરત તે કહી શકાય એમ નથી, તો પણ તેઓ પોતાની ગેરહાજરીમાં કાઉન્સિલ રાજ્યની કીર્તિને ઝાંખપ ન લાગે તે માટે યોગ્ય પગલાં લે એમ ઇચ્છે એવું અનુમાન કરી શકાય.'

## પ્રાથમિક તપાસ

આ પત્ર આવ્યા પછી બાપટ ઉપર મૂકાયેલા આરોપોની પ્રાથમિક તપાસ કરવાનું કાઉન્સિલે વિચાર્યું. આ પહેલાં સયાજીરાવની એક મુસાફરી દરમ્યાન મિ. ઇલિયટની ગેરહાજરીમાં બાપટને બારખલી ખાતાનો હવાલો સોંપાયો હતો. મેકોનોકી પાસે સર્વે ખાતું રહેલું, કેરશાસ્પજી પાસે નાયબ દીવાન તરીકે બન્ને ખાતાંનો હવાલો હતો, અને તેમના તાબામાં રહી બાપટ બારખળી ખાતાનો અને મિ. મેકોનોકી સર્વે-સેટલમેન્ટ ખાતાનો વહીવટ કરતા હતા. બારખળી ખાતું પોતાને ન સોંપાયાથી મિ. મેકોનોકી નારાજ રહેતા. તેમ છતાં બાપટ સામેની પ્રાથમિક તપાસ તથા ઝડતીઓ લેવી વગેરે

કામ અધિકારપૂર્વક કરવા સારું રાજ્યવહીવટી કાઉન્સિલે મિ. મૅકોનોકીને આ તપાસ પૂરતા પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધીશના અધિકાર તા. ૧૮ મી જૂને આપ્યા. બાપટે તબિયતના કારણસર આશરે ૭ માસની રજા મંજૂર કરાવી લીધી હતી. પરંતુ રજા પર ક્યારે જવું તે તેમની મુનસફી પર હોવાથી તે તા. ૧૯ મી જૂને વડોદરેથી સદર સ્ટેશન છોડવાની પરવાનગી લીધા વગર મુંબઈ જવા નીકળ્યા ને સુરત સ્ટેશનેથી તારથી રેસિડન્ટને ખબર આપી કે નાદુરસ્ત તબિયતને લીધે તે વૈદ્યકીય સલાહ લેવા મુંબઈ જાય છે અને તેમની અગાઉ મંજૂર થયેલી રજાનો તેઓ લાભ લે છે. મુંબઈ જઈ ત્યાંથી આરામ લેવાની સલાહ આપતો યુરોપિયન દાકતરનો દાખલો તેમણે મોકલી આપ્યો અને તબિયત સુધરતાં પોતે હાજર થશે, સરકારને તેમની સાથે કાંઇ પત્રવ્યવહાર કરવો હોય તો પૂનામાં (લોકમાન્ય) બાળગંગાધર ટિળકના સરનામે તેમને લખવા જણાવ્યું. પૂનેથી પણ તેમણે દા. કુન્ટેનું સરટિફિકેટ મોકલ્યું.

## બાપટ સસ્પેન્ડ

મિ. મૅકોનોકીએ પ્રાથમિક તપાસ સફળતા પૂર્વક કરવા માટે મિ. બાપટને નોકરીપરથી તપાસ દરમ્યાન મોકૂફ કરવા ( suspend ) કાઉન્સિલને સૂચવ્યું. આ વાતની ખબર પડતાં બાપટે તાર કર્યો કે મને સાંભળ્યા વગર અગર મારો ખુલાસો લીધા વગર મારા કામનો નિકાલ નહિ કરવો જોઇએ, નિદાન મારી વતી વકીલ રામચંદ્ર હરિ ગોખલેને સાંભળવા જોઈએ." એટલામાં રેસીડન્સી-માંની બીજી બે ફરિયાદો તપાસ માટે આવી અને બાપટને કાઉન્સિલે સસ્પેન્ડ કર્યો. રા. રામચંદ્ર હરિ ગોખલેએ પોતે બાપટ તરફથી વકીલ નિમાયાની દીવાનને ખબર આપી તથા પોતાને બાપટ વતી સાંભળવા માગણી કરી.

## સયાજીરાવના પ્રશ્નો તથા ઉત્તરો

મિ. મેકોનોકીને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટના ફોજદારી અધિકારથી નીમ્યાની ખબર સયાજીરાવને દીવાન તરફથી આપવામાં આવતાં તેમણે જણાવ્યું કે રાજ્યમાં ન્યાયની કોર્ટો છતાં આમ મિ. મેકોનોકીને શા માટે અધિકાર આપી તપાસ કરવા નીમવામાં આવ્યા તે સમજાતું નથી, તેમ બારખળીખાતાના જવાબદાર નાયબ દીવાન કેરશાસ્પજીને મિ. બાપટ સામેની ફરિયાદોની તપાસ કરવાનું કામ ન સોંપતાં મિ. મેકોનોકીને સોંપાયું તે યોગ્ય લાગતું નથી, તો તેનો ખુલાસો કરવો તથા મિ. મેકોનોકીને તપાસ કરવા કરેલા હુકમનો અમલ ન કરવો. મિ. મેકોનોકીને ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટના જે અધિકાર અપાયા હતા તે વાપરવા માટે મિ. મેકોનોકીને પરવાનગી આપવા સાર્વભૌમસત્તાને દીવાન તરફથી લખવામાં આવ્યું હતું. બીજી તરફ બાપટ વતી જણાવવામાં આવ્યું કે તેમને નોકરીમાંથી 'સસ્પેન્ડ' કરવાનો હુકમ તેમને સાંભળ્યા વગર થયેલો હોવાથી નિયમ વિરુદ્ધ છે તેથી તેના ઉપર વિચાર કરવા હુકમની નકલ આપો.

મહારાજા સયાજીરાવે મિ. મેકોનોકીને તપાસ કરવા નીમવા થયેલા હુકમનો અમલ ન કરવા જણાવ્યું હતું તેના જવાબમાં હવે તેમ થઈ શકે એમ નથી, કારણ, તેથી રેસિડન્સીનો રોષ વહોરવો પડશે એમ દીવાને સૂચવ્યું. એટલે આ વાત આટલેથી અટકી અને મિ. મેકોનોકીને તપાસ કરવા દેવી પડી, જો કે હજૂરને આ બાબત અગાઉ ખબર આપવી જોઈતી હતી એવો ઠપકો આપવામાં આવ્યો.

## બાપટની મુશ્કેલીઓ

બાપટના સોલિસિટર્સ મેસર્સ પેઇન ગિલ્બર્ટ અને સયાણીએ બાપટને સસ્પેન્ડ કર્યાના હુકમની નકલ માગી તથા બાપટ જામીન

આપવા તૈયાર હતા તેથી તેમના પર પકડહુકમ નહિ બજાવવામાં આવે એમ સરકાર તરફથી જણાવવામાં આવશે તો બાપટ પોતે થઈને તુર્ત હાજર થશે એ મતલબની અરજી કરી, જે અરજી કાઉન્સિલે નામંજૂર કરી અને જણાવ્યું કે કેસની પ્રાથમિક તપાસ થતી હોવાથી ફોજદારી કામ ચલાવવા જેવી હકીકત નીકળે છે કે કેમ તે જોવાનું બાકી રહે છે; એવી સ્થિતિમાં આ ખાતાની રૂએ પ્રાથમિક તપાસમાં કોઈ ધારાશાસ્ત્રી હાજર રહી શકે નહી; અને વળી પરરાજ્યના ધારાના હિમાયતીઓ આમ બારોબાર રાજ્યને લખી શકે નહિ તેમ રાજ્ય જબાબ દે નહીં તો પણ આ સોલિસિટરની પેઢીને નિયમની ખબર નહિ હોય તેથી વિવેક ખાતર જવાબ આપવામાં આવે છે. વળી પરરાજ્યના ધારાના હિમાયતીઓને રાજ્યની કચેરીઓમાં કામ કરવા આવવા દેવા સંબંધે રાજ્યનાં ધારાધોરણને વશવર્તીને રજા આપવી કે કેમ તે રાજ્યની મુનસફીની વાત છે એટલે ખાસ પરવાનગી ન મળે તો તેઓ હાજર રહી શકતા નથી.

બાપટ સામેની અરજીઓની મિ. મેકોનોકી પાસે પ્રાથમિક તપાસ થતાં બે સાક્ષીને માફીના સાક્ષી બનાવવામાં આવ્યા. બાપટને જામીન પર સરકાર છોડશે કે કેમ એમ પૂછતી અરજી વકીલ ગોખલેએ આપી. તેનો જવાબ ન મળતાં ફરી લખ્યું પણ તેનું કાંઈ પરિણામ આવ્યુ નહિ.

## કમિશન નિમાયું

તા. ૨૫-૭-૧૮૯૪ ના રોજ બાપટ સામે પ્રથમ દર્શનીય લાંચરુશ્વત લીધાનું પુરવાર થતું હોવાથી કાઉન્સિલે કમિશન નીમવાનો હુકમ કર્યો તથા તેની સયાજીરાવને વિલાયત ખબર આપવામાં આવી. સયાજીરાવે આ હુકમ સામે સખ્ત નાપસંદગી દર્શાવી. રાજ્યમાં આવા ગુનાની ચોકસી કરી ઇન્સાફ આપવા

અદાલતો સ્થપાયેલી છતાં આમ કમિશન નીમવાનું ઠરાવવું ગેરવાજબી છે એમ જણાવ્યું. કાઉન્સિલે કમિશનર તરીકે પ્રથમ જમશેદજી દલાલ, ગજાનન બાપુજી કોઠારે તથા ગણપતરાવ શ્રાવણરાવ ગાયકવાડને નીમવા માટે મંજૂરી માંગી. સયાજીરાવે જણાવ્યું કે મુંબઈ હાઈકોર્ટના ન્યાયાધીશ મહાદેવ ગોવિંદ રાનડે અગર થાણા જીલ્લાના જડજ ટીપનીસ તથા વડોદરાની વરિષ્ઠ ન્યાયાધિશીના સરન્યાયાધીશ અંબાલાલ સાકરલાલ દેસાઈ, વિનાયક મહાદેવ પંડિત (જ્યુડિશ્યલ આસિસ્ટન્ટ)ને મૂકી બીજાનાં નામ સૂચવાય તે ઠીક નથી. મિ. રાનડેને પૂછાવતાં તેમણે જણાવ્યું કે આ કામ માટે તેમને ફુરસદ નથી. તેથી તેઓ આવી શકે એમ નથી. મિ. ટીપનીસ માટે મુંબઈ સરકારે લખી જણાવ્યું કે તેઓ તેમને આ કામ માટે ફાજલ પાડી શકે એમ નથી; ને આ બન્ને પૈકી કોઈ એક વગર વડોદરા રાજ્યની હાઈકોર્ટના કોઈ ન્યાયાધીશને નીમવાનો પ્રશ્ન રહેતો નથી એમ જણાવી પ્રથમ સૂચવેલાં નામો માટે ફરી મંજૂરી માગવામાં આવી અને મહારાજાએ પોતાની મરજી વિરુદ્ધ આ મંજૂરી આપી. તેથી કમિશનમાં જમશેદજી દલાલ પ્રમુખ રહ્યા અને કોઠારે તથા ગણપતરાવ સભ્ય બન્યા. કમિશનને તપાસ કરી માત્ર ભલામણો કરવાનો અધિકાર હતો, વધારે ન હતો.

## બાપટની અરજી

તા ૨૫ મી ઓગસ્ટે બાપટે મહારાજા તરફ રવાના કરવા માટે સરકારને અરજી મોકલતાં તે આગળ મોકલવા કારણ નથી એમ કહી તેમની વિનંતિ નામંજૂર કરવામા આવી. પરંતુ બાપટને મુંબાઈના કોઈ હિન્દી ધારાશાસ્ત્રીને સરકારની પરવાનગીને પાત્ર રહીને રોકવાની રજા આપવામાં આવી. બાપટે રેસિડન્ટીને કેટલાક કાગળોની નકલો આપવા વિનંતિ કરી પણ તે નામંજૂર થઈ હતી.

## દીવાનને સત્તા

મહારાજા સયાજીરાવના હુકમ પ્રમાણે બારખળી ખાતા સામેની અરજીઓનો નિકાલ કાઉન્સિલે કરવાનો હતો; પણ કાઉન્સિલે ઠરાવ કરી આ સંબંધી પોતાની સત્તા દીવાનને સોંપી હતી, જેની મહારાજાને ખબર આપવામાં આવી નહતી. મહારાજાની જાણ બહાર રાજ્યવ્યવસ્થાની ગોઠવણ દર્શાવતી યાદી ( memorandum )ની નકલ પણ તેમને અપાઈ ન હતી. હિન્દુસ્તાન સરકારનો તે સંબંધે આવેલો છેલ્લો હુકમ સયાજીરાવને કે કાઉન્સિલના બીજા સભ્યોને દેખાડવામાં આવ્યો ન હતો. દીવાન તરીકે મણિભાઈએ અરજીઓ બારખળી ખાતાને તપાસ માટે મોકલી હતી અને ખાતાના હુકમોનો અમલ તે દરમ્યાન બંધ રખાવ્યો હતો. મિ. મેકોનોકીએ કરેલી તપાસને અંતે બાપટ વિરુદ્ધ કમિશન રૂબરૂ કામ ચલાવવામાં આવ્યું.

## કમિશન રૂબરૂ

કમિશને ૧૮૯૪ માં તા. ૨૪ મી સપ્ટેમ્બરે કામ શરૂ કરી તા. ૨૪ મી જાન્યુઆરી ૧૮૯૫ ના રોજ પૂરું કર્યું. કમિશન રૂબરૂ સરકાર તરફે કામ ચલાવવા માટે મુંબઈના સિદ્ધ સુપ્રખ્યાત બૅરિસ્ટર ફિરોઝશાહ મેરવાનજી મહેતા તથા ભાઈશંકર નાનાભાઈ સૉલિસિટર રોકાયા હતા. બાપટ વતી તેમના બાલસ્નેહી બાલ ગંગાધર ટિલક મિત્રધર્મ બજાવવા વડોદરે આવ્યા હતા, તથા એ બન્નેના મિત્ર દાજી આબાજી ખરે તથા મહાદેવ ચિમણાજી આપટે વકીલ તરીકે બાપટનો બચાવ કરવા રોકાયા હતા, અને તેમને પાછળથી સુપ્રસિદ્ધ થયેલા વડોદરા રાજ્યની વરિષ્ઠ ન્યાયાધીશીમાં કામ કરતા વકીલ રામચંદ્ર હરિ ગોખલે મદદ કરતા હતા. બાપટ એક યુરોપિયન બૅરિસ્ટર રોકવા ઇચ્છતા હતા પણ તેમ કરવા તેમને પરવાનગી ન મળી. કોઈક કારણસર ફિરોઝશાહ મહેતા પાછળથી કમિશન રૂબરૂ

સરકાર તરફે કામ ચલાવવા માટે હાજર થઈ નહિ શકવાથી સરકારે તેમની જગોએ બેરિસ્ટર બ્રેન્સનને રોકયા. કમિશન રૂબરૂ અનેક લેખી તથા મોઢાના પુરાવા થયા તથા બચાવ તરફે વિગતવાર જવાબ વકીલાતની ચતુરાઈથી દાખલ થતા ગયા છેવટે બેરિસ્ટર બ્રેન્સને સરકાર તરફે વિદ્વત્તાભર્યું ભાષણ કરી બાપટ સામે જુદા જુદા લાચ રૂસ્વતના કામો કેવી રીતે સાબિત થાય છે તે બતાવ્યુ, અને કમિશને ફરિયાદી પક્ષ તથા બચાવ પક્ષ તરફથી રજૂ થયેલો પુરાવો તથા દલીલો ધ્યાન પર લઈ બાપટ ૧૧ કામમા લાચરૂસ્વત લીધાના ગુના માટે તકસીરવાન હોવાનો અભિપ્રાય આપ્યો અને તેને ૭ માસની આસાન કેદ તથા બામાશાહી રૂ ૧૦૦૦૦] દંડ કરવાની ભલામણ કરી.

## શુભેચ્છકોની કલ્પના

ખાતાના વડા જેવા મોટા અમલદાર લાચરૂસ્વત માટે તકસીરવાન હોવાનુ કમિશન ઠરાવે તો મહારાજા રાજ્યકારભાર ચલાવવા અસમર્થ છે, મિ ઇલિયટ તેમના ગુરુ હોવાથી ઇલિયટના પ્રીતિપાત્ર બાપટ સામે પગલા લેવા મહારાજા ખુશી નથી વગેરે દલીલ-પર પરા કરી રેસિડન્સી તરફથી વડોદરાના રાજકારભાર માટે બીજી કોઈ યોજના સાર્વભૌમ સરકાર રૂબરૂ રજૂ થવાનો સંભવ છે એવી કલ્પના કરી મહારાજાના શુભેચ્છકોએ તેમને વડોદરે વહેલા આવવા આગ્રહ કર્યો એમ કહે છે મિ. ખાસેરાવ જાધવે મહારાજા વડોદરે પોતાના હિતમા વહેલા આવે એવો સદેશો પહોચાડયો ઇલિયટે પણ મહારાજાને હિન્દ પાછા ફરવા સલાહ આપી. સયાજીરાવને કમિશન રૂબરૂ સુનાવણી ચાલુ છતા વડોદરે તુરત પાછા ફરવુ ઠીક ન લાગ્યુ. તેમની તબિયત પૂરેપૂરી સુધરી ન હતી તેથી તેમજ ન્યાયના કામમા દરમ્યાનગીરીનો વહેમ પણ ન આવવા દેવા િ

તેમની નીતિ હોવાને લીધે તેઓ વડોદરા વહેલા પાછા આવ્યા નહિ અને કમિશનનું કામ ૧૮૯૫ ના જાન્યુઆરીમાં પૂરું થયા પછી પોતે વડોદરે આવી શકે એવી રીતે તેઓ યુરોપથી હિન્દ આવ્યા.

## અભિપ્રાય મંગાવ્યા

મહારાજા સયાજીરાવે હિન્દ આવ્યા પછી કામના કાગળો મંગાવ્યા તથા બાપટની માગણી છતાં જે કાગળો સરકાર હિતમાં ગુપ્ત રાખવા જેવા ગણાવી કમિશન રૂબરૂ રજૂ કરવા દેવામાં આવ્યા નહોતા તે કાગળો તથા કમિશન રૂબરૂ ચાલેલું કામ વિચારમાં લઈ અભિપ્રાય આપવા વરિષ્ઠ ન્યાયાધીશીના સરન્યાયાધીશ અંબાલાલ સાકરલાલ દેસાઈ તથા વિનાયક મહાદેવ પંડિતને ફરમાવ્યું. સરકારે ચલાવેલા ૧૨ કામ પૈકી ૧૧ કામે બાપટે લાંચ રૂશ્વત લીધાનું કમિશને સાબિત માન્યું હતું તે પૈકી ૬ કામે આ બન્ને ન્યાયાધીશોએ બાપટ સામે લાંચરૂશ્વત લીધાનો આરોપ પુરવાર થતો નથી એમ જણાવ્યું તથા ૫ કામે અંબાલાલ દેસાઈએ બાપટ સામેના આરોપ સાબિત માન્યા અને વિનાયકરાવ પંડિતે નાસાબિત માન્યા. તેથી જે કામોમાં મતભેદ પડ્યો હતો તે કામો સંબંધે કાગળો જોઈ અભિપ્રાય આપવાનું કામ ન્યાયાધીશ જમશેદજી દોરાબજી ખંડાળાવાળાને સોંપવામાં આવ્યું. તેમણે પુરાવામાં પડેલો મહત્ત્વનો ફરક તથા કેટલાક કાગળો કમિશન રૂબરૂ ન આવવાથી તે સંબંધે ઉલટ તપાસ કરવા આરોપીને તક ન મળી તેમજ બીજા દેખીતા દોષો ધ્યાન પર લઈ બાપટ સામે એ કામોમાં લાંચરૂશ્વતનાં આરોપ legal proof (કાયદા પ્રમાણેનો પુરાવો)થી સાબિત થાય એમ નથી, પણ આરોપીએ લાંચ લીધા સંબંધે વાજબી શક રહેતો હોવાથી તેનો લાભ બાપટને આપી નિર્દોષ કરાવવા અભિપ્રાય આપ્યો તથા વિનાયકરાવ પંડિતના અભિપ્રાયને

મળતા થયા. તે વખતે દીવાન જયસિંધરાવ આંગ્રે હતા. તેમણે બાપટે બચાવ વખતે જે કાગળો રજૂ કરવા માગણી કરી હતી તે રજૂ થવા જોઈતા હતા ને તેમ ન થવાને લીધે બાપટને બચાવ કરવામાં અડચણ આવી, તથા બાપટે જે વતનદારોમાં અપ્રિય બનાવનું કામ હિંમતથી પ્રમાને-ઇતબારે રાજ્ય તરફથી કર્યું તે સેવાઓ ધ્યાનમાં લઈ બાપટને નિર્દોષ ઠરાવવા પણ કામના ખાસ સંજોગો જોતાં તેમને નોકરીમાં હાજર કરી ન લેતાં નોકરીમાંથી છૂટા કરવા મહારાજાને ભલામણ કરી.

## બાપટ નિર્દોષ

સયાજીરાવે ૧૮૯૫ ના ઑક્ટોબરમાં આ બધું પ્રકરણ જુદા જુદા અભિપ્રાયો સાથે ધ્યાનમાં લઈ બહુમતીના મતને મળતા થઈ બાપટને નિર્દોષ ઠરાવ્યા પણ દીવાનની ભલામણ પ્રમાણે કામના ખાસ સંજોગો ધ્યાનમાં લઈ તેમને નોકરીમાંથી છૂટા કર્યા. રા. બાપટને આ પહેલાં સારી રાજ્યસેવાની કદરમાં દીવાન મણિભાઈની સંમતીથી, ખાતાની ભલામણને અનુસરીને રૂ. ૧૫૦) બાબાશાહીની માસિક આજીવન આસામી આપવા સયાજીરાવે હુકમ કર્યો હતો તે આસામી બાપટ રાજ્યની નોકરીમાંથી છૂટા થયા પછી પણ તેમને મળતી હતી; કમિશનના રિપોર્ટનો ગુણદોષ ઉપર નિકાલ કરવામાં જે વિલંબ થયો તે માટે રેસિડન્ટનો ડર કારણભૂત હતો એમ સયાજીરાવના તે વખતના એક પત્ર ઉપરથી જણાય છે.

## બાજી ઊંધી વળી

આથી કર્નલ બિડૂલ્ફની મિ. ઇલિયટને સોગટી મારવાની બાજી ઊંધી વળી અને સયાજીરાવના રાજ્યકારભારને કલંક લગાડવામાં તેના હાથ હેઠા પડયા, જે માટે સંતોષ વ્યકત કરવો જોઈએ.

## સયાજીરાવને થયેલો ત્રાસ

બાપટ પ્રકરણના અરસામાં સયાજીરાવની તબિયત સારી રહેતી નહતી અને તેમાં આ પ્રકરણને અંગે રેસિડન્સીની દખલ દીવાન થવા ન દે તથા રાજ્યની ઇજ્જત ટકાવે તે માટે સેવવી પડતી ચિન્તાને લીધે થતા માનસિક દબાણથી ઉમેરો થયો હતો. આ છેલ્લી મુસાફરીમાં તેમના મનને જેટલો તાપ થયો તેવો તે પહેલાં કોઈ દિવસ થયો નહતો. ૧૫ મી જુલાઈ ૧૮૯૫ ના એક પત્રમાં સયાજીરાવે જણાવ્યું છે કે આ બારખળી ખાતામાં ચાલતી લાંચ રૂશ્વતની ખબર મને વરિષ્ઠ અધિકારીએ બિલકુલ જણાવી નહતી. ડૉ. નેવિન્સને લખતા તેમણે જણાવ્યું કે જો મને દીવાને બાપટ સામે થતા આરોપોની ખબર પણ આપી હોત તો હું ખુશીથી તેની તપાસ કરી નિકાલ કરત, પણ, તેમણે તેમ ન કરતાં મને આ બાબત સર્વ વાતે અજાણ રાખ્યો, અને પાછળથી મારી ગેરહાજરીમાં અવિચારી અને ઊંધો માર્ગ લીધો.

## દીવાનનો ખુલાસો માગ્યો

દીવાન મણિભાઈના અવિચારને લીધે આમ થયું એમ માનવા છતાં સયાજીરાવે તા. ૧૮ મી જૂન ૧૮૯૫ ના પત્રથી દીવાનને ખુલાસો કરવાની તક આપવા ઊટીથી પત્ર લખ્યો તેમાં તેમણે જણાવ્યું કેઃ—

"બાપટ પ્રકરણ સંબંધી એટલે એ પ્રકરણની અદાલતી ન્યાયદષ્ટિ સિવાય બીજી દષ્ટિથી તમારી સાથે મેં વાતચિત કરી ત્યારે મેં તમને પૂછયું હતું કે તમે બાપટના વર્તન સંબંધે મને પ્રથમ કેમ ન જણાવ્યું અગર તે બદલ ખબર કેમ ન આપી; તે વખતે તમે જવાબ દીધો કે તમને એ બાબત ખબર નહતી, અને મહારાજના-

કાન સુધી પહોંચાડવા જેટલી જાહેર ચર્ચા થતી ન હતી; તમને આ પ્રકરણની પ્રથમ ખબર મળી તે રેસિડેન્ટે તમારા તરફ તે સંબંધી કાગળો મોકલ્યા તે ઉપરથી જ ખબર મળી, તમારા કહેવાનો આ જ અર્થ હતો કે કેમ તે જાણવાની મારી ઇચ્છા છે, માટે આ બાબત જલદી જવાબ મોકલી ખુલાસો કરશો. "

## નિવૃત્ત થવા સૂચન

આ પત્રનો જવાબ ન મળવાથી તા. ૨૩-૬-૧૮૯૫ ના રોજ સયાજીરાવે તેમને નિવૃત્ત થવાનું સૂચન કરતાં જણાવ્યું કેઃ—

" મને લાગે છે કે હવે દીવાનગીરીમાં ફેરફાર કરવો યોગ્ય થશે. તમને રીતસર પેન્શન હું ખુશીથી આપીશ આ નિર્ણય પર આવતાં મને અનેક કારણોને લીધે ખેદ થાય છે, તો પણ તમારા સંબંધે પ્રેમ તથા તમારા હિત માટે લાગણી મને હંમેશ રહેશે. "

તા. ૩૧ મી જુલાઈ ૧૮૯૫ ના પત્રમાં તેમણે મણિભાઈને જણાવ્યું કે તમને જગતનો મારા કરતાં વધારે અનુભવ છે, અને તેથી તમારા કહેવાનો ધ્યાનથી વિચાર કરવો એમ મને લાગે છે.

બાદ દીવાન મણિભાઈ તા ૨૦ મી ઑગસ્ટ ૧૮૯૫ ના રોજ ત્રણ માસની રજા ઉપર ઊતર્યા અને ચાર્જ જયસિંહરાવ આંગ્રેને સયાજીરાવના હુકમ પ્રમાણે સોંપ્યો. તેઓ તા. ૨૧ મી નવેમ્બર ૧૮૯૫ થી નિવૃત્ત થયા.

મણિભાઈ રજા ઉપર ઊતર્યા પછી જનરલ વોટસનને પત્ર લખતાં સયાજીરાવે જણાવ્યું કે બનેલી હકીકત ધ્યાનમાં લેતાં મણિભાઈ નોકરીમાંથી નિવૃત્ત થાય એ ઇષ્ટ છે. જો તેઓ સુજ્ઞપણાથી વર્તત તો તેઓ રાજ્યને આ પ્રકરણને લીધે થયેલા ત્રાસમાંથી બચાવી

શક્યા હોત. આ ત્રાસનું પરિણામ લાંબા વખત સુધી પહોંચશે એવો મને ભય રહે છે."

## મણિભાઈનું સન્માન રાખજો

મણિભાઈ રજા પર હતા તે દરમ્યાન આંગ્રેને પત્ર લખતાં સયાજીરાવે જણાવ્યું કે મણિભાઈ રાજ્યના પ્રજાજન છે, તેથી તેમની સાથે સારી રીતે વર્તવું તથા દીવાનના દરજ્જાને મળતા માનથી વર્તવું એમ તેઓ ઇચ્છે છે, જેથી ભાવિ દીવાનોને વડોદરા રાજ્યના પ્રજાજન થવાની ઇચ્છા થાય.

## મણિભાઈ સાથે સારો સંબંધ

દીવાન મણિભાઈ રજા ઉપર ઊતર્યા પછી નિવૃત્ત થયા છતાં સયાજીરાવે તેમની સાથે સારો ખાનગી સબંધ રાખ્યો હતો. તેઓ તેમની ખબર અંતર પૂછાવતા. મણિભાઈ રાજ્યના પ્રજાજન હતા. તેઓ પેટલાદ રહેવા ગયા હતા ત્યારે મહારાજાએ તેમની મુલાકાત લીધી હતી જ્યારે કલદાર-બાબાશાહીનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે વટાવના ભારે દરને લીધે પ્રજાને થતું નુકસાન અટકાવવા બાબાશાહી નાણું બધ પાડી કલદાર નાણું દાખલ કરવું યોગ્ય છે કે કેમ તે સંબધે સલાહ આપવા મહારાજાએ મણિભાઈને વડોદરે બોલાવ્યા હતા અને મણિભાઈએ પોતાનુ નાણું ચલાવવાનો રાજ્યનો હક્ક જતો ન કરવા અને ગમે એટલું નુકસાન વેઠી બાબાશાહી ચલણ ચાનુ રાખવા આગ્રહપૂર્વક સલાહ આપી હતી પણ પ્રજાના હિત ખાતર એ સલાહ સ્વીકારવી શક્ય નથી એવા નિર્ણયને સંમતિ આપવાની સયાજીરાવને ફરજ પડી એ વાત જુદી છે.

## ઇલિયટને છાંટા ઉડયા

મિ. ઇલિયટને બાપટ કમિશનના છાંટા ઉડયા અને રજા

ઉપરથી વડોદરે હાજર થવા માટે તેમણે સ્ટીમરમાંથી મુબઈની ભૂમિ પર ૧૮૯૬ ની શરૂઆતમાં પગ મૂકતાં મુંબઈ સરકાર તરફથી જીલ્લાના કલેકટર તરીકે ચાર્જ લેવા જવા તથા વડોદરે ન જવાનું ફરમાવતો હુકમ તેમને પહોચાડવામાં આવ્યો. આમ આ બાપટ કેસને અંગે એ પ્રકરણના મુખ્ય પાત્રો બાપટ, ઇલિયટ તથા મણિભાઈ વડોદરા રાજ્યની નોકરીમાંથી એક યા બીજા પ્રકારે અદશ્ય થયા.

## શ્રી. કેળકરનો અભિપ્રાય

આ સંબંધમાં 'लोकमान्य टिळक यांचे चरित्र (खंड १ ला)'ના લેખક શ્રી. નરસિંહ ચિંતામણ કેળકર પૃષ્ઠ ૩૮૨ ઉપર જણાવે છે કે —

बापटांवर दिवाण मणीभाई यांनी अविचारानें आणलेले बहुतेक आरोप अखेर या नाहीं त्या रीतिने निकालांत लागले. तथापि एवढी गोष्ट खरी कीं, त्यांच्या नावावर कोणीतरी, कदाचित् त्याचेच संबंधी, लांच खात असावे. पण ज्या प्रकरणांत लांच खाल्ल्याचा बोभाटा त्याच कामांत लाच देणारा विरुद्धच प्रायः निकाल झालेले होते ' याचा उघड अर्थ हाच कीं, बापटांना लाचाची माहिती नसावी. पण ज्यांचे पैसे गेले त्यांचे पैसेहि गेले व वरती निकाल हि विरुद्ध लागला. असे दुहेरी अन्याय झाल्यामुळें, बापटाच्या नांवाचा बोभाटा फार झाला. आणि मनुष्य एकदां अप्रिय झाला म्हणजे त्याचा नाश कोणत्या रीतीनें होणार याची चिकित्सा लोक साधारणपणें करीत नाहींत. बापटाना कमिशनानें दिलेली शिक्षा जरी अन्यायाची होती तरी बापट तुरुंगांत गेल्याने ज्याना आनंद झाला असता अशांची संख्या दुःख होणारां पेक्षां कदाचित् जास्तच भरली असती. पण ज्याचे अन्न खाल्लें त्या धन्याची नोकरी बापटांनी इमानानें केली त्या बद्दल कोणावाच वाद नाहीं व हें इमानच टिळकाच्या मदती पेक्षांहि त्यान्च्या अधिक उपयोगी पडलें x x x "

ભાવાર્થ—" બાપટ ઉપર દીવાન મણિભાઈએ અવિચારથી આણેલા ઘણાખરા આરોપો છેવટે એક યા બીજી રીતે નિકાલમાં ગયા. તથાપિ એટલી વાત ખરી કે, તેમના નામથી, કોઈપણ, કદાચિત તેમના કોઈ સગા, લાંચ ખાતા હોવા જોઈએ. પણ જે પ્રકરણમાં લાંચ ખાધાની બૂમ તે જ કામમાં લાંચ આપનાર વિરુદ્ધ ઘણે ભાગે નિકાલ થયા હતા ! આનો ઉઘાડો અર્થ એ જ કે બાપટને લાંચની માહિતી નહિ હોય. પણ જેના પૈસા ગયા તેના પૈસા પણ ગયા અને ઉપરાંત નિકાલ પણ વિરુદ્ધ થયો. આવા બમણા અન્યાયને લીધે બાપટના નામનો ' ખુમાટો ' ખૂબ થયો. અને માણુસ એક વખત અપ્રિય થયો એટલે તેનો નાશ કેવી રીતે થવાનો છે તેનો વિચાર લોકો સાધારણ રીતે કરતા નથી. બાપટને કમિશને આપેલી શિક્ષા જો કે અન્યાયી હતી તો પણ બાપટ તુરંગમાં જવાથી જેમને આનંદ થાત એવાની સંખ્યા દુઃખી થનારાં કરતાં કદાચિત્ વધારે જ થાત. પણ જેનું અન્ન ખાધું તે ધણી ( શ્રીમંત સરકાર ગાયકવાડ ) ની નોકરી બાપટે વફાદારીથી કરી તે બાબત મતભેદ નથી, અને આ વફાદારી જ ટિલકની મદદ કરતાં પણ તેમને વધુ ઉપયોગી પડી. "

## ટિલકનું મિત્ર કાર્ય

શ્રી. ટિલક તો બાપટના સ્નેહી હોવાથી કોઈ પણ રીતે તેઓ છૂટે એ તેમને જોઈતું હતું. તેથી તેમણે ' ક્રાફર્ડ કમિશન ' વખતે ક્રાફર્ડ તરફથી જે દલીલો કરવામાં આવી હતી તે દલીલોનો ઉપયોગ બાપટને છોડાવવા કર્યો હતો. તે સંબંધે શ્રી. કેળકર ઉપરોક્ત પુસ્તકના પૃ. ૩૮૩ ઉપર જણાવે છે કે—

" क्राफर्डसाहेबानें लांच खाल्ले हे जरदीं सत्य असता कमिशननें त्याला निर्दोषी ठरविलें व टिळकांना हि बापट निर्दोषीच ठरावयास पाहिजे

होते यामुळें क्राफर्डच्या वकिलांनी जे युक्तिवाद लढविले व त्यांच्या न्यायाधिशांनी जे युक्तिवाद स्वीकारले, ते सर्व यथाप्रसंग टिळकांनी उपयोगांत आणले व या सर्वांच्या मुळाशी एक गमतीचें मर्म होतें तें हेंच कीं, जो युक्तिवाद इंग्रज सरकारला क्राफर्ड प्रकरणांत पटला तो, बापटाच्या प्रकरणांत कां पटू नये असें विचारण्यास मोकळीक होती! बापटाच्या कामांत हा पूर्वीचा दाखला मानण्यास सरकार मनांतून तयार नव्हतें तरी उघडपणें त्यांना त्या दाखल्याला नावंहि ठेवतां येईना. तेरीबी चूप मेरीबी चूप।'

ભાવાર્થ—ક્રાફર્ડ સાહેબે લાંચ ખાધી એ તદ્દન સત્ય છતાં કમિશને તેમને નિર્દોષ ઠરાવ્યા અને ટિળકને પણ બાપટને નિર્દોષ જ ઠરાવી લેવા હતા. આ હેતુથી ક્રાફર્ડના વકીલોએ જે દલીલો કરી તથા તેમના ન્યાયાધીશોએ સ્વીકારી તે સર્વ યથા પ્રસંગ ટિળકે ઉપયોગમાં આણી અને આ સર્વના મૂળમાં એક મર્મ હતું તે એ જ કે જે યુક્તિવાદ અંગ્રેજ સરકારને ક્રાફર્ડ પ્રકરણમાં માન્ય રહ્યો તે બાપટ પ્રકરણમાં કેમ માન્ય ન રહેવો જોઈએ એમ પૂછવાની છૂટ હતી! બાપટના કામે આ પ્રથમનો દાખલો માનવા સરકાર મનમાં તૈયાર ન હતી, પણ ખુલ્લી રીતે તેમનાથી આ દાખલાને દોષ દેવાય એમ ન હતું, તારી પણ ચૂપ મારી પણ ચૂપ!'

‘ટિળક ચરિત્ર’માંના આ ઊતારા ઉપરથી બાપટ પ્રકરણ સંબંધે ટિળક તથા કેળકર શું માનતા હતા તથા મિત્ર તરીકે કોઈ પણ ઉપાયે બાપટને છોડાવવા ટિળકે કેવા પ્રકારની દલીલોનો ઉપયોગ બચાવમાં કરાવ્યો હતો તે વાચક ટૂંકમાં સમજી જશે અને આ પ્રકરણ સંબંધે વધુ મુંઝવણમાં તે નહિ પડે એવી આશા છે.

## સયાજીરાવની સ્વાભાવિક અકળામણ

સયાજીરાવ જેવા મક્કમ સ્વભાવના નૃપતિ પોતાની પ્રજા તેમને દાદ માટે ફરિયાદ ન કરતાં રેસિડન્સીને ફરિયાદ કરવા ઉત્તેજાય

એવી નીતિ ચલાવનારા રેસિડન્ટોથી અકળાય એ સ્વાભાવિક છે. બાપટ પ્રકરણ વખતે રેસિડન્સીથી ડરી જઈ વડોદરાના રાજ્ય-કારભારીઓએ જે નબળાઈ બતાવી તેની અસર લાંબો વખત પહોંચશે એવી પોતાની માન્યતા તેમણે માર્ચ ૧૮૯૫ માં ઇલિયટને લખેલા પત્રમાં જણાવી હતી. મિ. સ્ટેન્લી રાઇસ " સયાજીરાવના અંગ્રેજી જીવનચરિત્ર "માં પૃ. ૧૬૭ ઉપર જણાવે છે કે:—

### મિ. રાઇસ શું કહે છે

" The Minister Manibhai Jashbhai was evidently not strong enough to stand up to an imperious Resident; he was driven into the course he took by fear of the Residency on the one side, and fear of the Maharaja on the other. × × × He ( Sayaji Rao ) chafed under the dictation of the Residency, and complained bitterly that their action in making him hand over his powers to the Council has done ' incalculable harm to the State and deranged its internal machinery, and weakened the central authority. '

ભાવાર્થ—દીવાન મણિભાઈ જશભાઈ એક આપખુદ રેસિડન્ટનો સામનો કરવા જેટલા મજબૂત ન હતા એ દેખીતું છે; એક બાજુ રેસિડન્ટની બીક, બીજી બાજુ મહારાજાની બીક એ બે વચ્ચે મણિભાઈએ જે પગલું લીધું તે લેવાની તેને ફરજ પડી હતી. × × × સયાજીરાવ રેસિડન્સીની હુકમશાહી નીચે ચડભડતા તથા કડવાશથી ફરિયાદ કરતા કે કાઉન્સિલને પોતાની સત્તા સોંપી દેવાની તેમને

ફરજ પાડવાને લીધે ' રાજ્યને અગણિત નુકસાન થયું છે, અને તેની આંતરવ્યવસ્થા બગડી ગઈ છે અને મહારાજાની સત્તા નબળી પડી છે.

## એકલા પડી ગયાની લાગણી

૧૮૮૫ ના ઑગસ્ટમાં ઇલિયટને પત્ર લખતાં સયાજીરાવ જણાવે છે કેઃ—

" કોઈની મદદ વગર મારા એકલાના બળ ઉપર, બહુ ટેકા વગર, હું એકલો પડી ગયાનું મને લાગે છે. મારી ગેરહાજરીમાં જે બન્યું તે જાણે કાયદેસર સરકાર તરફ પ્રજાની લાગણીઓમાં ક્રાંતિ જેવું બન્યું છે એમ હું માનું છું. રાજ્યના વહીવટમાં કાંઈ પણ ખરેખરો ભાગ લેતાં હું ખરેખર બીધેલો તથા કંટાળી ગયેલો થઈ જાઉં છું. મારો પોતાનામાં વિશ્વાસ રહ્યો નથી, અને મારે શું કરવું તે સંબંધે, ગૂંચવાઈ ગયેલો લાગું છું. "

## મિ. રાઈસની મલ્લીનાથી

૧૮૯૭ માં લૉર્ડ રે ને સયાજીરાવે શાંત વાતાવરણમાં લખેલો લાંબો પત્ર ટાંકી તેનો અર્થ કરતાં મિ. રાઈસ (પૃ. ૧૬૯) જણાવે છે કેઃ—

" His reference to the Agent in the very first words seems to imply that all the weakness, the revolutionary feeling, the change in outlook were somehow attributable to the Residency, and that if the native Government had been supported, instead of being

made to play a subordinate part, things would have been very difficult ( different ? ) "

ભાવાર્થ—" આ પત્રના શરૂઆતના શબ્દોમાં 'એજન્ટ'નો જે ઉલ્લેખ છે તે ઉપરથી એમ સમજાય છે કે રાજ્યતંત્રમાં આવેલી સર્વ નિર્બળતા, પ્રજાની લાગણીમાં ક્રાંતિ, તથા દષ્ટિબિન્દુમાં ફેરફારનું મૂળ કોઈ પણ રીતે રેસિડન્સીને આભારી છે, અને, જો દેશી રાજ્યની સરકારને ગૌણ ભાગ ભજવવાની ફરજ પાડવાને બદલે તેને ટેકો આપ્યો હોત તો બધું જુદા જ સ્વરૂપમાં હોત. "

## સયાજીરાવની નોંધ

હિન્દુસ્તાન સરકારના રાજદ્વારી ખાતાની રાજનીતિ સંબંધે તા. ૨૦–૧–૧૮૯૭ ના પત્રમાં પોતાનો વિચારપૂર્વક અભિપ્રાય આપતાં સયાજીરાવે જણાવ્યું હતું કે:—

" લોકો તો નબળા છે પણ એ ઉપરાંત આપણી રાજ્યવ્યવસ્થા પણ ઘણી અપૂર્ણ છે. આ અપૂર્ણતા માટે બે કારણો દર્શાવી શકાય. આપણે ઇતિહાસની ઘટનાનાં પરિણામોને અંધશ્રદ્ધાથી વળગી રહીએ છીએ, અને ચાલુ પરિસ્થિતિને અનુકૂળ રાજ્યવ્યવસ્થા કરી શકતા નથી. પરિણામ એ આવ્યું છે કે રાજ્યસત્તાના જૂનાં મૂળ નબળાં પડયાં છે અને સાથે તે જૂના મૂળને આપણે બરાબર સમજી શકતા નથી. હું કેટલાએક દાખલા આપીશ. રાજાઓને પૂરી તપાસ સિવાય ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવે છે અથવા ગાદી ઉપર બેસાડવામાં આવે છે. તેમને રાજદ્વારી ખાતાના કોઈક અમલદારને સત્તા આપવાની ફરજ પાડવામાં આવે છે અને પોતાના જ અધિકારીઓને તે સત્તા આપવા દેવામાં આવતી નથી. રાજાઓની છેલ્લી ઇચ્છા અને તેમણે કરેલી વ્યવસ્થાને માન

આપવામાં આવતું નથી. રાજાઓની અનુમતિ લીધા વગર રાજ્યના અધિકારીઓને માનચાંદ આપવામાં આવે છે, જેથી રાજ્યના અધિકારીઓ રાજ્યનિષ્ઠ ન હોય તો પણ રાજદ્વારી ખાતાના માનીતા થઈ પડે, પોતાનો સ્વાર્થ સાધે અને રાજ્યની નિર્બળતાઓને ખુલ્લી પાડે. આથી આટલી બાબત સ્પષ્ટ છે કે આવી પરિસ્થિતિથી રાજ્યસત્તા નબળી પડે છે અને રાજ્યના લોકોની રાજ્યભક્તિ ઓછી થાય છે. ટૂંકામાં, આવી પરિસ્થિતિથી પ્રજાજનો સ્વતંત્ર બને છે, સ્વતંત્રતાનો તેઓ સારો ઉપયોગ કરી શકે છે, પણ તેના દુરુપયોગ સામે તે પરિસ્થિતિથી રક્ષણ મળી શકતું નથી. " × × ×

## મૌલિક સુધારા તરફ શંકા

મૌલિક માર્ગે સુધારા કરવાના પ્રયત્નો તરફ રાજદ્વારી ખાતાના અમલદારો દિલસોજીથી જોતા નથી, બ્રિટિશ વ્યવસ્થાની નકલ અગર ખરાબ નકલ પણ તેઓ સહી લે છે પણ બ્રિટિશ નમૂનાથી જરા પણ ફેરફાર થતાં તેઓ શંકિત બને છે એમ જણાવી છેવટે ઉપરોક્ત પત્રમાં સયાજીરાવ પત્ર પૂરો કરતાં કટાક્ષથી લખે છે કેઃ—

" તદ્દન નિષ્ક્રિય અને માત્ર સ્ત્રી—શરાબમાં જ રચ્યા પચ્યા રહેતા જૂના રાજાઓ, સુધારા કરવા ઇચ્છતા પણ વસ્તુતઃ ખરા સુધારો કરવા તદ્દન અશક્ત હાલના રાજાઓ કરતાં, વ્યક્તિ તરીકે વધારે સુખી હતા એમ લોકો ધારે ખરા. "

## ૧૯૦૦ માં ફરી પ્રવાસ

૧૮૯૫ માં યુરોપથી પાછા આવ્યા પછી રાજસત્તાને બાપટ કેસના પરિણામે જે ધક્કો લાગ્યો હતો તેને લીધે ફરીથી ૧૮૯૭ માં

આં સોંપવા પડયા તેના પૂર્ણ અધિકાર સાથે રાજ્યકારભારની જોખમભરી ગોઠવણ કરવાનો પ્રસંગ ટાળવા સયાજીરાવે ૧૯૦૦ સુધી યુરોપ જવાનું માંડી વાળ્યું. દરમ્યાન પીલવાઈ હુલ્લડ, પ્લેગ તથા દુષ્કાળને લીધે તેમના મનને વ્યગ્રતા રહી હતી. છતાં મહારાણી ચિમણાબાઈ ( ૨ જાં )ની તબિયત બગડતાં તેમને 'ઑપરેશન' ( વાઢકાપ ) કરાવવાની જરૂર હતી. તેથી ૧૯૦૦ ના મેમાં મહારાજાને યુરોપ જવું પડયું. તેમની પોતાની તબિયત માટે પણ આ પ્રવાસ આવશ્યક હતો.

## કર્ઝનના વિચારો

આ અરસામાં લૉર્ડ કર્ઝન વાઈસરૉય તરીકે ગ્વાલિયરની મુલાકાતે ગયા ત્યારે દેશી રાજાઓની ફરજો સંબંધે બોધ આપતાં તેમણે જણાવ્યું કેઃ—

" અમારી નીતિને લીધે હિન્દી રાજા હિન્દની શાહી વ્યવસ્થાનું એક અખંડ અંગ બન્યો છે. તેને, હું મારો સાથી અને ભાગીદાર ગણું છું. તે સામ્રાજ્યમાં ના. શહેનશાહબાનુનો એક તરફ વફાદાર પ્રજાજન ( subject ) છતાં તે પોતાની પ્રજા તરફ બિનજવાબદાર કમઅક્કલ વર્તન ચલાવનાર આપખુદ રાજ્યકર્તા ન રહી શકે. તેને સોંપાયેલી સત્તાનો દુરુપયોગ ન કરતાં તે તેને વાજબી રીતે સોંપાઈ છે એમ તેણે સાબિત કરવું જોઈએ. તેણે એક સાથે પોતાની પ્રજાના માલિક તથા સેવક બનવું જોઈએ. "

" પોલોના મેદાનમાં, ઘોડદોડની શરતના મેદાનમાં કે યુરોપિયન હોટેલમાં જ માત્ર તે પોતાનું મોઢું બતાવે એમ નહિ બનવું જોઈએ. ભલે તે આ ( રમતગમત )થી આરામ મેળવે, અને તે

ગેરવાજબી નથી એ વાત સ્વીકારતાં પણ હિન્દી રાજાનું ખરું કામ-રાજવી કર્તવ્ય પોતાની પ્રજાનાં કલ્યાણ માટે કામ કરવામાં રહેલું છે. "

## પ્રવાસ માટે પરવાનગીનો પ્રશ્ન

તા. ૨૫-૮-૧૯૦૦ ના 'ગેઝેટ ઓવ ઈન્ડિયા' (સપ્લીમેન્ટ)માં લોર્ડ કર્ઝને એક સરક્યુલર બહાર પાડયો અને હિન્દ બહાર પ્રવાસે જવા ઇચ્છતા રાજામહારાજાએ તેમ કરતાં પહેલાં હિન્દુસ્તાન સરકારની પરવાનગી મેળવવાનું ફરજિયાત ઠરાવ્યું. સયાજીરાવને આ સરક્યુલર તેમને ઉદ્દેશીને નીકળ્યો છે એમ લાગ્યું. તેઓ તે વખતે યુરોપમાં ખાસ કરીને મહારાણીને ઑપરેશન કરાવવા ગયેલા હતા, કાંઈ મોજ કરવા ગયા ન હતા; તેથી આ સરક્યુલરથી તેમને ઘણું ખોટું લાગ્યું.

લોર્ડ કર્ઝન હિન્દના વાઈસરોય થઈને આવ્યા ત્યારે સયાજીરાવ ૧૮૯૯ ના ઊનાળામાં સીમલા મુકામે તેમને મળવા ગયા હતા તે વખતે કર્ઝન તેમને એક ઘણા હોંશિયાર તથા રાજ્યકારભારનું કામ કાર્યક્ષમતાથી વગર વિલંબે કરે એવા માણસ લાગ્યા હતા. તેથી તેમના જ હસ્તે ઉપર જણાવેલો સરક્યુલર નીકળી ગાયકવાડના યુરોપ પ્રવાસ ઉપર આડકતરો આક્ષેપ મુકાવાથી સયાજીરાવને દુઃખ થાય એ સ્વાભાવિક હતું. સરક્યુલરની ભાષા દેશી રાજાઓની લાગણી દુખવે એવી હતી એમાં કાંઈ શક નથી.

## કર્ઝન સરક્યુલર

સરક્યુલરમાં હિન્દુસ્તાન સરકારે જણાવ્યું હતું કે રાજાઓને ગાદી પર રહેવાની જે સલામતીની બાંયધરી આપવામાં આવી છે

તેના બદલામાં સાર્વભૌમ સરકાર આશા રાખે છે કે રાજ્યકર્તાએ મોજશોખ, આનંદપ્રમોદ કે રાજ્યથી ગેરહાજર રહી ગેરહાજરીને અનુકૂળ બાબતોમા રસ લેવામા પોતાની શ્રેષ્ઠ શક્તિનો વ્યય નહિ કરવો જોઈએ અને પ્રજા તથા રાજ્યકારભારના ભલા માટે પોતાની સર્વ શક્તિઓ વાપરવી જોઈએ. વારવાર રાજ્યમાથી ગેરહાજર રહેવુ એ કર્તવ્યકર્મના આ ધોરણ સાથે બંધબેસતુ નથી, જો કે આવી ગેરહાજરી માટે જ્ઞાનસંપાદન તથા સુધારા માટે તૃષ્ણા જેવાં કારણો દર્શાવવામા આવે આવા (પાશ્ચાત્ય) વલણો તથા રુચિઓનો ચેપ લાગતાં રાજા પ્રજાની નજીક જવાને બદલે તેનાથી દૂર જવાનો સંભવ છે. બુદ્ધિશાળી રાજ્યકર્તાનું જ્ઞાન વિસ્તરતા તથા પાશ્ચાત્ય અનુભવની શાળાના પાઠો રાજ્યના સ્થાનિક કારભારને લાગુ પાડવાથી રાજા પ્રજા બન્નેને લાભ થાય તેની ના પાડવામા આવતી નથી.. ...પણ પરિસ્થિતિમા એકદમ ફેરફાર થતાં પૌર્વાત્ય મન ઉપર અશાંતિ તથા અતિશયતાની ટેવો પડવાનો સંભવ વધારે રહે છે, એ વાતનો પણ અસ્વીકાર થઇ શકે એમ નથી. તેથી

(૧) હિન્દુસ્તાનમાથી વારવાર ગેરહાજરી એ રાજામા કર્તવ્યચ્યુતતા ગણાશે;

(૨) ખાનગી સગવડને બદલે અંગત તથા જાહેર હિતની કસોટીએ દરેક પ્રવાસને ચડાવી હિન્દ છોડવા પરવાનગી આપવી કે ન આપવી તે વિચારાશે;

(૩) આવી મંજૂરી જલદી જલદી વધારી આપવાનું નાપસંદ કરવામા આવે છે, આવા પ્રવાસ લાંબે ગાળે થવા જોઈએ;

(૪) ચારિત્ર્ય તથા ટેવો ઉપર પરદેશપ્રવાસના પરિણામ પર દેખરેખ રાખવી પડશે

## સયાજીરાવનો અભિપ્રાય

સયાજીરાવે આ સરક્યુલરમાં રાજાઓની સત્તા તથા મોભાને ધોકો જોયો. પરદેશ જવા માટે હિન્દ છોડવા સારુ રજા માગવામાંજ રાજાના દરજ્જાને નાનમ છે, તથા વિનંતિપત્ર સાથે પ્રવાસ સંબંધે ત્રાસદાયક વિગતો પૂરી પાડવાની ફરજ રાજાના અંગત સ્વાતંત્ર્યમાં ગેરવાજબી દખલ કરનારી વસ્તુ છે એમ તેમને લાગ્યું. તા. ૧-૫-૧૯૦૩ ના પત્રમાં તેમણે કર્નલ મીડને જણાવ્યું કે આ સરક્યુલરથી રાજાઓના દરજ્જામાં તથા મોભામાં ગંભીર ફેરફાર થાય છે. અમને રાજ્યોના મુખી કહેવામાં આવે છે, પણ પગારદાર નોકર કરતાં પણ ઊતરતી રીતે અમારી સાથે વર્તાવ રાખવામાં આવે છે. રાજાનો દરજ્જો ઘટાડો, રાજ્યમાં તેનો રસ ઓછો કરો, તેનું સ્વાતંત્ર્ય મર્યાદિત કરો અને અનિવાર્ય રીતે રાજ્યોનું વ્યક્તિત્વ અદૃશ્ય થશે.

## દાદાભાઈ તથા મલબારીની સલાહ

મિ. રાઈસના કથન પ્રમાણે સયાજીરાવે પોતાના જૂના બે મિત્ર દાદાભાઈ નવરોજી તથા બહેરામજી મલબારીની સલાહ લીધી. દાદાભાઈ નવરોજીની સલાહ લેતાં તેમણે જણાવ્યું કે દરમ્યાનગીરી કરવા બહાનું ન મળે એવાં પગલાં લેવાં સલાહકારક છે, દરમ્યાનગીરી સામે લડવા કરતાં તે થતી અટકાવવી વધારે સારું છે અને તે માટે પ્રામાણિક અને કાર્યક્ષમ હોંશિયાર કાયદાના જાણકાર અમલદારોને નોકરીમાં રાખવા જોઈએ. મિ. બહેરામજી મલબારીએ સલાહ આપી કે ન્હાની બાબતોમાં સાર્વભૌમ સત્તાને નમતું આપવું જેથી કરી મહત્ત્વની બાબતોમાં વાજબી સ્વાતંત્ર્ય " હક કે વિરોધને માટે વિરોધ "માં ન ગણાય. તેમણે ઉમેર્યું કે

સતત ઘર્ષણમાં આખી જીંદગી દુખી કરવી અને શત્રુના હાથમાં રમી જવું એ શું ડહાપણભર્યું કે વાજબી છે ? " × × ×

મિ. મલબારીએ હિન્દુસ્તાન સરકારની ખરી કે ખોટી દલીલો શું હોઈ શકે તે સમજાવી છે અને આ છેલ્લી મુસાફરી સંબંધે જણાવ્યું છે કેઃ—

" ઇન્ગ્લન્ડની આ છેલ્લી મુસાફરી ભૂલભરેલી હતી, તથા વાઈસરૉયને આમંત્રણ આપ્યા પછી ત્યાં ( વિલાયતમાં ) પડયા રહેવું એ તેથી પણ મોટી ભૂલ હતી. × × × છાવણીમાં શત્રુઓ હશે; પણ મહારાજા પોતાના સૌથી મોટા શત્રુ છે. " ( અપ્રસિદ્ધ પત્રો. )

## એડવર્ડ ૭ મા શું કહેતા હતા ?

કર્ઝન સરકયુલરની ભાષા વધારે પડતી કઠોર હતી, મૈત્રી ભરી સૂચનાથી પણ કામ થાત એમ ના. શહેનશાહ એડવર્ડ ૭ મા માનતા હતા. ૧૯૦૫ માં પ્રિન્સ ઑવ વેલ્સની હિન્દી મુલાકાત દરમ્યાન સયાજીરાવ હિન્દમાંથી ગેરહાજર રહેવા માગતા હતા. તે વખતે વાઈસરૉય તેમને હિન્દ છોડવા ન દેવાના મતના હતા. તે સંબંધે ના. શહેનશાહે આગ્રહપૂર્વક જણાવ્યું કે સયાજીરાવની સ્વતંત્રતા ઉપર અંતરાય ન મુકાવો જોઈએ. ના. શહેનશાહ એક રાજવી તરીકે સયાજીરાવ તથા બીજા દેશી રાજાઓની લાગણીઓ સમજી શકતા હતા.

## દીવાન ખરા પડયા

દીવાને મહારાજાને સલાહ આપી હતી કે આ સરકયુલર સંબંધે મૌન રાખવું વાજબી થશે. તેની ભાષા તથા જાહેરાત સામે

વાંધો લઈ શકાય. ઇન્ગ્લન્ડમાં તે જ મુદ્દા સામે વિરોધ દર્શાવાયો હતો. દીવાને જોયું કે કોઈ પણ પ્રકારનો વિરોધ, દર્શાવવાથી પરિણામ શૂન્યમાં આવવાનું છે તેથી તેણે મૌન રાખવા જણાવ્યું હતું. પરંતુ મહારાજાની ઇચ્છાથી વડોદરા તરફથી વિરોધ સાર્વભૌમ સત્તા રૂબરૂ નોંધાવાયો; પણ હિન્દુસ્તાન સરકાર અડગ રહી અને આ સરક્યુલર ખેંચી લેવાની કે તેમાં ફેરફાર કરવાની ના પાડવામાં આવી. આ વિરોધને લીધે અણવિશ્વાસ તથા સંતાપનું વાતાવરણ સર્જાયું. મહારાજાએ વડોદરા રાજ્ય માટે જે કાંઈ કર્યું હતું તેની કિંમત સાર્વભૌમ સત્તાની નજરે કાંઈ ન હતી.

## સરક્યુલર છેવટે નાબૂદ

કર્ઝન સરક્યુલરનો ખાસ ઉપયોગ સાર્વભૌમ સત્તાથી કરી શકાયો નહિ. ૧૯૦૯ માં લોર્ડ મિન્ટોએ વાઈસરોય તરીકે ઉદેપુરમાં કરેલા ભાષણમાં સરક્યુલરના ધોરણમાં ઇચ્છનીય ફેરફાર કરવાની નીતિની જાહેરાત કરી, અને ૧૯૨૦ માં હિન્દી રાજાઓના પરદેશ-પ્રવાસ ઉપર મુકાયલા અંકુશો દૂર કરવામાં આવ્યા અને વ્યવહારતઃ રાજાઓને પોતાની મરજી મુજબ વર્તવાની છૂટ અપાઈ.

## છઠ્ઠા પ્રવાસમાં

આ છઠ્ઠા પ્રવાસમાં મહારાણીને ડૉ. મેરી સ્કારલીએ ઓપરેશન કર્યું હતું. દરમ્યાન સયાજીરાવ પેરિસનું પ્રદર્શન જોવા દસ દિવસ જઈ આવ્યા હતા. કર્ઝન સરક્યુલર સંબંધે તા. ૮ મી ઑગસ્ટ ૧૯૦૦ ના રોજ તેમણે દીવાન આયંગરને લખતાં જણાવ્યું કે " કોઈની પણ લાગણી દુખવ્યા સિવાય મને કહેવા દો કે યુરોપના અમારા પ્રવાસ સંબંધે નિર્ણય પર આવતી વખતે અમારી તબિયત તથા અમારા હિતોની કાંઈ જ કિંમત નથી એવી રીતે

વર્તવામાં આવે છે. યુરોપના પ્રવાસ માટે અમે હમેશ ગોઠવણ કરી શકીશું એવી ખાત્રી તથા અનુભવ અમને હોત તથા અમારી ગેરહાજરીમાં રાજ્યનો કારભાર સરળતાથી ચાલશે એવી અમારી ખાત્રી હોત તો મહારાણીને રોગગ્રસ્ત દશામાં જે વધારે વખત દુઃખ વેઠવું પડયું છે તે દુઃખ તેમને હું વેઠવા ન દેત.

## કર્ઝનનો આગ્રહ

આ પત્ર લખતા પહેલાં કર્ઝને વડોદરા સ્ટેશને થઈ જતાં રાજ્ય તરફથી સત્કાર સ્વીકારવા ના પાડી તથા મહારાજા જાતે મારો સત્કાર આવતા નવેમ્બરમાં કરે એમ જણાવ્યું. તે વખતે મહારાણીની તેમ સયાજીરાવની તબિયતને લીધે હિન્દમાં હાજર રહેવું તેમને માટે અશકય હતું. તેમણે સ્કોટલંડની મુલાકાત લીધી, બાદ જર્મનીમાં કાર્લ્સબાદના જળોપચારનો લાભ લીધો. ફરી પેરિસ પ્રદર્શનમાં જઈ ૧૯૦૧ ના જાન્યુઆરીમાં તેઓ વડોદરે પાછા આવ્યા. આ મુલાકાત વખતે તેમને મહારાણી વિક્ટોરિયાએ વિન્ડસર રહેવા આવવા આમંત્રણ આપ્યું હતું.

## મહારાણી વિક્ટોરિયાનો સ્વર્ગવાસ

સયાજીરાવ વડોદરે આવ્યા પછી મહારાણી વિક્ટોરિયાનો ૨૨ મી જાન્યુઆરી ૧૯૦૧ ના રોજ સ્વર્ગવાસ થયો. તેથી તેમને ખૂબ શોક થયો તથા રાજ્યમાં યોગ્ય શોક પાળ્યો. મહારાજાએ વિક્ટોરિયા મેમોરિયલ ફંડમાં એક લાખ રૂપિયા આપ્યા. આ મુસાફરી વખતે તેમણે રાજબાળકોના શિક્ષણ માટે ઇંગ્લંડમાં ગોઠવણ કરી.

## ૧૯૦૩ નો દિલ્હી દરબાર

મહારાણી વિક્ટોરિયા સ્વર્ગવાસી થતાં એડવર્ડ ૭ મા

ઇંગ્લંડની ગાદીએ આવ્યા. તેમનો રાજ્યારોહણ સમારંભ ૧૯૦૨ માં ઇંગ્લંડમાં થયો હતો, હિન્દમાં તેમના રાજ્યારોહણની જાહેરાત કરવા શાહી દિલ્હી દરબાર યોજાયો.

## હાથી સરઘસનો પ્રશ્ન

આ સમારંભને અંગે ગાજપ્રતિનિધિ તરીકે વાઇસરોય લોર્ડ કર્ઝનના શાહી હાથી સ્વારીના સરઘસમાં દરબારમાં આવનારા રાજાઓએ ભાગ લેવા હિન્દુસ્તાન સરકારે સૂચવ્યું હતું. આ સૂચના સંબંધે હિન્દુસ્તાન સરકારે રેસિડન્ટ મારફત મહારાજાનો અભિપ્રાય માગતાં તેમણે એ યોજના સંબંધે ભિન્નમતદર્શક અભિપ્રાય આપ્યો. પરંતુ, રેસિડન્ટ કાર્નેગીએ જણાવ્યું કે આ મત સ્વીકાર્ય થશે નહિ. તેથી, સયાજીરાવે પોતાના હજૂર કામદાર મનુભાઈ મહેતા પાસે લખાવી પોતાનો અભિપ્રાય Administration ( રાજ્યકારભાર )ને મોકલ્યો. મહારાજાએ હાથી સરઘસમાં હિન્દના રાજવીઓને ભાગ લેવાની સૂચના કરની ગોઠવણ તરફ નાપસંદગી દર્શાવ્યા છતાં તે નાખુશીનો અર્થ ના. શહેનશાહ તરફ માનનો અભાવ ન ગણવા જણાવ્યું. તેમના સેક્રેટરીએ લખ્યું કે " જાણે મહારાજાને પૂછવામાં આવ્યું નહતું એ પાયા પર તેઓ પોતાનો સરઘસમા ભાગ લેવા સંબંધે ઇન્કાર ખેંચી લેવા તથા સરઘસમાં ભાગ લેવા તૈયાર છે. પરંતુ અપમાનની ધમકી સાથે જે વાત કરવાની તેમને ફરજ પાડવામા આવે છે તે જાણે તેઓ રાજીખુશીથી સ્વયંપ્રેરણાથી કરે છે એવો દેખાવ કરવો પડે એ એક ભારે કઠણાઈ છે. એંગ્લો ઇન્ડિયન સમાજની અગર હિન્દુસ્તાન સરકારની તેમના પર કૃપા રહે છે એવી દલીલ જ્યારે અમુક પ્રકારનું વર્તન તેમની પાસે કરાવવું હોય તે દરેક પ્રસંગે થઈ શકે એમ છે. "

## દીવાનને પત્ર

સયાજીરાવે બીજો પત્ર પોતાની સહી સાથે દીવાન ધામણુસકરને તા. ૨૭–૮–૧૯૦૨ ના રોજ મોકલ્યો; તેમાં તેમણે જણાવ્યું કે,

" આ પ્રશ્નમાં ના. શહેનશાહનું નામ લાવવું બિનજરૂરી છે, કારણ તેમના તરફ અપમાન બતાવવાનો વિચારજ બેવકૂફીભર્યો છે. ઉચ્ચ દરજ્જાની વ્યક્તિઓ તરફની લાગણીઓ સાથે સરકારી બાબતોને મિશ્ર કરી દેવી ઘણું ગેરસગવડભર્યું છે. × × × ૧૮૭૭ ના શાહી દરબાર વખતે લોર્ડ લિટન દિલ્હી આવ્યા તે ગોઠવણો, દેશીરાજાઓ તરફ માનનો અભાવ દર્શાવતી હાલની રીત કરતાં, વધારે પસંદ કરવા લાયક છે એમ હું સૂચવું છું. "

## કર્ઝનનો વિરૂદ્ધ મત

લોર્ડ કર્ઝને આજ અરસામાં જયપુરમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે "૧૮૭૭ના દરબારમાં રાજાઓ માત્ર પ્રેક્ષક રહ્યા હતા તેને બદલે તેઓ દરબારના કાર્યક્રમમાં ભાગ લેનારા બને એવી ગોઠવણ કરવા હું ખૂબ ઉત્સુક છું. "

## ગેરસમજનું પરિણામ

આમ સયાજીરાવ તથા વાઇસરોય વચ્ચેના મતભેદને લીધે કર્ઝનની સરકારે સયાજીરાવના વિરોધનો ઊંધો અર્થ કર્યો. મહારાજાના નોકરો દિલ્હીમાં તેમના હમેશના લાલ ડગલામાં હતા. એવાજ ડગલા વાઇસરોયના અંગત નોકરો વાપરતા હોવાથી ગાયકવાડના નોકરોએ લાલ ગણવેશ ન વાપરવો એવો હુકમ નીકળ્યો– તેથી મહારાજાને વધારે અકળામણ થઈ.

## સયાજીરાવનું આદર્શ વર્તન

આવી મુશ્કેલીઓ છતાં મહારાજાએ દિલ્હી દરબારમાં હાજરી આપી. તા. ૧ લી જાન્યુઆરીના ૧૯૦૩ ના દરબારમાં શાહી જાહેરનામું વંચાયું. તે પછી વાઈસરોયનું ભાષણ થયું. પછી શહેનશાહનો સંદેશો વંચાયો. બાદ હૈદરાબાદના નિઝામે દરબારી સલામ કરી; પછી સયાજીરાવે તાજના મિત્રરાજ્ય વડોદરાના રાજાના દરજ્જા તથા મોભાને છાજે તેવી રીતે વર્તન કર્યું તથા રાજપ્રતિનિધિ લોર્ડ કર્ઝન તથા ડયુક ઑવ કોનૉટ રૂબરૂ તેમને પરિચય સાથે રજૂ કરવામાં આવ્યા. ના. શહેનશાહને રાજ્યારોહણ તથા નવા વર્ષના અભિનંદન પહોંચાડવા વાઈસરોયને સંદેશો આપી તેઓ પોતાની જગોએ ગૌરવપૂર્વક બેઠા.

### પરિણામ

સયાજીરાવ તથા સાર્વભૌમ સત્તા વચ્ચે યુરોપ પ્રવાસ તથા ૧૯૦૩ ના દિલ્હી દરબારને અંગે ઘર્ષણના અનેક પ્રસંગો આવ્યા. તેમાં સાર્વભૌમ સત્તા આગળ સયાજીરાવનું શાણપણ વ્યર્થ ગયું. સયાજીરાવને આપણે આગળ જોઈશું તેમ તેમની સામે પૂર્વગ્રહ બાંધી બેઠેલી બ્રિટિશ હિન્દની **નોકરશાહી** સરકારને હસ્તે ૧૯૧૧ ના ડિસેમ્બરમાં ભરાયલા દિલ્હી દરબાર વખતે તથા તે પછી ઘણું સહન કરવું પડયું.

### મિ. રાઈસની સમાલોચના

પ્રવાસ અંગે ચાલેલી તકરારની સમાલોચના મિ. રાઈસ કરતાં મહારાજાના જીવનચરિત્રમાં લખે છે કેઃ—(પા. ૧૮૬)

" The whole series of events was un-

fortunate. When the Maharaja said that he loved the State and people; and that nothing would please him better than to return to India at the earliest possible moment, he spoke no more than the simple truth. His mind was, as always, working on Baroda State; he has done much for it; he has practically made it what it is. And he has, he might well contend, done this because of his foreign travel and not in spite of it. It is possible that the Government of India was thinking of these activities when they referred in the famous circular to the 'advantages that may result to both parties from a widening of the range of knowledge of an intelligent Ruler.' The Maharaja himself laid great stress on this. He maintained that a changed spirit had come over Baroda since he began to travel, that whereas men had been content with their own narrow horizon, they were now more than eager to travel, and that even the country-side had begun to see good in institutions that were not their own. But, as Malbari said, he was slow to see the other side. Diplomatic situations are, as we all know, often governed by impress-

ions, and the Maharaja in perfect honesty and simplicity of purpose was, it would seem, prone to overlook the possibility of misunderstanding, and the probable effect of his doings upon opinion in the Foreign Department at Calcutta."

ભાવાર્થ—" આ બધા બનાવોની પરંપરા કમનસીબ હતી. જ્યારે મહારાજા કહેતા કે હું મારા રાજ્ય તથા મારી પ્રજાને ચાહું છું તથા જેમ બને તેમ જલદી હિન્દુસ્તાન પાછા આવવાનું બને તો મને તે કરતાં બીજું કાંઈ વધારે ન ગમે, ત્યારે તેઓ ફક્ત સત્ય સિવાય બીજું નહોતા બોલતા. હમેશ મુજબ તેમનું મન વડોદરા રાજ્યના કામમાં ગૂંથાયું; તેમણે વડોદરા માટે ઘણું કર્યું છે; તે જે કાંઈ છે તે વસ્તુતઃ તેમનું સર્જન છે, અને તેઓ દલીલ કરી શકે છે કે પરદેશગમનને લીધે હું તે કરી શક્યો, પરદેશ ગયા છતાં કરી શક્યો એમ નહિ. ' બુદ્ધિશાળી રાજ્યકર્તાના જ્ઞાનની મર્યાદા વિસ્તરતાં બન્ને ( રાજા પ્રજા ) પક્ષને લાભ થવા 'નો પેલા જાણીતા સરક્યુલરમાં જે ઉલ્લેખ છે તે સયાજીરાવની આવી પ્રવૃત્તિઓને ઉદ્દેશીને હિન્દુસ્તાન સરકારે કર્યો હોય એ સંભવિત છે. મહારાજા પોતે આ વાત પર ભાર મૂકતા. તેઓ દલીલ કરતા કે મેં પ્રવાસની શરૂઆત કરી ત્યારથી વડોદરામાં વિચારો બદલાયા છે અને પ્રથમ જ્યારે માણસો પોતાની સાંકડી નજરથી સંતુષ્ટ રહેતા તે હવે મુસાફરી માટે વધારે પડતા આતુર રહે છે અને ગામડાંના લોકો પણ પોતાની ન હોય એવી અન્ય સંસ્થાઓમાં ગુણદર્શન કરે છે, પરંતુ મલબારીએ જણાવ્યા પ્રમાણે તેઓ ( તકરારની ) બીજી બાજુ જોવામાં ધીમા હતા. આપણે બધા જાણીએ છીએ તેમ, સાર્વભૌમ સત્તા પર રાજ્યકર્તાના કામ તથા

સ્વભાવની જે છાપ પડે છે તે ઉપર રાજદ્વારી સંબંધ આધાર રાખે છે; અને દેખીતી રીતે મહારાજા પૂર્ણ પ્રામાણિકપણે તથા ઉદ્દેશની સરળતા સાથે, ગેરસમજની શક્યતા તથા કલકત્તાના રાજદ્વારી ખાતાના અભિપ્રાય ઉપર તેમના કૃત્યોની કેવી છાપ પડવાનો સંભવ છે. તેનો વિચાર કરવા તરફ બેદરકાર રહેવાનું વલણ ધરાવતા. ”

## નીડર રાજા

મિ. રાઈસે હિન્દુસ્તાન સરકાર તથા સયાજીરાવ વચ્ચે સમતુલા રાખી ઉપરનો અભિપ્રાય આપ્યો છે, તેમાં આપણે ભાગ્યેજ કાંઈ ઉમેરો કરી શકીએ. એટલું કહેવું બસ થશે કે આ તમામ સંજોગોમાં સયાજીરાવે જે નીડરતા, સ્વમાન માટે આગ્રહ, તથા વડોદરા જેવા બ્રિટિશ સરકારના અણુજીતાયેલા મિત્રરાજ્યના રાજવીનો દરજ્જો, મોભો તથા વિશિષ્ટ હક્ક કાયમ રાખવા માટે જે સતત જાગ્રત રક્ષક વૃત્તિ બતાવ્યાં તથા મનની શાંતિ તથા સુખનો આપભોગ આપ્યો તે માટે આપણે તેમનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

---

# પ્રકરણ ૯મું

## પ્લેગ-પીલવાઈ-દુકાળ.

### અંબાલાલ દેસાઈ નિવૃત્ત

દિવાન મણિભાઈ જશભાઈ નિવૃત્ત થયા પછી ૮ માસ સુધી જયસિંહરાવ આંગ્રે દીવાનપદે રહ્યા. બાપટ પ્રકરણમાં ૫ કામમાં બાપટને દોષિત તથા ૬ કામમાં નિર્દોષ ઠરાવનાર સરન્યાયાધીશ રી. બ. અંબાલાલ સાકરલાલ ૧૮૯૯ મા નિવૃત્ત થયા હતા તેમણે આ પ્રકરણને અંગે પોતાની ન્યાયબુદ્ધિથી યોગ્ય લાગ્યો તે અભિપ્રાય આપ્યો તેથી પ્રજામા તેમને માટે ખૂબ માન હતું.

### દીવાન આયંગારની શોધ

મણિભાઈની દીવાનગીરીમાંથી બોધપાઠ લઈ સયાજીરાવે બહારનુ વિશુદ્ધ લોહી રાજ્યના તંત્રમા દાખલ કરવા મદ્રાસ ઇલાકાના ઇન્સ્પેકટર-જનરલ ઑવ રજિસ્ટ્રેશન શ્રી શ્રીનિવાસ રાઘવ આયંગારની નોકરી ઉછીની લીધી અને તેમને દીવાનપદે સ્થાપ્યા. આમ દીવાનનું સ્થાન એક તટસ્થ માણસને મળ્યું અને વડોદરા રાજ્યની અનેકરંગી પ્રજાને શાંતિ વળી.

મિ. આયંગાર તા. ૧૫ મી જુલાઈ ૧૮૯૬ થી તા. ર ૭ ઑક્ટોબર ૧૯૦૧ સુધી દીવાન તરીકે રહ્યા. તેમની નોકરી પ્રથમ ત્રણ વર્ષ માટે અને પાછળથી વધુ બે વર્ષ માટે ઉછીની લેવાઈ હતી.

### વાઈસરૉય ઍલ્ગિન વડોદરામાં

સયાજીરાવ નવા વાઈસરૉય લૉર્ડ ઍલ્ગિનને મળવા ૧૮૯૫






શ્રી મહારાજા સયાજીરાવના પહેલા ચાર દીવાન

જ કાઝી શહાબુદ્દીન — શ્રી લક્ષ્મણ જગન્નાથ વૈદ્ય

શ્રી મણિભાઈ જસભાઈ દેસાઈ — શ્રી શ્રીનિવાસ આયંગાર

ના નવેમ્બરની શરૂઆતમાં પૂને ગયા. ૧૮૯૬ ના નવેમ્બરની તા. ર૭ મીએ સાંજે લૉર્ડ એલ્ગિન વડોદરા રાજ્યના રાજ્નીની મુલાકાતે આવ્યા. તેઓ તા. ૩૦ મી નવેમ્બરે બપોરે વડોદરા શહેર છોડી સુરત તરફ ગયા. આ પ્રસંગે વાઈસરોયનો મુકામ રેસિડન્સીમાં રખાયો હતો. તા. ૨૮ મીએ વાઈસરોયના માનમાં અગડમાં ખેલ તથા દરબાર થયા હતા. બપોરના ત્રણ વાગે વડોદરા શહેરની અંગ્રેજી, ગુજરાતી, મરાઠી શાળાઓના, વડોદરા કૉલેજના અને કલાભવનના વિદ્યાર્થીઓનું સંમેલન ભરાયું હતું. વિદ્યાર્થીઓને બેસાડવા માટે અર્ધવર્તુળાકાર ચડઉતર પગથિયાં સાથે 'Amphitheatre' બનાવવામાં આવ્યું હતું. આશરે ૨૫૦૦ વિદ્યાર્થીઓએ આ સંમેલનમાં ભાગ લીધો હતો. ના. વાઈસરોય એલ્ગિને તથા લેડી એલ્ગિને સાર્વજનિક બાગમાં ગોઠવેલા જનમેળામાં તથા રાત્રે 'બેન્કવેટ'માં ભાગ લીધો.

જનમેળામાં હજારો લોકોનો સમુદાય એકઠો થયો હતો. એકાએક એવી બૂમ પડી કે રાજવાડાનો હાથી ગાંડો થઈ ગયો છે અને નાસી છૂટયો છે ! આ બૂમ ખોટી હતી. પણ મેળાનાં સ્ત્રી-પુરુષો ઘણે ભાગે ગામડીયાં હતાં તેથી તેઓ ગભરાઈ ગયાં અને તેમણે ચોમેર નાસભાગ કરવા માંડી. તેમનો ધસારો એટલો બધો હતો કે બાગમાં વિશ્વામિત્રી નદીના પૂલના કઠેરાનો કેટલોક ભાગ તૂટી પડયો અને સેંકડો લોકો નીચે ઊંડી ખાઈમાં પડી ગયા–જેમાં કેટલાક મરી પણ ગયા. આ હોનારતમાં મોટે ભાગે ગામડાંની પ્રજાનો વધારે ભોગ લેવાયો હતો. તેથી વડોદરા શહેર તથા રાજ્યમાં હાહાકાર વર્ત્યો હતો. આજે પણ ઘરડા લોકો લૉર્ડ એલ્ગિનની આ શોકકારક મુલાકાત દુઃખપૂર્વક સંભારે છે.

રાજવંશી ખાણા વખતે થતાં ઔપચારિક ભાષણોનો ઉલ્લેખ કરવાનું આ સ્થાન નથી, પણ આ વખતના સંમેલનમાં સયાજીરાવે

હુન્નર-ઉદ્યોગની કેળવણી આપવા માટે લીધેલી કાળજીની વાઇસરોયે સ્તુતિ કરી તથા અન્ય રીતે કેળવણી સંબંધે કરેલી પ્રગતિનાં વખાણ કર્યાં.

તા. ૩૦ મી નવેમ્બરે લોર્ડ એલ્જિને ચિમનાબાઈ ન્યાયમંદિર ખુલ્લું મૂકવાની ક્રિયા કરી, તે વખતે તેમણે જનમેળાની રાત્રિએ બનેલા કરુણ બનાવનો ઉલ્લેખ કરી મરનાર તથા ઈજા પામનાર સ્ત્રી પુરુષો તથા તેમનાં કુટુંબીઓ તથા આશ્રિતો પ્રત્યે દિલસોજી બતાવી, તથા મહારાજાએ હોનારતના ભોગ થયેલા શખ્સોની ઇસ્પિતાલમાં જઈ ખબર લઈ યોગ્ય મદદ આપવાના કામની નોંધ લીધી.

## નોંધવાલાયક બનાવો

મર્હુમ મહારાણી વિક્ટોરિયાના રાજ્યારોહણનો હીરક મહોત્સવ ૧૮૯૭ માં ઊજવાયો. વડોદરા રાજ્યે પણ તે પ્રસંગ યોગ્ય રીતે ઊજવ્યો હતો.

ગ્વાલિયરના મહારાજા માધવરાવ સિંધિયા તા. ૨૯ મી નવેમ્બર ૧૮૯૭ ના રોજ વડોદરે આવ્યા અને તા. ૨ જી ફેબ્રુઆરીએ પાછા ગયા હતા. રાજવંશી મહેમાન તરીકે રાજ્ય તરફથી તેમનું યોગ્ય સન્માન કરવામાં આવ્યું હતું તથા મનોરંજક કાર્યક્રમ રખાયો હતો.

## ઈ. સ. ૧૮૯૬–૯૭ માં

'તાપ્તી વેલી રેલવે'નું ખાતમુહૂર્ત વાઇસરોય એલ્જિનના હસ્તે થયું તે વખતે કંપનીના પ્રમુખે જાહેર કર્યું કે શ્રીમંત ગાયકવાડ સરકારે ૩૪ લાખના શેર લેવાથી આ કંપની સ્થપાઈ શકી છે.

એ વર્ષે સયાજીરાવે વડોદરા શહેરમાં વીજળીક રોશનાઈ માટે કારખાનું સ્થાપવા ફરમાવ્યું. યુરોપના પહેલા જ પ્રવાસમાં આ વાત પર તેમનું લક્ષ ખેંચાયું હતું. શહેર માટે આ યોજના વિસ્તારાતાં પહેલાં રાજમહેલ માટે વિજળીક રોશનાઈની ગોઠવણ અમલમાં આવી ગઈ હતી.

આ વર્ષમાં કેળવણી ખાતાની પુનર્ઘટના થઈ આખું ખાતું વિદ્યાધિકારીને સોંપાયું. તે પહેલાં અંગ્રેજી કેળવણી ખાતું વડોદરા કોલેજના પ્રિન્સિપાલના તાબામાં રહેતું. ખાતાના કામકાજનો વિકાસ થતાં ૬ ને બદલે ૫ ઇન્સ્પેક્ટર રાખવામાં આવ્યા હતા તેમ ડેપ્યુટીઓની સંખ્યામાં વધારો થયો હતો. પરંતુ પૂરતા છાત્રોના અભાવે વડોદરા, પાટણ, નવસારી, અમરેલીમાં કાઢેલાં અંત્યજ વસતિગૃહોનું શાળામાં રૂપાન્તર કરવું પડ્યું. ફરજિયાત કેળવણીનાં અમરેલી તાલુકામાં ચાલતા અખતરાને અંગે તાલુકાના ૭૦ ને બદલે ૭૦ ગામે બાળકોને ફરજિયાત પ્રાથમિક કેળવણી આપવા માટે પૂરતી શાળાઓની સવડ કરવામાં આવી.

## પ્લેગ આવ્યો

૧૮૯૬–૯૭ માં મુંબઈમાં ગાંઠિયો તાવ (પ્લેગ) ફાટી નીકળ્યો. લોકો સૌ સૌના વતન તરફ ચાલ્યા ગયા. નવસારી પ્રાન્તમાં નવસારી, બિલ્લીમોરા, વગેરે ગામે મુંબઈથી આવેલા માણસોને પ્લેગ લાગુ પડ્યો. અને ત્યારબાદ વડોદરા પ્રાન્તમાં પણ તે ૧૮૯૮ માં ફેલાયો. તે વખતના લોકોની જાણમાં આ રોગ હિન્દમાં નવો હોવાથી એની સારવાર કેમ કરવી તેનું જ્ઞાન પ્રજાને, તેમ દાક્તરોને ન હતું. તેથી રોગનાં ચિન્હો માટે ઉપાય યોજાતા. આ રોગ ચેપી હતો. તેથી પ્લેગદૂષિત મહોલ્લા ખાલી કરાવવામાં આવ્યા અને લોકોને ખેતરોમાં માંડવા બાંધી ખુલ્લી હવામાં રહેવા મોકલવામાં આવતા

હતા. પ્લેગના દર્દીઓને જુદા રાખવામાં આવતા તથા ઉતારુઓ વગેરેની જુદાં જુદાં રેલવે સ્ટેશને વૈદકીય તપાસ કરી શક પડતા માણસોને દશ દિવસ સુધી ક્વોરંટીનમાં રાખવામાં આવતા. પ્લેગદૂષિત મહોલ્લાઓમાં મકાનો કળી ચૂનાથી ધોળવાની ફરજ પાડવામાં આવતી; છાપરા ઉપરના નળિયાં ખસેડી મકાનમાં ઉપરથી સૂર્યપ્રકાશ તથા હવાઅજવાળાનો પ્રવેશ થઈ રોગના જંતુઓનો નાશ કરવા પ્રયત્ન થતો; લીમડાની ધૂણી, તેમ ગંધક-ડામરનો ધૂપ કરી મકાનોને પ્લેગના જંતુથી મુક્ત કરવા પ્રયત્ન થતા. પ્લેગદૂષિત મકાન તેમ ઉતારુઓનાં કપડા, તથા ગોદડા વગેરે જંતુનાશક દવાવાળા પાણીમાં બોળી શુદ્ધ કરવામાં આવતાં. ઉંદર ઉપર રહેતા ચાંચડ મારફત પ્લેગ ફેલાય છે એવી શોધ થઈ તેથી ઘરમા કે મહોલ્લામાં ઉંદર મરે કે તુરત જ મહોલ્લાઓને સરકાર તરફથી ખાલી કરાવવામાં આવતા. થોડા વખત પછી ડૉ. હાફકીને પ્લેગને અટકાવવાની રસી શોધી કાઢી, જેનો સફળ પ્રયોગ થયો. તેથી સરકારે લોકોને પ્લેગની રસી મુકાવવા સૂચવ્યું. આ રસી મુકાવવાથી લોકોને એક વરસને માટે પ્લેગના ભયથી મુક્તિ મળતી અને તેઓ પ્લેગવાળા પ્રદેશમાં પણ ધંધા રોજગાર માટે સુખેથી જઈ શકતા. એ વખતે પ્લેગનિવારણ માટે સરકાર તરફથી લેવાયેલા ઉપાયો હિન્દુસ્તાનના સમાજની વ્યવસ્થાને અનુકૂળ નીવડયા નહી. તેથી લોકો સરકારી નોકરોને યમદૂત જેવા ગણતા. કારણ કે પ્લેગના દર્દીને ઘરના માણસોથી જુદો કરવામાં આવતો અને તેને તે માટે ખાસ રાખેલી હૉસ્પિતાલમાં લઈ જવામાં આવતો. એવા દર્દીઓ પૈકી કેટલાક મરી પણ જાય એ સ્વાભાવિક છે. લોકો વહેમી હોવાથી એમ માનવા લાગ્યા કે આવા દર્દીઓને ડાક્તરો મારી નાંખે છે. તેથી પ્રજામાં ઉશ્કેરાટ થતો. પરંતુ પ્લેગ-સત્તાવાળા આગળ લોકો પોતાને લાચાર માની સરકારી ગોઠવણોને તાબે થતા

## સયાજીરાવની દિલસોજી

રાજ્યમાં લેવાતા પ્લેગ નિવારણના ઉપાયો સંબંધી રેસિડન્સી-ની ઝીણી પૂછપરછ સામે સયાજીરાવને ઘણી વખત અણગમો ઉત્પન્ન થતો, અને રેસિડન્સી પ્લેગને રાજપ્રકરણ બાબત ગણી આમ કરતી હશે એમ માનતા. સયાજીરાવને તો પ્લેગની ખાસ બીક લાગતી નહતી. તેઓ પ્લેગના દર્દીઓને રાખવામાં આવતાં સ્થળોની મુલાકાત નીડરપણે લઈ આવતા પ્લેગ નિવારણ માટે લેવાતા બધા ઉપાયોમાં તેમને શ્રદ્ધા નહતી તેમ પ્રજા બિચારી મૂંગે મોંઢે બધી હેરાનગતી સહી લેતી. તે માટે તેમના હૃદયમાં દિલસોજી ઉભરાતી. માત્ર બ્રિટિશ હિન્દને અનુસરવામાં પ્લેગનિવારણ માટે વડોદરા રાજ્યને ઠપકામાંથી મુક્તિ લાગતી હોવાથી બનતાં સુધી ત્યાં લેવાતા ઉપાયોનો અમલ કરવામાં આવતો.

## પીલવાઇ પ્રકરણ

૧૮૯૭-૯૮ માં બારખળી તથા સર્વે સેટલમેન્ટ ખાતાની પ્રવૃત્તિને લીધે મહેસાણા પ્રાન્તમા વિજાપુર તાલુકામાં આવેલા (કરતા) આંકડિયા ગામ પીલવાઈની જમીન માપણીને અંગે આંકડિયા રાજપૂતો તથા વડોદરા રાજ્ય વચ્ચે તકરાર ઊભી થઈ અને આંકડેદારોએ લીધેલા વલણને લીધે એ તકરારે ગંભીર સ્વરૂપ લેતાં હુલ્લડ થયું. તે લશ્કરની મદદથી દબાવી દેવું પડયું. તે વિષે આ માળાના 'વડોદરા રાજ્યનો ઇતિહાસ' (પૃ. ૩૦૦)માં જણાવવામાં આવ્યું છે કેઃ—

### બળવો શમાવ્યો

"કડી પ્રાન્તના આંકડિયા ગામોના લોકોની જમીનની સર્વે કરવાનું કામ સર્વેખાતાએ હાથ ધર્યું તે ઉપરથી કેટલાંક

ગામોના રાજપૂત મતાદારોએ સરકાર તરફથી ભરાતાં પગલાં સામે બળજબરીથી સામે થવાનો સંપ કર્યો, અને તે કામે તેમણે હથિયારો તથા નાણાં ભેગા કર્યાં. પીલવાઇ ગામમાં સર્વેનું કામ હાથ ધરવામાં આવ્યું ત્યારે સર્વે ખાતાના માણસો, સ્થાનિક પોલીસ અને મુલકી ખાતાના અમલદારો ઉપર દરોડો પાડી, તેમના ઉપર હલ્લો કરી તેમની સાથે ગેરવર્તન ચલાવી, તેમને બળજબરીથી ગામની બહાર કાઢી મૂકવામાં આવ્યા. ગામને કિલ્લેબંદી કરીને, તેની આસપાસ ખાઈઓ ખોદીને, આડખીલીઓ ઊભી કરીને, સંખ્યાબંધ હથિયારસજ્જ માણસોને ભેગાં કરીને, અને સરકારી અમલદારોને ગામમાં પેસવા જ ન દઈને રાજપૂતોએ સરકારની સત્તાનો અનાદર કર્યો. પોલીસના માણસો વ્યવસ્થા જાળવી શક્યાં નહિ તેથી લશ્કરની મદદ લેવાની જરૂર પડી. રાજપૂતોને સમજાવી કરીને કાયદાને તથા સરકારી સત્તાને માન આપતાં કરવા અને ન છૂટકે જ લશ્કરનો ઉપયોગ કરવા કુલમુખત્યારી આપીને સરસુબાને એ સ્થળે મોકલવામાં આવ્યા. સરકારી અમલદારોએ વારંવાર સમજુતી કરવાના પ્રયત્નો ચાલુ રાખ્યા તેથી કામ ન સર્યું. એટલું જ નહિ, પણ પોતાના ગેરકાયદેસર અને વિરોધમય કૃત્યો કરવામાં રાજપૂતોને જોર મળ્યું. હુલ્લડખોરોને અનેક વખતે ચેતવણી આપ્યા પછી સરસુબાને આખરે એ ગામને ઘેરો ઘાલી સર કરવાનો હુકમ લશ્કરને કરવો પડ્યો, તોપોથી અને બીજાં હથિયારોથી સજ્જ થઈને આસપાસનાં અનેક ગામડાં આંથી ભેગા થયેલા સંખ્યાબંધ રાજપૂતો સામા થયા. ૧૩ રાજપૂતો માર્યા ગયા અને અનેક જણ કેદ પકડાયા. સરકારની સામે લડાઈ જગાવ્યા બદલનો આરોપ હુલ્લડખોરોના આગેવાનો ઉપર મૂકીને તેમની કાયદેસર તપાસ ચલાવવામાં આવી, અને તેમાંના કેટલાક લોકોને જીંદગીભરની કેદની સજા ફરમાવવામાં આવી.

તો બીજા લોકોને અમુક અમુક મુદતની કેદની સજા કરવામાં આવી. "

## વિવેચન

પીલવાઈ પ્રકરણનું કારણ તપાસતાં એમ જણાય છે કે ફરતા આંકડાવાળા ગામોના ઠાકોર-મતાદારો કહેતા કે ગામની બધી જમીનના અમે માલિક છીએ તેથી અમે અમારા ગામની માપણી નહિ થવા દઈએ. સરકારનું કહેવું હતું કે પીલવાઈ એ ફરતા આંકડાનું ગામ હોવાથી જમીનની માલિકી ઠાકોર મતાદારોની નથી, પણ તેઓ સરકારી મહેસૂલ ગામમાંથી ઉઘરાવીને સરકારમાં ભરવા માટે જવાબદાર મધ્યસ્થ જ છે, સરકારના 'ફરતા આંકડા' કરતાં શેગાની રકમ જેટલી વધારે આવે તેટલી વધારાની રકમ ઠાકોર-મતાદારોને મળી શકે. તેથી જમીનની માપણી કરવાનો અમારો હક છે. તેમ છતાં સરકારે આ પ્રસંગે માલિકીનો આખર નિર્ણય ન કરતાં ફક્ત વસૂલની દૃષ્ટિએ માપણી કરવાનો ઇરાદો ૧૮૯૨ માં જાહેર કર્યો હતો તથા ૧૮૯૫ માં સર્વે કરવાનું કામ હાથ પર લીધું હતું. પરંતુ ૧૮૯૭ ના નવેમ્બરમાં માપણી સામે પ્રખર વિરોધ શરૂ થઈ ફરતા આંકડાના ઠાકોરોએ માથું ઊંચક્યું, હજારો માણસોને ભળ્યાં તે શસ્ત્રો સાથે ભેગા કર્યાં અને સમાધાનના સરકારી પ્રયાસો નિષ્ફળ જતાં લડી લેવાનો પ્રસંગ ઊભો થયો. સયાજીરાવની ઇચ્છા બને ત્યાં સુધી શાંતિથી કામ લેવાની હતી, અને ન છૂટકે જ બળ વાપરવા તેમણે સરકારી તંત્રને રજા આપી હતી. પરંતુ સમાધાન થઈ શક્યું નહિ. કર્નલ નિસન ન છૂટકે જ લશ્કર સાથે વિજાપુર ગયો હતો. પણ હથિયાર તથા દારૂગોળો હલકા પ્રકારના હોવાથી જો હુલ્લડખોરો મેદાનમાં ન લડતાં આશ્રયના સ્થાન પાછળ સંતાઈ રહે તો લશ્કરનાં હથિયાર નકામાં જાય.

તેથી યોગ્ય હથિયાર તથા દારૂગોળો પૂરો પાડવા તથા માલસામાન લઈ જવા માટે સાધનોની ખોટ ધ્યાન પર લેવા કર્નલ નિસને સરસુબાને જણાવ્યું.

સમાધાનનો છેલ્લો પ્રયત્ન નિષ્ફળ ગયો. હુલ્લડખોરોએ લશ્કર સામે ગોળીબાર કરતાં લશ્કરને 'ફાયર' કરવા હુકમ આપવો પડયો. છેવટે લશ્કરે પીલવાઈ કબજે કર્યું; તોપના ગોળાથી આગ લાગવાથી ગામ બળી ગયું.

## પીલવાઈ ખાલસા

આ હુલ્લડને પરિણામે આંકડેદારોનો હક્ક નષ્ટ કરી પીલવાઈને ખાલસા કરવામાં આવ્યું. જો વડોદરા રાજ્યનું લશ્કર પીલવાઈમાં ન જીતત તો આખા પ્રાન્તની શાંતિ જોખમાત. આ હુલ્લડ શમાવવામાં સરકારને આશરે ૧ાા લાખ રૂપિયાનો ખર્ચ થયો હતો.

## છપ્પનિયો

૧૮૯૯ માં ચોમાસું એકંદરે નિષ્ફળ જતાં સયાજીરાવને વડોદરા રાજ્યમાં ભયંકર દુષ્કાળનો સામનો કરવો પડયો. આ દુકાળ લગભગ આખા હિન્દુસ્તાનમાં પડેલો હોવાથી તેની ભયંકરતામાં વધારો થયો. વિક્રમ સંવત ૧૯૫૬ માં તે પડવાથી આ દુકાળ ગુજરાતભરમાં 'છપ્પનિયા' તરીકે મશહૂર છે.

આ દુકાળને લીધે રેવાકાંઠા તથા મહીકાંઠા એજન્સીઓમાં આવેલાં ખંડિયાં રાજ્યોની ખંડણી મોકૂફ રાખવી પડી હતી.

## રાહત કામો

૧૮૯૮–૯૯ માં ઓખામંડળમાં તંગી તથા ૧૮૯૯–૧૯૦૦ માં

દુકાળ પડવાથી રીલીફ વર્ક્સ(રાહત કામો) પ્રથમ શરૂ કરવામાં આવ્યાં. બીજે ' કસોટી કામો ' ( ટેસ્ટ-વર્ક્સ ) કાઢી જોતાં, લોકોએ તેનો લાભ લીધો. મોડે મોડે ૧૮૯૯ ના નવેમ્બરથી આ બધાં કામો પર દુષ્કાળ પીડિત પ્રજાને મજૂરી આપી જીવાડવા પૂરતા પ્રયત્ન શરૂ થયા.

## દુકાળફેરણી

આમ દુષ્કાળશમન માટે ફેમિન કમિશનર જમશેદજી અરદેસર દલાલના વડપણ નીચે દુકાળખાતાની ગોઠવણો અમલમાં મુકાતાં મહારાજા સયાજીરાવે સૌથી વધારે પીડિત પ્રાંત તરીકે કડી પ્રાંતની મુલાકાત તા. ૪ થી ડિસેમ્બરથી તા. ૧૧ મી ડિસેમ્બર ૧૮૯૯ દરમ્યાન લીધી. તેમણે એવી જ મુલાકાત અમરેલી, વડોદરા તથા નવસારી પ્રાંતની પણ લીધી. આ દુકાળફેરણી સંબંધી સયાજીરાવે જાતે કેટલીક નોંધો લખી છે ને તે પુસ્તકાકારે છપાઈ છે.

## સયાજીરાવનું મનન

મહારાજા સયાજીરાવ આ નોંધોની શરૂઆત કરતાં જણાવે છે કેઃ—

" હું મહેસાણા, વડનગર, પાટણ અને કડી તેમજ આ કસબાઓની પાડોશમાં આવેલાં ગામડાંની મુલાકાતે ગયો અને ત્યાંના રહીશોની યાતનાઓથી અને રાજ્ય પાસેથી તેઓ ( કેટલી કેવા પ્રકારની ) રાહતની આશા રાખે છે તેથી વાકેફ થયો. ગામડાંના લોકો બહુ સરળ હતા. આવા સારા હૃદયવાળા લોકો સાથે વાતચીત કરવામાં મને ખુશાલી ઊપજી હતી. તેમનાં સાદાં સીધાં મનની મારા પર સારી છાપ પડેલી. હું કોણ છું તે તેમની જાણમાં ન આવે એવી રીતે તેમનામાં ભળી જઈ તેમની જ ભાષામાં વાતચીત કરવાનો આનંદ મને આ વખત પહેલાં કદી·

મળ્યો ન હતો. આવી રીતે હું ઘણી વખતે લોકોમાં ભળું છું, અને અનેક પ્રસંગે તેમની સાથે સબંધમા આવતાં મને જાણવાનું તથા રમ લેવાનું ઘણું મળે છે. નિર્દોષ બાળકોને દિલસોજીથી તથા સાદી રીતે પ્રશ્ન પૂછતાં તેઓ તેમના સુખદુખની તથા ઇર્ષ્યાની તેમજ લોકાપવાદની વાતો જેવી ને તેવી ' વાર્નિશ ' ( રંગ ) ચડાવ્યા વગર મારી આગળ ઠાલવી દેતા. પાક કેટલો ઊતરશે, શાહુકાર તેમની આવકમાંથી કેટલો મોટો ભાગ લેણા પેટે માગશે, તેની ગણતરી કરી બધું તેઓ મને કહેતા. , આંધળા તથા અશક્ત પાડોશીઓ, ધંધાદારી ભીખારીઓ તેમજ દુર્દૈવવશાત્ ભીખ માગવાની સ્થિતિએ પહોચેલા શખસોને તેઓ કેવી રીતે મદદ કરે છે તે પણ તેઓ મને કહેતા. પરંતુ જ્યારે તેમને પ્રશ્ન પૂછનાર કોણ છે તેનો કાઇંક ખ્યાલ હાજર રહેલા સશસ્ત્ર અનુયાયીઓથી આવતો ત્યારે તેઓ કુદરતી રીતે મહેસૂલ માફી, વધુ તગાવી વગેરે માટે પોતાની ન્હાની અંગત માગણીઓ કરતા, જે આવી ઘોડેસ્વાર ફેરણીમાંથી પરત આવ્યા પછી ઝીણવટભરી તપાસ માટે ખૂબ ઉપયોગી પાયારૂપ બને છે. "

## અધૂરો ફેમિન કોડ

૧૮૯૯ ના પાછલા ભાગમાં દુકાળનાં ચિન્હ જણાતાં દુકાળશમન સંબંધે હિન્દુસ્તાન સરકારે ૧૮૭૭–૭૮ ના મોટા દુકાળના અનુભવના આધારે ૧૮૮૦ માં કમિટી નીમી જે દુષ્કાળ-શમન નિયમો તૈયાર કરાવ્યા હતા તેના આધારે વડોદરા રાજ્યમાં ઉતાવળમાં સૂઝયા તે ફેરફાર સાથે નિયમ કરવામાં આવ્યા તથા દુષ્કાળશમનના તંત્રની યોજના ઘડી અમલમાં મૂકવામાં આવી. અમલદારો નવા વિચારો મહણ કરવામાં પછાત હોય છે. તેમને કાંઈ કરવા પ્રેરતાં વાર લાગે છે. તેથી સયાજીરાવને દુષ્કાળશમન

સંબંધે લેવાયલાં પગલાં તથા અમલમાં મૂકેલા નિયમ સફળતા પામે તે માટે જે માહિતીની જરૂર પડતી તે દુખી લોકો પાસેથી તથા તેમને સહાય કરવા મોકલેલા નોકરો પાસેથી કઢાવવા માટે ખાસ વ્યવસ્થા કરવી પડતી.

## મફત નિર્વાહ

શરૂઆતમાં ખાતેદાર ન હોય તેમ મિલકત ન હોય, છતાં દુષ્કાળશમન કામો પર મજૂરીએ જવામાં નાનમ સમજી તેનો લાભ ઉઠાવી ન શકતા હોય એવા લોકોને નિર્વાહ માટે રૂ. ૩૦ (ત્રીસ) તગાવી તરીકે આપવા હુકમ કરવામાં આવ્યો હતો. આ વર્ગમાં ખાસ કરીને પડદાનશીન સ્ત્રીઓ તથા ગરાસિયા વગેરે વર્ગનો સમાવેશ થતો હતો. તગાવી માટે તેની પોતાની જોખમદારી સિવાય બીજા કોઈને જામીન આપવાની જરૂર રાખવામાં આવી નહતી. એકઆંકડી તથા ફરતાઆંકડાવાળા ગામના ઠાકોર–મતાદારો માંડ માંડ પોતાનો નિર્વાહ કરે એમ હોવાથી તેમના ગામના ખેડુતોના નિર્વાહ માટે તગાવી આપવા હુકમ કરવામાં આવ્યો. વીસનગરના કંસારાઓની નિકૃષ્ટ સ્થિતિ થઈ તેઓ ભૂખે મરતા હતા તેથી તેમને તગાવી આપવા સયાજીરાવે ફરમાવ્યું. કડી પ્રાન્તમાં પાટણ, વિસનગરમાં અપંગ તથા કામ કરવા અશક્ત કંગાલ લોકોને પોષવા અન્નક્ષેત્રો–ગરીબગૃહો કાઢવામાં આવ્યાં. આ અન્નક્ષેત્રો પ્રજા પૈકી ધનવાનોની મદદથી નીકળ્યા હતાં તથા તેનો વહીવટ પ્રજાકીય હતો. મહેસાણામાં દુકાળિયાનાં નાનાં બાળકો માટે અનાથાલય કાઢવામાં આવ્યું હતું.

## ખીચડી–ગ્યારમીનો ઉપયોગ

રાજ્યના દરેક મહાલમાં તે વખતે સાધુ–ફકીરોને અમુક દિવસોએ તથા પ્રસંગે 'જમાડવા' સદાવ્રતમાં તથા ગ્યારમીમાં મોટી

રકમો વપરાતી હતી. તેનો ઉપયોગ આ દુકાળમાં દુષ્કાળશમનના કામો પર મજૂરીએ ન જઈ શકે એવા અશક્ત ગામડાંના લોકોને જીવાડવા માટે કરવા તથા સાધુ-ફકીરને જમાડવામાં બને તેટલી ઓછી રકમ વાપરવા રાજ્ય તરફથી જણાવવામાં આવ્યું હતું. ભૂખથી કોઈ ન મરી જાય તે માટે વહીવટદારોને મંજૂરીઓ અપાઈ હતી. દુકાળિયા સ્ત્રીઓ-પ્રસૂત થવાની તૈયારીમાં હોય તો તેમની સુવાવડ રાજ્યના ઇસ્પિતાળો તથા દવાખાનાંમાં કરવા હુકમ આપવામાં આવ્યા હતા.

## બારીક તપાસ

સયાજીરાવ દુષ્કાળશમન કામોની મુલાકાતે જતા ત્યારે મજૂરી કરતા લોકોની શારીરિક સ્થિતિનું નિરીક્ષણ કરતા; તેમને કેટલી મજૂરી મળે છે, નિયમિત મળે છે કે નહિ, તેમને કોઈની સામે કાંઈ કહેવું છે કે નહિ વગેરે બાબત તેઓ મજૂરોને પૂછતા. ઘોડે બેસીને કોઈ વખતે એકલા તો, કોઈ વખતે થોડા નોકરો સાથે આજુ-બાજુના ગામડામાં જતા. ઉજ્જડ ખેતરોમાં થઈને જતાં રસ્તે મળતા સ્ત્રીપુરુષો તથા બાળકો સાથે વાતચીત કરતા. અંગત નિરીક્ષણના પરિણામે તેઓ મજૂરી કરનારાની શારીરિક દુર્બળ સ્થિતિ કેટલેક ઠેકાણે જોઈ શકયા. તેમાં ખાસ કરીને માંગડી કામ ઉપર મજૂરી કરતી હારીજની પ્રજાની, કોડીનાર તાલુકાના કામ પર આવતા લોકોની, પાટણના ગરીબગૃહોમાં રાખેલા માણસોની શારીરિક દુર્બળતા બીજાં સ્થળોના લોકોની સ્થિતિ કરતાં વધારે જણાઈ તેમને કામ કરતાં ખોરાકની વધુ જરૂર હતી એમ સયાજીરાવને લાગ્યું હતું.

## અમલદારી ખામીઓ

કડી, અમરેલી, વડોદરા તથા નવસારી પ્રાન્તમાં સયાજીરાવે

આ દુકાળ વખતે મુસાફરી કરી તે દરમ્યાન તેમણે અમલદારોમાં જે ખામીઓ જોઈ તે સંબંધે તેઓ જણાવે છે કેઃ —

"મારી ફેરણીઓ દરમ્યાન મેં એમ જોયું છે કે થોડા બુદ્ધિશાળી અમલદારો સિવાય સરકારી નોકરોનો મોટો ભાગ અને ખાસ કરીને જાહેર બાંધકામ ખાતાના નોકરો, કે જેમણે રાહત નીતિનો અમલ કરવાનો હતો તેઓ, મહારાજા તથા ઉપરી અમલદારોએ તાબાના નોકરોની જવાબદારીઓ ઓછી કરવા, ફરજો ઠરાવવા તથા તેમની સ્થિતિ મજબૂત કરવા માટે ખૂબ મહેનત કરી દુષ્કાળદમન કાયદો તૈયાર કર્યો હતો તે કાયદાથી ઘણી વખતે અજ્ઞાત હતા. પરંતુ વારંવાર એમ માલૂમ પડતું કે એ નિયમ બનાવનારનો હેતુ માર્યો જતો હતો. દરેક અમલદાર પોતપોતાની અક્કલ અથવા હું એમ કહું કે અક્કલની ખામીને લીધે જે વ્યક્તિગત ધોરણ ઠરાવતો તે પ્રમાણે અમલ થતો તેથી અમલીતંત્રનાં અજ્ઞાન તથા બેદરકારીના પરિણામે, જેટલી વ્યવસ્થા વિકાસ પામવી જોઈતી હતી તેટલી વ્યવસ્થા વિકસાવવામાં નિષ્ફળતા મળતી."

## બીજા લોકોની માગણીઓ

મજૂરોની ફરિયાદો ઉપરાંત બીજા લોકોની માગણીઓ જાણવા સયાજીરાવે પ્રયત્ન કર્યો હતો. તેમાં મહેસૂલમાફી તથા તહકુબી, કૂવા, બી અને નિર્વાહ માટે તગાવી, ઢોર જીવાડવા ઘાસચારા માટે તગાવી મુખ્ય હતી. દુકાળમાં સંકટગ્રસ્ત રૈયતને જીવાડવાનો મુખ્ય પ્રશ્ન હતો, મહારાજા દેવું કરવાનું ટાળવા માગતા હતા, આવા સંજોગોમાં એક તરફથી દુકાળશમન માટે લાખોનો ખર્ચ કરવો અને બીજી તરફથી મહેસૂલમાફી તથા તહકુબીની માગણીઓ સંતોષવી એ બે વસ્તુ સયાજીરાવને રાજ્યની તિજોરીની સ્થિતિ

જોતાં શક્ય ન લાગી. તેથી તેમણે દુષ્કાળશમનનાં કામે ખૂબ નાણું ખર્ચવાનું પસંદ કર્યું અને મહેસૂલમાફી તથા તહકુબીની માગણી ન સંતોષતાં વસૂલાત કરવામાં અયોગ્ય દબાણ ન થાય તથા જેઓ મહેસૂલ ભરી શકે એમ હોય તથા જેમનું જમીનમાં સીધું હિત હોય તેમની પાસેથી વસૂલ લેવાય તથા સખ્તાઈના ઉપાય બંધ થાય એવા હુકમ કર્યો. ખેડૂતો રાજ્યના ઉત્પન્નના સ્તંભ હોવાથી આવો દુકાળના વખતમાં તેઓ મહેસૂલમાફી તથા તહકુબી માટે આગ્રહ કરે એ કુદરતી હતું. પરંતુ સયાજીરાવને કિસાન પ્રજા માટે ઊંડી દિલસોજી છતાં તિજોરીની સ્થિતિને લીધે તેઓ જેટલું ઇચ્છતા હતા તેટલી રાહત તેમને આપી ન શક્યા તે માટે તેમને મનદુઃખ પણ થયું હતું. કરજ કરીને રાજ્યને ધીરનારની ગુલામીમાં નાખવું તેમને ગમતું નહતું. તેમણે કહ્યું છે કે ખેડૂતો સાદી સમજણ ધરાવે છે. તેઓ કોઈની શીખવણી કે ઉશ્કેરણી વગર જે કાંઈ કહે છે તે ગંભીર વિચારણા માગે છે.

## અમરેલી પ્રાંતમાં

કડી પ્રાન્તમાંથી પરવાર્યા પછી સયાજીરાવ અમરેલી પ્રાન્તમાં તા. ૨૫મી જાન્યુઆરી ૧૯૦૦થી ૧૫–૧૭ દહાડા સુધી ફરવા ગયા. ત્યાં દુષ્કાળશમનનાં કામોનો સંતોષકારક કાર્યક્રમ અમલમાં મૂકવામાં રાજ્યકીય તથા નહેરકામ સંબંધે ખાતા તરફથી કોઈ તૈયાર યોજનાનો અભાવ અંતરાયરૂપ બન્યો હતો. જો ચીતલ ખીજડિયાથી અમરેલી અને ત્યાંથી ચલાળા અને ધારી રેલવે બાંધવાની તક તે વખતે મળી હોત તો રાહતકાર્યમાં વધારે સગવડ થાત. પરંતુ હિન્દી સરકારે એ રેલવે બાંધવા પરવાનગી આપવાની ના પાડી હતી. આ લાઈન અલગ વડોદરા રાજ્યમાં થઈને જ જવાની હતી છતાં તે ઉપર શ્રીમંત સરકાર હકૂમત ચાલુ રાખે તે હિન્દી સરકારને પસંદ નહોતું,

અને સયાજીરાવ હકૂમતનો રાજ્યહક્ક જતો કરવા માગતા ન હતા; તેથી પરવાનગી ન અપાઈ અને પ્રજાને રાહત આપવાનું એક વધુ સાધન જતું કરવું પડયું. સયાજીરાવે દુષ્કાળસ્થિતિ જોવા માટે ફેરણી શરૂ કરી ત્યારે કોઈ પણ ઠેકાણે પોતે પધારે ત્યારે તેમના સ્વાગત માટે ખર્ચ ન થાય તથા કોઈ પણ પ્રજાજને તેમને નજરાણું કરવું નહિ એવો હુકમ કાઢયો હતો. તેમ છતાં કેટલાકે આગ્રહથી નજરાણાં કરતાં તેની સર્વ રકમ તેઓ ગરીબોને રાહત આપવા માટે ખર્ચવા આપી દેતા. વળી મજૂરો તથા ગાડાં ઓછામાં ઓછાં વેઠે લેવા પડે તે માટે તેમણે ઓછામાં ઓછો સામાન તથા માણસો સાથે રાખ્યાં હતાં. અમલદારો તથા કારકુનો તેમને ભાડું અગર મજૂરી આપે છે કે નહીં તે તેઓ જાતે જોતા. પ્રજાજનો તરફ દિલસોજીની લાગણી દર્શાવવા તેઓ મજૂરોને પગાર સાથે રજા, જમણ તથા વધારાની મજૂરી આપતા હતા.

## વડોદરા શહેર

સયાજીરાવ અમરેલી પ્રાંતમાંથી વડોદરે આવ્યા બાદ તેમણે શહેરમાં થોડા દહાડા દુષ્કાળશમનના રાહત કામો જોવાની તક લીધી. વડોદરા શહેરમાં આખા રાજ્યમાંથી તેમ આજુબાજુના દેશી રાજ્યો તથા બ્રિટિશ ગુજરાતમાંથી દુષ્કાળપીડિત ઘણાં માણસો આવ્યાં હતાં. તેમની સ્થિતિ દયાજનક હતી. ગામડાંના લોકો શહેરમાં જળાઉ લાકડાંની ભારીઓ વેચવા સવારમાં સંખ્યાબંધ આવતા. તેમને સોંઘામાં ભારીઓ વેચવી પડતી, તેમ કેટલાક ઘાસને નામે નિંદામણ વગેરે ભેગું કરી મોંઘે ભાવે વેચતા. નિર્વાહનાં આ સાધનો બંધ પડતાં ભીમનાથ તળાવ (જ્યાં આજે સયાજીગંજ વસ્યું છે) તથા મદન તળાવ પૂરવાનાં કામ શરૂ કરવામાં આવ્યાં. ડફરીન હૉસ્પિતાલ પાસેની જગો સુધારવા, અકોટા જવાનો પૂલ દુરસ્ત

કરવા તથા પાદરારોડ બનાવવાના કામ હાથ ધરવામાં આવ્યાં. શહેર-માં રખડતાં દુકાળિયાં માટે કામો કાઢવાની વ્યવસ્થા કર્યા પછી એવા લોકો શહેરના અમુક ભાગમાં પોલીસ દેખરેખ નીચે રહે અને અમુક ઠરેલા કલાક સિવાય શહેરમાં ન રખડે એવો હુકમ કરવામાં આવ્યો. 'સયાજીરાવને એ હુકમની અનેક વખતે પુનરુક્તિ કરવી પડી. પ્રાંતોની ફેરણી પર 'નીકળતાં પહેલાં ઘણા વખત' અગાઉ સયાજીરાવે શહેરનાં રાહત કામોની, તથા દુકાળહૉસ્પિતાલ તથા બીજાં દવાખાનાંની મુલાકાત લીધી હતી.

## કેટલાક ઉપાયો

દુષ્કાળગ્રસ્તોને રાહત આપવા માટે નવા કૂવા બનાવવા તગાવી, બી માટે તથા ખેતી માટે ઉપયોગી ઓજારો ખરીદવા માટે તગાવી આપવા હુકમ કરવામાં આવ્યા. નાના અનાથ બાળકોને અને માબાપોએ દુકાળમાં તજેલાં બાળકોને રાખવા વડોદરામાં એક અનાથાલય ખોલવા સૂબાને હુકમ કરવામાં આવ્યો હતો. સસ્તા અનાજની દુકાનો ખાનગી શખ્સોની દેણગીથી તેમજ ખાનગી ખાતાના ફાળાથી ખોલવામાં આવી હતી. રાજ્યમાં માસિક રૂ. ૧૨ પગાર મેળવતા બિનલશ્કરી તથા લશ્કરી સરકારી નોકરોને મોંઘવારી ભથ્થું આપવામાં આવ્યું હતું.

## વડોદરા પ્રાન્તમાં

૧૮૯૯ના ઑક્ટોબરમાં પાદરા તથા ડભોઈની સયાજીરાવે મુલાકાત લીધી. ૧૯૦૦ ના માર્ચમાં તેઓ પેટલાદ ગયા. પેટલાદ તાલુકામાં સયાજીરાવ પોતાની ટેવ મુજબ ઘોડે ફરવા જતાં અથવા ચાલતા જતાં, આ રાજ્યના તેમ બ્રિટિશ ગુજરાતના લોકો સાથે વાતો કરતા. ઢોર, લોકો તથા ગામડાંની સ્થિતિનો તુલનાત્મક

અભ્યાસ કરતા, અને લોકો કહે છે તે ખરું કહે છે કે કોઈ સ્વાર્થ ખાતર અતિશયોક્તિ કરે છે તેની તપાસ કરાવીને ખાત્રી કરતા. પેટલાદમાં સયાજીરાવે ગરીબગૃહ ખોલાવ્યું.

તેમણે ગરીબગૃહોમાં તથા રસોડાંમાં અશક્તોને તથા અપંગોને મફત ખાવાનું મળે તે માટે ખાનગી ખાતામાં લાખેક રૂપિયા મંજૂર કર્યા. રાજ્યના બધા ભાગોને તેનો લાભ આપવાનું ઠરાવવામાં આવ્યું. જેઓ સખ્ત કામ કરવા નિર્બળ હોય તેમને હળવું કામ આપવા હુકમ કાઢવામાં આવ્યો. બ્રિટિશ રાજ્યમાંથી આ રાજ્યના કામ પર આવેલા લોકોને પાછા મોકલવા દીવાન નારાજ હતા. બ્રિટિશ રાહત કામો પરથી આ રાજ્યની રૈયતને પરત મોકલવામાં આવી તો પણ દીવાન તથા તાબાના અમલદારો બ્રિટિશ રાજ્યના લોકોને પરત મોકલતાં ગભરાતા હતા. સયાજીરાવે નોંધ કરી છે કે તેઓ તેમ કરશે તો બ્રિટિશ સરકારની ખફગી તેમને વહોરવી પડશે એમ ધારતા હતા. જો કે તેઓ તે વાતે કબૂલ રાખતા ન હતા.

## ગરીબગૃહની મુલાકાતે

૧૯૦૦ ના એપ્રિલમાં વડોદરા શહેરમાં આવેલા ગરીબગૃહમાં રાખવામાં આવેલા માણસોની સ્થિતિ જોવા સયાજીરાવ ગયા એ માણસો પૈકી કેટલાક હાડપિંજરની સ્થિતિએ પહોંચ્યા હતા, અને બીજાની સ્થિતિ પણ બહુ ખરાબ હતી. નાનાં બાળકો પર માંખો સંખ્યાબંધ બેસતી હતી તથા ઉડતી હતી. એ બાળકો માટે સયાજીરાવને કરુણા ઊપજી. બાળકોની આંખો ઊંડી ગઈ હતી અને હાડકાનાં માળા પર જાણે જ કપડાં હતાં. આ લોકોની સ્થિતિ સુધારવા માટે અપાતા ખોરાકમાં ફેરફાર કરવા સયાજીરાવે ફરમાવ્યું.

રાજ્યના બીજા અનાથગૃહોમાં એ ફેરફારનો અમલ કરવા તેમણે દીવાનને જણાવ્યું. આ અનાથગૃહ માટે ધરણીધર મામા તથા આવટે ખૂબ શ્રમ લેતા. બાળકોને સ્વચ્છ રાખવા માટે તેમને નવરાવવાની ગોઠવણ કરવા તેમણે સૂચવ્યું.

વડોદરા પ્રાન્તમાં રાહત માટે ઓરસંગ ઇરિગેશન વર્ક ખોલવામાં આવેલાં કામોમાં એક મોટું કામ હતું. એ કામનો પાયો સયાજીરાવે ૧૯૦૦ ના મેમાં જોજવા નજીક ઓરસંગ નદી પર નાખ્યો હતો.

## ડભોઈની મુલાકાતે

જોજવેથી પાછા ફરતાં ડભોઈના મહાજનની વિનંતીથી સયાજીરાવ તેમનું ગરીબગૃહ જોવા ગયા. ડભોઈના ભવ્ય ભૂતકાળની વિચાર તંદ્રામાંથી ડભોઇ સ્ટેશન નજીક ગાડી ધીમી પડતાં સયાજીરાવ જાગ્યા ત્યારે તેમણે જે ભયંકર દૃશ્ય જોયું તેનું વર્ણન કરતાં તેમણે જણાવ્યું છે કેઃ—

" એ દૃશ્યની ઉજ્જડતાનું વર્ણન કરવું મુશ્કેલ છે. ખૂબ તપતો મૌન દિવસ જણાતો હતો. પવન વાતો ન હતો, પાંદડું પણ હાલતું ન હતું, એકપણ પક્ષી ઊડતું ન હતું, અવાજ કરતું ન હતું. કોઇ પ્રાણિ નજરે પડતું ન હતું. આકાશની નીલ વ્યાપકતામાં કોઈ સમડી ગોળગોળ ફરતી દેખાતી ન હતી. ડભોઈ શહેર ગીરદીવિહોણું જણાતું હતું. મંદિરોમાંથી ઘંટનાદ પણ સંભળાતો ન હતો. સર્વત્ર વ્યાપક ભયંકર મૌનનું વાતાવરણ પથરાયું હતું; બળતો સૂર્ય તથા લાંબા વખતથી વરસાદ વગરનું આકાશ એ જાણે કે ઇશ્વરી કોપનાં ચિન્હો હોય નહીં એવાં લાગતાં હતાં, સર્વત્ર દુઃખ તથા મૌન ડરની હવા ફેલાઈ હતી. કુદરતના બીજાં તત્ત્વોને દૂર કરી માણસને-

તથા જાનવરને પોતાના ઉષ્ણ કિરણોથી ચકવતો બળતો સૂર્ય ચક્રવર્તી બન્યો છે એમ લાગતું હતું. પૃથ્વી શેકાઈને ઉઘાડી ચત્તો-પાટ પડી હતી; જીવનસૃષ્ટિની તે માતા રહી ન હતી, માણસોને પોષણ આપનાર દાઈ તે ન હતી. પૃથ્વી જાતે જ દુકાળપીડિત થઈ પાણીથી તરસ છીપાવવા તલસતી હતી. ઘાસનું તણખલું ન મળે, શાકનું તણખલું ન મળે, આખો પ્રદેશ વ્યાપક, ખુલ્લો તથા શામળો હતો. ફક્ત ઝાડ અને કાંટાળા થોર સૂર્યના બાળતાં કિરણોનો સામનો કરી રહ્યાં હતાં ! ”

## કરુણ દશ્ય

ડભોઈ સ્ટેશને ગાડી પહોચતાં તેડવા આવેલા શહેરીઓ સાથે સયાજીરાવ અનાથાલયમાં રાખેલા દુકાળિયાને જોવા ગયા. તેમનાં હાડકાંજ રહેલાં હતાં; તેમની ચામડીમાં કરચલીઓ પડી અનારોગ્ય દેખાતી હતી; તેમની આંખો તેજ વગરની થઈ જઈ ઊંડી ગઈ હતી; કેટલાકની આંખો સૂઝી ગઈ હતી; તેમાં એટલા બધા પીયા વળ્યા હતા કે માંખોના ટોળાં તેમની આસપાસ ફરી વળ્યાં હતાં તથા તેમને હેરાન કરતાં હતાં. તેઓ એટલાં નિર્બળ હતા કે તેઓ માંખોને પણ ઉડાડી મૂકી શકતા ન હતા. તેઓ નિશ્ચલ બેઠા હતા, અને જોવા આવનારા તરફ ફક્ત સહેજ ધ્યાન આપી શકતા હતા. તેમણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ પણ માન તથા ઉપકારની લાગણી દર્શાવવા તેઓ વધારે મૌન થયા. પૂરતાં ચીંથરાંના અભાવે તેમના હાડપિંજર જેવાં શરીર ઉઘાડાં હતાં.

બાળકો જન્મ વખત જેવાં નાગાં હતાં. તેમની કરોડ વળી ગઈ હતી. તેમના પાંસળાં તથા સાંધા ગણી શકાય એવાં હતાં. તેમનાં કૃશ શરીરના પ્રમાણમાં તેમનાં માથાં તથા આગળ આવેલાં પેટ બેડોળ લાગતાં હતાં. નાકમાંથી ઝરતા પ્રવાહીને લીધે મોઢાં ગંદાં લાગતાં

હતાં, જાણે કોઈ દિવસ શરીરને પાણી અડયુંજ ન હોય ! એટલો બધો મેલ તેમના શરીર પર ભેગો થયો હતો કે જોનારને ધૃણા છૂટે.

સ્ત્રીઓના વાળ તેલ વગર તથા ઓળ્યા વગર ખડબચડા થઈ ગયા હતા.

સયાજીરાવ આ દૃશ્યને હૃદયવિદારક તરીકે વર્ણવે છે. તેમણે તેમને કપડાં તથા ખોરાક વહેંચવાનો હુકમ કર્યો. પછી ટ્રેનમાં વડોદરે આવવા નીકળ્યા. સયાજીરાવે નોંધમાં જણાવ્યું છે કે આ દૃશ્યની છાપ હું કોઈ દિવસ ભૂલીશ નહિ. આવાં દુખદાયક દૃશ્યો તથા યાતનાઓ ફરીથી જોવાનો પ્રભુ પ્રસંગ ન આપે ! સયાજીરાવનું હૃદય આમ દ્રવી ગયું. પરંતુ તિજોરીની સ્થિતિ તથા મર્યાદિત સાધનોને લીધે તેઓ ધારતા હતા તેટલી રાહત પ્રજાને ન આપી શક્યા એ કરમની કઠણાઈજને ! કોઈપણ રાજ્ય કે સમાજ સર્વ-વ્યાપી દુકાળને કદિ પહોંચી શકે નહીં !

## નવસારી પ્રાન્તમાં

સયાજીરાવ તા. ૧૪ મી માર્ચ ૧૯૦૦ થી તા. ૧ લી એપ્રિલ સુધી નવસારી પ્રાન્તમાં દુકાળસ્થિતિ જોવા ગયા. જો કે આ પ્રાન્ત ઉપર દુકાળની સૌથી ઓછી અસર હતી, તો પણ ૧૯૦૦ નો ઉનાળો આવતાં દુકાળની ભયંકરતા ત્યાં પણ પસરી હતી, અને ખાસ કરીને તાપી નદીની ખીણમાં રહેતી રાનીપરજ તેમાં સપડાઈ ગઈ હતી. મોનગઢના ગરીબગૃહની મુલાકાત સયાજીરાવે લીધી. આ સંસ્થા બિનસરકારી હતી, અને ઘાસકાપણીનું કામ પૂરું થવા આવતાં ગરીબોને નભાવવા માટે થોડાં ગરીબગૃહોની જરૂર હતી. તેથી સયાજીરાવે યોગ્ય મંજૂરી આપી મફત નિર્વાહનું ધોરણ આખા નવસારી પ્રાન્તમાં લાગુ કરી નિયમને અનુસરી રાહત આપવા

ફરમાવ્યું. મહેસુલમારીની અરજીઓ બીજા પ્રાન્તો માફક આ પ્રાન્તમાંથી પણ સયાજીરાવને મળી હતી. રાનીપરજને દારૂનાં પીઠાંવાળા પારસીઓએ તથા શાહુકારોએ ચડાવવાથી તેમણે આવી માગણી કરી હતી એવી નોંધ મહારાજાએ લીધી છે. વિઘોટી અથવા ઠરેલી રોકડ રકમમાં જમીન મહેસુલ લેવાની પદ્ધત પરિણામે કેટલી વિનાશકારક છે તેનો ખ્યાલ સયાજીરાવને આ દુકાળ પહેલાં આવ્યો ન હતો અને તેથી રાની તાલુકાને ' ફરતી વિઘોટી ' પદ્ધત લાગુ કરવી કે કેમ તેનો તેઓ આ સમયમાં વિચાર કરતા હતા. તેઓએ પોતાની નોંધમાં જણાવ્યું છે કે સંજોગો સારા હોત તો, આ ભયંકર આફતના વખતમાં મહેસૂલતહકૂબી અમર મહેસુલમારી જાહેર કરવાની તક કરતાં વધારે ખુશાલી ઉપજાવે એવી બીજી કોઈ વાત ન હોત; પરંતુ રાજ્યનાં સાધનો અમર્યાદિત નહિ હોવાથી એવી તક તેમને ન સાંપડી. જૂની પદ્ધત મુજબ સરકાર સારા વર્ષમાં વધારે વસૂલ લેતી હશે પણ આવા દુકાળના વખતમાં તે જ સરકાર મહેસુલમારી આપવામાં વધારે ઉદારતા બતાવતી.

રાનીપરજ સત્યવાદી હોવાથી તેને જેલ કે ફાંસીના પ્રસંગ આવતા; પણ કોર્ટો તથા વકીલોની અર્વાચીન પદ્ધત તેમને જૂઠ તથા લુચ્ચાઈ શીખવશે એવો ભય સયાજીરાવ દર્શાવ્યો છે! મહાત્મા ગાંધી આજ કારણથી વકીલના ધંધાને વખોડે છે!

નવસારી પ્રાન્તમાં પણ કૌટુંબિક મગરૂબી તથા સામાજિક રિવાજને લીધે રિલીફ વર્ક્સ ઉપર મજૂરીએ ન જઈ શકવાથી ભૂખે મરતા આબરૂદાર માણસોને જીવાડવા માટે તગાવી આપવા સયાજીરાવે હુકમ કર્યો તથા ઘાસ ખરીદવાને અશક્ત લોકોને ઢોર જીવાડવા માટે ઘાસ લાવવા તગાવી આપવામાં આવી.

* મહારાણીશ્રીની તબિયત નાદુરસ્ત હોવાને લીધે યુરોપ જતાં

પહેલાં દુષ્કાળશમનના કારભાર માટે ભવિષ્યમાં કરવાની ગોઠવણો સંબંધે હુકમ કરતાં પહેલાં સૂબાઓએ તથા બીજા અમલદારોએ ભાવિ દુષ્કાળકાર્યક્રમ તૈયાર કરી દીવાન મારફત પોતાની તરફ મોકલવા સયાજીરાવે હુકમ કર્યો. દુકાળની ભયંકરતા વધતી જાય તેમ રાજ્ય તરફથી વધારે ઉદાર મદદ થાય તે માટે ૫૦ લાખ રૂપિયાની મંજૂરી તેમણે આપી. ત્યાર બાદ તેઓ ઓરસંગ નદી પર આવેલા જોજવા ઇરિગેશન વર્કસનો પાયો નાખવાની ક્રિયા કરવા એમાં ગયા. તેમણે કરેલા ભાષણમાં દુષ્કાળ નીતિ સંબંધે પોતાના તે વખતના કેટલાક વિચારો દર્શાવ્યા હતા.

## દુષ્કાળ નીતિ સંબંધે વિચારો

તેમાં તેમણે જણાવ્યું કે—

" દુષ્કાળશમનના માર્ગો સામાન્ય રીતે તેમનાં પરિણામો જોતાં ત્રણ પ્રકારના હોઈ શકે. ( ૧ ) પહેલાં તો એવા માર્ગો છે કે જેથી માત્ર તાત્કાલિક જ રાહત મળે અને તેથી વધારે પરિણામ કાંઈ ન આવે. ગરીબ લોકો માટે અનાથગૃહ કાઢવાના, લોકોને અનાજ ( જીવવા પૂરતું જ ) આપવાના અથવા એવા જ ઉદ્દેશથી થોડા પૈસા ધીરવાના માર્ગો આ કોટિના છે પણ તેનો ઉપયોગ કરવાની મર્યાદા હોય તે ભૂલાવી ન જોઈએ. વ્યાધિથી, ભૂખમરાથી કે અમુક સામાજિક રૂઢિથી જે લોકો કંઈ જ કરી શકે એવા ન હોય તેમના જીવ બચાવવા સારુ જ આ માર્ગો લેવાના હોય છે એ સામાજિક રૂઢિમાં પડદાના રિવાજનો અથવા એવી જ બીજી રૂઢિનો સમાવેશ થાય છે. તેને લીધે લોક ભૂખમરો વેઠે પણ મદદ લેવા તો ન જ જાય. આપણે મનુષ્ય તરીકેની લાગણીઓ તરફ દુર્લક્ષ કરીએ તો પણ આપણે એટલું યાદ રાખવાનું છે કે કામ કે મજૂરી કરનારા નાગરિકો સમાજની એક મિલકત છે એટલે

તેમને આપણે જીવાડવા જ જોઈએ. પણ મારે કહેવાની જરૂર નથી કે જ્યાં આવા માર્ગો ગ્રહણ કરવાની તાત્કાળિક આવશ્યકતા ન હોય અથવા એ માર્ગો ગ્રહણ કરવાથી કશો લાભ ન હોય ત્યાં તો ઉત્પાદક માર્ગોનું જ ગ્રહણ થવું જોઈએ.

( ૨ ) " દુષ્કાળશમનના બીજા પ્રકારના માર્ગો એવા છે કે તે પ્રત્યક્ષ રીતે ઉત્પાદક નથી. દૃષ્ટાંત તરીકે, નવા રસ્તા કરવા. અલબત્ત, એમાં સૌથી વધારે મહત્ત્વનો માર્ગ રેલવે કરવાનો છે. દુષ્કાળશમનની દૃષ્ટિએ રેલવેઓની જાળ દેશમાં પાથરવી હિતાવહ છે કે કેમ તે સંબંધમાં ઘણી શંકા ઉઠાવવામાં આવે છે. અલબત્ત, જે વધારાની પેદાશનો સંગ્રહ દેશમાં જ થઈ શકે તે પેદાશ રેલવેને લીધે બીજા પ્રદેશોમાં ઘસડાઈ જવાનો ભય છે. પણ તેની વિરુદ્ધ એમ પણ કહી શકાય કે જેમ રેલવે પેદાશનો માલ બીજા દેશમાં લઈ જાય છે તેવી જ રીતે બીજા દેશના માલને દુષ્કાળપીડિત પ્રદેશમાં તે લાવે છે. આ પ્રશ્નનો બન્ને બાજૂએથી વિચાર કરતાં એવા નિર્ણય ઉપર સામાન્ય રીતે આવી શકાય એમ છે કે રેલવેને લીધે, જ્યારે જ્યારે દુષ્કાળ પડે ત્યારે તેનું ક્ષેત્ર વધે છે અગર જો તેની માઠી અસર કાંઈક અંશે ઓછી થાય છે.

" પરંતુ રેલવેઓ બાંધવામાં કૃત્રિમ રીતે પ્રત્યવાયો નાખવામાં ન આવે તો વ્યાપારઉદ્યોગને તેનાથી જે લાભ થાય છે તે અગણિત છે. તેથી દુષ્કાળશમન માટે રેલવેઓ બાંધવી એ માર્ગ સારો છે અને દેશના ભાવીને માટે લાભકારક છે. પણ જ્યાંસુધી દેશમાં જાગૃતિ ન આવે અને નવા ઉદ્યોગો ઊભા કરવા લોકો શ્રમ ન લે ત્યાંસુધી સ્વાભાવિક રીતે રેલવેઓનો પૂરેપૂરો ઉપયોગ ન જ થાય.

(૩) " દુષ્કાળશમનનો ત્રીજો માર્ગ એવો છે કે જે પ્રત્યક્ષ

રીતે ઉત્પાદક છે; તે તાત્કાલિક શમનના કામમાં આવે છે એટલું જ નહીં પણ ભવિષ્યમાં દુષ્કાળનાં પરિણામ અટકાવવાના કામમાં પણ આવે છે. સારા રસ્તા દેશની પેદાશને સ્થળાંતર કરવા ઘણા કામના છે એ વાત ખરી પણ દેશમાં પેદાશ ન હોય તો પછી રસ્તા લાભકારક હોતા નથી. કૃત્રિમ રીતે પાણી લાવી પીત કરવાનો માર્ગ સૌથી શ્રેષ્ઠ છે. કૂવાઓ ખોદાવવા, પાણી રોકવા બંધારા બાંધવા, નદીઓમાંથી નહેરો કાઢવી–આ બધા માર્ગો દેશની પેદાશ પ્રત્યક્ષ વધારે છે અને બની શકે તેટલે અંશે ભવિષ્યની દુષ્કાળની આફતમાંથી લોકોને બચાવે છે. દુષ્કાળશમનના આ માર્ગો આ કારણે સૌથી સારા છે. કૂવાઓ કરવા તગાવી આપવી એ સૌથી વધારે સંતોષકારક માર્ગ છે, કારણ કે તેથી સરકારની મદદ અને ખેડૂતના સ્વાશ્રયનો મેળ થાય છે. બીજા માર્ગો ભારે અને મોટા છે. તેમની યોજના વિશાળ અને પરિણામો વધારે વ્યાપક હોય છે. જે કામ આજે હું ખુલ્લું મૂકવાનો છું એ આ વર્ગનું છે. કડી પ્રાન્તમાં કાદરપુરનું તળાવ ખોદવાનું કામ ચાલે છે અને એવાં જ બીજાં તળાવ કરવાના વિચાર પણ છે. જે પ્રદેશમાં આવા પ્રકારનાં કામો હાથ ધરી શકાય એમ નથી પણ જ્યાં માત્ર કૂવા જ થઈ શકે એમ છે ત્યાં કૂવા જ કરાવવાનો વિચાર છે અને એ કામ માટે દર વર્ષે બે લાખ રૂપિયાની જોગવાઈ કરવામાં આવી છે. તેનો લાભ લોકો લેશે એવી મને આશા છે.

" દુષ્કાળપીડિત પ્રજાને રાહત આપવાના પગલાંઓ લેવામાં રાજ્યે કોઈ જાતની આનાકાની કરી નથી; હું ધારું છું અને આશા રાખું છું કે તે પગલાંઓની યોજના યોગ્ય સ્થળોમાં કરી છે. દુષ્કાળ-પીડિત તમામ પ્રદેશોમાં રાજ્યે અનાથગૃહો કાઢયાં છે. જેઓ થોડા સમય માટે આફતના ભોગ બન્યા છે છતાં જેઓ પોતાની સામા-

જિક સ્થિતિના અથવા એવા જ બીજા વાજબી કારણે કામ ઉપર જઈ શકયા નથી તેમને કોઈ પણ જાતના સંકોચ વિના નાણાં આપવામાં આવ્યાં છે. ઢોરનો નાશ થતો અટકાવવા સારુ અનેક રસ્તાઓ લેવામાં આવ્યા છે. તાત્કાલિક મદદ આપવા સારુ રસ્તા કરવાનું, રસ્તા દુરસ્ત કરવાનું અને કૂવા ખોદાવવાનું કામ શરૂ કરવામાં આવ્યું છે. જ્યાં નવી રેલવે બાંધવાની છે ત્યાં કાચા માટીના રસ્તા શરૂ કરવામાં આવ્યા છે. આ રસ્તાઓ પાછળ પાકી સડક કરવાના ખર્ચના પ્રમાણમાં ઘણો ઓછો ખર્ચ થાય એમ છે છતાં રાજ્યની રૈયતથી હાલની સ્થિતિમાં એટલું જ થઈ શકે એમ છે. કૂવા ખોદાવવા અને એવાં જ બીજાં કામો માટે તગાવી સારા અને ઉદાર પ્રમાણમાં આપવામાં આવી છે. આજનું કામ એવું છે કે આખા તાલુકાને ભવિષ્યમાં તે કાયમનો લાભ આપશે. "

## પીત તળાવોમાં નિષ્ફળતા

સર ટી. માધવરાવને તળાવો કે નદીમાંથી નહેર કાઢી ખેતીની જમીનને પાણી પાવાનાં કામ પ્રદેશની સ્થિતિને લીધે છોડી દેવાં પડયાં હતાં, છતાં સયાજીરાવને તેમાં શ્રદ્ધા હોવાથી કાદરપુર, જેન્જવા, વઢવાણા વગેરે સ્થળોએ પાણિસંગ્રહ કરી નહેર મારફત પાણી પાવાનાં કામો તેમણે ઉત્સાહપૂર્વક કરાવ્યાં હતાં, તેમાંથી ભાગ્યે જ કોઈ ફતેહમંદ થયા એમ મિ. રાઇસ જણાવે છે. સયાજીરાવની અનેક ભવ્ય યોજનાઓમાં આ એક મોટી યોજના હતી તે નિષ્ફળ જવાથી તેમને કેટલો ખેદ થયો હશે !

### દુકાળનો બોધપાઠ

દુકાળ ઉપરથી બોધપાઠ લેતાં સયાજીરાવે ઉપરોક્ત ભાષણમાં જણાવ્યું કેઃ—

" આ દુષ્કાળથી મળતો બોધ શકય તેટલો લેવાની આપણી ફરજ છે અને આપણે વ્યાપાર, હુન્નર અને ઉદ્યોગોને, ઉત્તેજન આપવા તત્પર રહેવું જોઈએ. તે અનેક રીતે થઈ શકે એમ છે. નવાં સાહસોને આપણે વાજબી રીતે અનેક સગવડો આપી શકીએ. તે દિશામાં આપણે લોકોને શિક્ષણ અને ઉત્તેજન આપી શકીએ. છેવટે શકય અને વાજબી હોય તેવા દેશી હુન્નર ઉદ્યોગને આપણે મદદ અને સંરક્ષણ આપીએ. જે ઉદ્યોગો આરંભની સ્થિતિમાં હોય અને જેમને લાંબા વખતથી જામેલા અને સાધનસંપન્ન ઉદ્યોગો સાથે હરીફાઈ કરવાની હોય તેમને શરૂઆતમાં રક્ષણ આપવું એ ખરું જોતાં ડહાપણ ભરેલું નથી એમ કહેવાય એમ નથી. આવું સંરક્ષણ લાંબો વખત ચલાવવાની જરૂર નથી. આરંભની સ્થિતિમાં અયોગ્ય હરીફાઈથી તે ઉદ્યોગો મરી ન જાય એટલી સ્થિતિ સુધી સંરક્ષણ આપવું. જે દેશો ખીલેલા નથી તે તમામ દેશના સિદ્ધાન્તો ને કાર્યક્રમોનું અનુકરણ હિન્દમાં મર્યાદિત રીતે કરવું, કારણ કે યાંત્રિક બળની હરીફાઈને પ્રતાપે આ દેશ અણખીલેલા દેશોની કોટિમાં આવી પડયો છે. છેવટે મારી સલાહ એવી પણ ખરી કે હિન્દમાં અને હિન્દની બહાર પણ વસ્તિના કેટલાક ભાગે જવું અને તેને હું ઉત્તેજન આપીશ.

" પણ સરકાર ગમે તેટલી મદદ અને ઉત્તેજન આપે તે છતાં લોકોમાં સ્વાશ્રયનો જુસ્સો ન હોય તો તેનું પરિણામ કાંઈ જ નહીં આવે. શિક્ષણથી અને દૃષ્ટાંતથી મળતી કેળવણી એ જ સ્વાશ્રયનો જુસ્સો પેદા કરનાર છે, પણ કમનસીબની વાત એ છે કે હિન્દનો કેળવાયેલો વર્ગ અભણ વર્ગ જેટલો જ નિરાધાર અને સાહસના જુસ્સા વિનાનો રહેવાનું પસંદ કરે છે. તેઓ સરકારી નોકરીની સારી પ્રલોભનવાળી આશાથી પોતાનું ક્ષિતિજ મર્યાદિત

કરે છે. એ કેળવાયેલા વર્ગે હવે બેપરવા, ઉદાસીનતા અને પરાધીનતાની સાંકળો તોડવી જોઈએ. મરદાનગીનો જુસ્સો અને સ્વાશ્રય એ બે વડે તેઓએ નવા માર્ગ શોધી કાઢવા જોઈએ ત્યારે જ કાંઈક સુધારો થઈ શકે. જ્યારે કેળવાયેલો વર્ગ સાહસ ખેડનારો અને સ્વાશ્રયી થશે અને તેને જ્યારે દેશી રાજ્યો અને સરકાર તરફથી મદદ મળશે ત્યારે જ એવા યુગનો આરંભ થશે, જ્યારે આવા દુષ્કાળ જેવી આફતના પ્રસંગ સત્વર અસંભવિત અને ભૂતકાળના બનાવ બની રહેશે."

સયાજીરાવે વેપારઉદ્યોગના વિકાસ માટે તથા રાજ્યના ઉદ્યોગીકરણ માટે જે તત્ત્વોના આધારે પોતાની દીર્ઘ કારકિર્દી દરમ્યાન પ્રયાસ કર્યો તે તત્ત્વોના દર્શન આ ફકરામાં થાય છે. તે કેટલે અંશે સફળ થયા તે આપણે આગળ જોઈશું.

## સરકારી આંકડા

વડોદરા રાજ્યના એડમિનિસ્ટ્રેશન રિપોર્ટ પ્રમાણે ૧૮૯૯ ના ઓગસ્ટમાં ફક્ત ૪૧૩૦ માણસો દુષ્કાળશમન કામ પર મજૂરી કરતાં હતાં તે ૧૯૦૦ ના જુલાઈમાં ૮૫,૭૪૯ થયાં. સરેરાશ પ્રમાણે દરરોજના ૫૨,૬૯૦ માણસ દુષ્કાળ રાહતથી નિર્વાહ કરતાં. આ પૈકી ૨૧.૬૬ ટકા મજૂરોના આશ્રિતો હોવાથી તેમને મફત રાહત મળી. કલદાર-બાબાશાહી મિશ્ર ચલણમાં આશરે ૨૪ાા લાખ રૂપિયા રિલીફ વર્ક્સમાં ખર્ચ થયો હતો.

કૂવા બનાવવા તથા દુરસ્ત કરવા, ઘાસચારો મેળવવા, શિયાળુ પાક પકવવા, બળદ તથા ખેતીવાડીના ઓજાર ખરીદવા તથા નિર્વાહ કરવા એકંદર ૧૫ લાખ ઉપરાંત રૂપિયા તગાવી તરીકે એ વર્ષમાં અપાયા હતા. ઢોર જીવાડવા રાજ્ય તરફથી આમ કાળજી લેવાયા

છતા ૪ લાખ ઢોર મરી ગયા દુષ્કાળશમનને અગે જુદી જુદી રાહતો મળી આશરે ૪૭ લાખ રૂપિયા ખર્ચ થયો હતો ખાનગી ખાતાએ પણ કા લાખ ધર્માદાય ખર્ચી હશે, તેમ છતા આ સાલમા નોંધાયલા મોત દર હજારે ૫૪ ૩૪ આવી ૧,૩૭ હજાર ઉપરાંત હતા, એટલે દર સાલના મોત કરતા લગભગ બમણા થયા હતા

## વસૂલાતના ઉપાયો

છપ્પનિયા દુકાળમા મહેસૂલમાફી કે તહકુબી આપવા જેવી રાજ્યની સ્થિતિ ન હતી, કારણ તેને દુકાળીઆને જીવાડવા માટે ભારે ખર્ચ કરવો પડયો હતો તેમ છતા વસૂલાતમા સખ્તાઈ ન કરવા તથા જે આપવા શક્તિમાન હોય તેની પાસેથી વસૂલ લેવા હુકમ થતા હતા પરંતુ અમલદારોએ અમલ કરતા ૧૮૯૯-૧૯૦૦ મા ૧૯૪ હજાર ઉપર નોટીસો નીકળી ૭૧ લાખ વસૂલ થયા હતા તથા ૧૬૮૩ ખાતેદારોને કેદમા બેસાડીને કેટલીક રકમ વસૂલ કરાઈ હતી ' રિપોર્ટ નોધ લે છે કે જમીનના ખાતા હરાજ કરી, બીજી મિલકત હરાજ કરી, દડ (મોડસલ) ચડાવી, નોટીસો કાઢી, કેટલો ઉપાય લઈ ૨૨ લાખ રૂપિયા ઉપરાંત મહેસૂલ વસૂલ લેવામા આવ્યુ હતુ એકદર જમીન મહેસૂલના ૧૦૫ લાખ માગણા-માથી ૫૭।। લાખ વસૂલ કરવામા આવ્યા, તથા ૬૦।। લાખ ઉપરાંત બાકી રહી હતી છપ્પનિયા જેવા દુકાળમા મહેસૂલમાફી તથા તહકુબી આપી ન શકાઈ તે આજના જમાનામા આશ્ચર્ય ઉપજાવે એવી વાત છે ૪૦-૪૨ વર્ષ ઉપર મહેસૂલ વસૂલાતના નિયમનો નરમ અમલ કોને કહેતા તેનો આ ઉપરથી ખ્યાલ આવે છે અને આજે જો છપ્પનિયા જેવા સંજોગોમા આમ કરવામા આવે તો ગમે તે રાજ્યતંત્રને શરમાવુ પડે-એટલો જમાનાના વિચારમા તથા લોક-માનસમા ફેરફાર થયો છે બીજી તરફ વડોદરા રાજ્યને આ વર્ષે

લંડનમાંથી ૪ ટકાના વ્યાજે રૂ. ૪૫‌ાા લાખ (૧૫૦ હજાર પાઉન્ડ) ૭ માસની મુદત માટે તથા બાકીના ૧૫૫ હજાર પાઉન્ડ એક વર્ષની મુદત માટે ૫૨‌ાા લાખ રૂપિયાની સરકારી પ્રોમિસરી નોટોના તારણ ઉપર કરજે લેવા પડયા હતા તેની પણ આ સ્થળે નોંધ લેવી જોઈએ.

## ૧૯૦૦ નું ચોમાસું નિષ્ફળ

૧૯૦૦ નું ચોમાસું નજીક આવતાં વરસાદ પડશે અને દુકાળના કરાળ મુખમાંથી પ્રજા ઉગરશે એવી આશા બાંધવામાં આવી હતી પરંતુ જૂનમાં થોડાં હળવાં સરવડિયાં પડયાં. જુલાઈ માસ વરસાદ વગર લગભગ ગયો. એ માસના પાછલા ભાગમાં વરસાદ શરૂ થયો ઓગસ્ટમાં વરસાદ થયો. વરસાદ સપ્ટેમ્બરના પહેલા પખવાડિયા સુધી પડયો ત્યારપછી વરસાદની તાણ રહી. પરિણામે દુકાળમાં જેમની પીઠ ભાગી ગઈ હતી એવા ખેડૂતો મોંઘાઈનો તથા તંગીના વર્ષનો બોજો સહન કરી શકે એવી સ્થિતિમાં ન હતા. તેથી દુસ્કાળ-શમનના કામો નવેમ્બર સુધી ચાલુ રહ્યાં. ડિસેમ્બરથી તે કામોને સામાન્ય કામો ગણી ખાતાની રૂએ કરાવવામાં આવ્યાં. ૧૯૦૧ ના ફેબ્રુઆરીમાં દશ લાખનો નવો કાર્યક્રમ અમલમાં આવ્યો. ૨૪૯ કામો શરૂ થયાં. તે ઉપર દરરોજની સરાસરીએ ૧૮‌ાા હજાર માણસ નભ્યાં. તે પૈકી ૧૦‌ાા ટકા મજૂરોના આશ્રિત તરીકે મફત મદદ પામ્યા. ૧૯૦૦–૧૯૦૧ માં દુષ્કાળશમનના કામે મિશ્રચલણમાં ખર્ચ આશરે ૨૦ લાખ થયો. મફત રાહત તથા તગાવીની રાહત ચાલુ રખાઈ હતી અને તે સાથે દુકાળના બીજા વર્ષમાં આશરે રૂ. ૪૧ લાખ ૩૭ હજાર ખર્ચ આવ્યો હતો.

## કમી વરસાદનું વર્ષ

૧૯૦૧–૦૨ માં સરેરાશ કરતાં ઓછો વરસાદ પડયો, તેમાં

અમરેલી પ્રાન્તમાં વરસાદ ઘણો ઓછો પડયો. અમરેલી પ્રાંતમાં દુષ્કાળશમનનાં કામો ચાલુ રહ્યાં. કડી ( મહેસાણા ) પ્રાન્તમાં નવેમ્બરમાં આવાં કામો કાઢી સાલ આખર સુધી ચલાવાયાં હતાં. વડોદરા પ્રાન્તમાં એપ્રિલ ૧૯૦૨ માં કામ કાઢી સાલ આખર સુધી ચાલુ રાખ્યાં હતાં, જ્યારે નવસારી પ્રાન્તમાં ૧૯૦૧ ના ઑગસ્ટમાં તથા ૧૯૦૨ ના મે થી જુલાઈ સુધી દુષ્કાળશમન કામો ચાલતાં હતાં. આ કામો પર કામે લાગેલા મજૂરોની રોજિંદી સરેરાશ આશરે ૨૬ હજાર હતી અને ખર્ચ ૯૬૪ હજાર થયો હતો, તથા લગભગર લાખ રૂપિયા મફત નિર્વાહ માટે ખર્ચાયા હતા. જુદા જુદા પ્રકારની તગાવી માટે ૬૧૪ હજાર રૂપિયા વપરાયા હતા. આમ મિશ્રચલણુ ( કલદાર–બાબાશાહી )માં દુષ્કાળશમન માટે લગભગ ૧૬॥ લાખ રૂપિયા ખર્ચ થયો હતો.

મહેસૂલમાફી અને તહકુમી સંબંધે છપ્પનિયા દુકાળના વર્ષમાં જે ધોરણ સ્વીકારાયું હતું તેમાં કાંઈ ફેરફાર થયો નહતો એટલે તે સંબંધે વધુ લખવાની જરૂર નથી. ૧૯૦૨–૦૩ નું ચોમાસું સારું નીવડતાં દુકાળની છાયા ગુજરાત ઉપરથી થોડા વખત માટે દૂર થઈ, અને ' છપ્પનિયા 'નો અંત આવ્યો.

## દુકાળરાહત ખર્ચ

આ દુકાળસંકટનો સામનો કરવામાં રાજ્યને એકંદર એક કરોડનો ખર્ચ થયો, રાજ્ય પોતાની જમીનમહેસૂલ ઘણા ઓછા પ્રમાણમાં વસૂલ કરી શક્યું અને ટૂંકી મુદતનું કરજ કરવું પડયું હતું. લોકો પૂરું મહેસૂલ ભરી શકે એવી સ્થિતિમાં ન હોવાથી બાકી માંડી વાળવી પડે એવી સ્થિતિ ઉભી થઈ હતી. સર ટી. માધવરાવે શરૂ કરેલી તથા સયાજીરાવે ચાલુ રાખેલી ઉત્પન્નમાંથી અમુક ટકા બચત કરી

આફતના પ્રસંગે કામમાં લેવા માટે રિઝર્વ ફંડ વિકસાવવાની પદ્ધતિને લીધે આ ભયંકર દુકાળમાંથી રાજ્ય માનપૂર્વક બહાર પડી શક્યું.

## મૃત્યુમાં વધારો

દુકાળના પહેલાં બે વર્ષમાં સરેરાશ મૃત્યુના પ્રમાણમાં ૧૬૨ હજાર મોત વધારે નોંધાયાં હતાં. દુકાળના અંત સુધી બે લાખ માણસો મૃત્યુ પામ્યાં હશે; જો કે આમાંના ઘણા મૃત્યુ ભૂખમરા તથા દુકાળથી નિર્બળ થયેલા પ્રજાજનો કોલેરા તથા ટાઢિયા તાવના ભોગ થવાને લીધે થયાં હતાં.

લોકોએ ઢોર ઉછેરવા દાગીના, વાસણ, બારી-બારણાં, છાપરાં પણ ઘાસચારો મેળવવા વેચ્યાં; તો પણ આખા રાજ્યમાં દુકાળ દરમ્યાન ૮॥ લાખ ઢોર મરી ગયાં.

## વસતિ કેટલી ઘટી

૧૮૯૧ માં વડોદરા રાજ્યની વસતી ૨૪ લાખ ૧૫ હજારની હતી તે પ્લેગ તથા દુકાળ જેવા દૈવી કોપને લીધે ઘટીને ૧૯૦૧ ના માર્ચમાં ૧૯ લાખ ૫૨ હજાર થઈ. આમ આખા દસકામાં વસતિ માં નિદાન દસ ટકા વધારો થવાને બદલે આ આફતોને લીધે ૧૯ ટકા ઉપરાંત ઘટાડો થયો હતો. રાજ્યે તથા પ્રજાએ છપ્પનિયા દુકાળમાંથી મોંઘી કિંમતે બોધપાઠ મેળવ્યો.

## ફેમિનકોડમાં સુધારો

૧૮૭૭–૭૮ ના દુકાળના અનુભવ ઉપરથી દુષ્કાળશમન નિયમ ઘડવા બ્રિટિશ હિન્દમાં ૧૮૮૦ માં નિમાયેલી કમિટીના Famine Code માં છપ્પનિયાના દુકાળના અનુભવને અનુસરીને ૧૯૦૧ ના સર એન્ટની મેકડોનેલ રિપોર્ટની મદદથી માલમ પડેલી

ખામીઓ દૂર કરતા સુધારા દાખલ કરવામાં આવ્યા હતા. તેનો લાભ વડોદરા રાજ્યે આ પછીના દુકાળોમાં લીધો. ૧૯૦૩ ની સાલ ઠીક ગઈ. ૧૯૦૪ માં વરસાદ ઓછો પડયો. દુકાળના પૂર્વ ચિન્હ ( ભાવ ચડવા-ગુના વધવા વગેરે ) જણાવાં લાગ્યાં. પ્રજાએ તથા સરકારે જાગ્રત રહી ઘાસચારાની તૂટ ન પડે તે માટે કાળજી લીધી, જો કે કાઠિયાવાડમાં દુકાળ જેવી તંગીની અસર વધારે જણાઈ હતી. ઓખામંડળમાં તો દર ત્રીજે વરસે દુકાળ પડે છે એવી નોંધ સયાજીરાવે જ લીધી છે, એટલે ત્યાં દુકાળ પડવો એ લગભગ રોજના અનુભવની વાત બની ગઈ છે.

---



શ્રી મહારાજા સયાજીરાવ તથા શ્રી મહારાણી ચિમણાબાઈ ૨ જા

# પ્રકરણ ૧૦મું

## કૌટુંબિક જીવન તથા વધુ પ્રવાસો

### રાજસંતાનોની ઉછેર

સયાજીરાવના સંતાન મોટાં થતાં તેમને ભણાવવા મહારાજાએ ખાસ ગોઠવણ કરી. મહારાણી ચિમણાબાઈ જાતે તેમને ખવડાવવાં, સુવાડવાં તથા ઉઠાડવાં, કપડાં કરાવવાં તથા પહેરાવવાં, માંદગીમા સારવાર કરાવવી વગેરે બાબતો પર દેખરેખ રાખતા. સયાજીરાવ અઠવાડિયામાં બેચાર વખત રાજપુત્રોની શાળામા જઈ તેઓ કેવી રીતે અભ્યાસ કરે છે તે જોતા, તેમની સાથે રમતા તથા સુધારણા માટે સૂચનાઓ કરતા. આ સુમારમાં મિ. ફ્રેન્ચ, સરદેસાઈ તથા સાળુંકે રાજપુત્રોના ઘરગથ્થુ તેમ બહારના વ્યવહાર માટે જવાબદાર હતા. છોકરાં સાથે સયાજીરાવ આટયાપાટયા, ( આટિયાંપાટિયાં ) ક્રિકેટ વગેરે રમતો રમતા. મિ ફ્રેન્ચ ૧૮૯૨ થી ૧૯૦૫ સુધી ૧૩ વર્ષ શિક્ષક તરીકે રહ્યા. તેઓ કર્તવ્યપાલનમાં દક્ષ, નિયમિત તથા નિર્વ્યસની હતા. રાજપુત્રો સાથે ભણવા માટે સોબતીઓ સરદાર કુટુંબમાંથી પસંદ કરવા, તથા શિક્ષણ ૭ વર્ષની ઉમરે શરૂ કરી મેટ્રિક્યુલેશન સુધી રાજપુત્રશાળામાં આપવા સયાજીરાવે સૂચના કરી હતી. શિક્ષણમાં સ્વભાષા તરફ લક્ષ અપાય, હિન્દી ભાષા શીખવાય, સ્લોઈડ, ડ્રોઈંગ વગેરે હાથચતુરાઈના વિષયો ઉપર લક્ષ અપાય, ઘોડા ઉપર બેસવું, નિશાન તાકવું વગેરે શીખાય, વારંવાર પરીક્ષા નિષ્ણાતો પાસે લેવડાવી તેમનો અભિપ્રાય મહારાજા તરફ મોકલવો વગેરે ધોરણો સયાજીરાવે ઠરાવ્યાં હતાં. રાજબાળકોને સર્વસાધારણ

શિક્ષણ ઉપરાંત ઉપર્યુક્ત વ્યવસાયનું શિક્ષણ આપવા, તેમનું આરોગ્ય સાચવવા અને યુવરાજ ફતેહસિંહરાવને તો મોડીમાં લખવાની ટેવ પાડવા પણ તેમણે મિ. ફ્રેન્ચને સૂચવ્યું હતું.

૧૮૯૫ માં ફતેહસિંહરાવ સયાજીરાવ સાથે શિકારમાં જવા લાગ્યા. તેઓ ઘોડા પર સારું બેસતા હતા. જયસિંહરાવની જાંઘો પણ ઘોડા પર સારી બેસતી હતી એવો ઉલ્લેખ સયાજીરાવે પોતાના પત્રોમાં કર્યો હતો.

રાજપુત્રોના ચારિત્ર્યના ઘડતર માટે સયાજીરાવ સૂચના કરતા; ધર્મની બાબતમાં છોકરાં પોતાની બુદ્ધિ પ્રમાણે મત બાંધે એમ તેઓ માનતા હતા તેથી અભ્યાસક્રમમાં ધાર્મિક શિક્ષણનો સમાવેશ કરવામાં આવ્યો ન હતો.

૧૮૯૫ ના જુલાઈમાં દીવાન મણિભાઈને પત્ર લખતાં સયાજીરાવે એવી ઇચ્છા વ્યક્ત કરી હતી કે ફતેહસિંહરાવ થોડા વખતમાં લાયક ઉંમરના થઈ રાજ્યનો કાંઈક ભાર ઊંચકી લઈ જવાબદારીમાંથી પોતાને થોડાઘણા મુક્ત કરે તો ઠીક.

## વેદોક્ત પ્રકરણ

અત્યાર સુધી ગાયકવાડ ઘરાણામાં પૌરાણિક પદ્ધતિએ ધાર્મિક વિધિ તથા પૂજા થતી હતી. કલિયુગમાં બ્રાહ્મણ તથા શૂદ્ર એ બે જ વર્ણ છે, અને ક્ષત્રિયવર્ણ નથી એમ માની એ વખતના મહારાષ્ટ્રીય બ્રાહ્મણો મરાઠા કુટુંબોને ત્યાં વેદોક્ત વિધિ નહોતા કરતા પણ પુરાણોક્ત વિધિ કરતા હતા. દા. ત. મહાદેવ ઉપર અભિષેક કરતાં 'રુદ્ર' (વેદમંત્ર)નો ઉપયોગ ન કરતાં તેઓ મહિમ્નસ્તોત્ર ઉપયોગમાં લેતા હતા. કાશીના પંડિતે શિવાજી મહારાજને 'ક્ષત્રિય'

તરીકે જાહેર કર્યા હતા અને સિસોદિયા વંશના વંશજ ઠરાવ્યા હતા. તેથી તેમને વેદોક્ત વિધિથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. રાજપૂતોમાં વેદોક્ત વિધિ જ પ્રચલિત હતો. વડોદરાના રાજઘરાણામાં વેદોક્ત વિધિ દાખલ કરી ઘરાણાની લઘુગ્રંથી ( Inferiority complex ) દૂર કરવા તથા તેને ગૌરવાન્વિત કરવા સયાજીરાવ ઇચ્છતા હતા. આ બાબતમાં જોધપુરના શિવદત્ત જોશીએ તેમને પ્રોત્સાહન આપ્યું. પણ દેવધર શાખાના મહારાષ્ટ્રીય શાસ્ત્રીઓએ વેદોક્ત વિધિ કરવા ના પાડી તેથી શિવદત્ત જોશી, રેવાશંકર શાસ્ત્રી અને ભોળાનાથ શાસ્ત્રી પાસે વેદોક્ત વિધિ રાજમહેલમાં કરાવવાની શુભ શરૂઆત મહારાજાએ ૧૮૯૬ ના દશેરાથી કરી. ૧૮૯૮માં યુવરાજ ફતેહસિંહરાવ, અને રાજકુમારો જયસિંહરાવ અને શિવાજીરાવને ઉમરાઠમાં વેદોક્ત વિધિ પ્રમાણે જનોઈ દેવામાં આવી. આ કાર્ય બદરીનાથ શાસ્ત્રીએ વડોદરેથી ઉમરાઠ જઈ પાર પાડયું. ઉમરાઠમાં મહારાજાએ દશ હજાર રૂપિયાનું હનુમાનજીનું મંદિર બંધાવરાવ્યું.

## ચારિત્ર્યનું ઘડતર

મહારાજા રાજપુત્રોના ચારિત્ર્યના ઘડતર માટે ખાસ ધ્યાન રાખતા. તેમણે મિ. ફ્રેન્ચને આજુબાજુના નોકરોના વર્તન પર નજર રાખવા તથા પોતાને તે બાબત વાકેફ રાખવા જણાવ્યું હતું. એક વખતે ફતેહસિંહરાવને ઇટન અગર હેરોની અમીરી શાળામાં દાખલ કરવાનો સયાજીરાવને વિચાર આવ્યો હતો, પરંતુ ત્યાં જે પ્રકારની શારીરિક કસરત તથા રમતો રાખવામાં આવી હતી તે ફતેહસિંહરાવના નાજુક આરોગ્ય સાથે બંધબેસતી નહિ હોવાથી અને તેમના કુમળા મગજ પર વધારે માનસિક બોજો ન પડે તે કારણે તેમણે એ વિચાર મૂકી દીધો.

## ચિમણાબાઈ અંગ્રેજી શીખ્યાં

મહારાણી ચિમણાબાઈને મિસ કોર્નેલિયા સોરાબજી અંગ્રેજી ભણાવતાં હતાં. તેમણે ચિમણાબાઈને અંગ્રેજી નવલકથાઓ વંચાવી અને નવલકથાની વાતોને યાદ રાખી સંભાષણમાં તેનો ઉપયોગ કરતાં શીખવ્યું. મહારાણી ભણવા માટે ખંત રાખતાં હતાં.

## રાજપુત્રો વિક્ટોરિયાને મળ્યા

ફતેહસિંહરાવ રાજપુત્રશાળામાં મેટ્રિક્યુલેશન સુધી ગયા અને મેટ્રિકની પરીક્ષામાં પાસ પણ થયા. ૧૯૦૦ ની શરદૃઋતુમાં મહારાજા ઈંગ્લંડમાં હતા તે વખતે ફતેહસિંહરાવ પોતાના નાના ભાઈ જયસિંહરાવ તથા શિવાજીરાવ સાથે ત્યાં ગયા. એ વખતે મહારાણી વિક્ટોરિયાએ શાહીમહેલ વિંડસરમાં રહેવા આવવા સયાજીરાવને આમંત્રણ આપ્યું. તેથી મહારાજા થોડા વખત માટે ત્યાં રહેવા ગયા. વિન્ડસરમાં તેમણે ત્રણેય રાજપુત્રોને મહારાણી વિક્ટોરિયા રૂબરૂ હાજર કર્યા અને તેમને મહારાણીનો પરિચય કરાવ્યો. આ રાજપુત્રો હિન્દ પરત આવી પાછા ૧૯૦૨ મા વિલાયત ગયા. દરેક રાજપુત્રને તેના દરજ્જા પ્રમાણે ઈંગ્લંડમાં રહેવા માટે ખરચી મોકલવામાં આવતી, જો કે વાર્ષિક ૪૦૦ પાઉંડ અથવા રૂ. ૬૦૦૦) થી વધારે ખરચની જરૂર નથી એમ સયાજીરાવ માનતા હતા. વધારે પૈસા આપવામાં આવે તો વિલાયતનાં મોહક આકર્ષણોમાં રાજપુત્રો બગડી જાય એવો એમનો મત હતો.

## ફતેહસિંહરાવ ભણીને પાછા આવ્યા

ફતેહસિંહરાવ બેલિયલ કોલેજમાં દાખલ થયા ત્યાં તેમને ફાવી ગયું, અને વિદ્યાર્થીઓમાં તેઓ પ્રિય થઈ પડયા. તેઓ સારી

રીતભાતવાળા, મોજ લૂંટવામાં રસ લેનારા ગૃહસ્થોની સોબતમાં પડ્યા. પ્રોફેસર મેકડોનેલે સયાજીરાવને ખબર આપી કે રાજપુત્ર જે નિશ્ચયો કરે છે તે તેઓ અમલમાં મૂકી શકતા નથી અને તેમને ખર્ચાળ ટેવો પડવા માંડી છે. ૧૯૦૨ ના મે મહિનામાં ખબર આપવામાં આવી કે ફતેહસિંહરાવને ઇંગ્લંડથી પાછા બોલાવી લેવા. તેથી ૧૯૦૨ ના ઑગસ્ટમાં યુવરાજ ફતેહસિંહરાવ હિન્દ આવી પહોંચ્યા.

## જયસિંહરાવ બી. એ. થયા

રાજકુમાર જયસિંહરાવનું શિક્ષણ હેરોમાં થોડો વખત ચાલ્યું. પણ તેમને ખર્ચાળ ટેવો પડે એવાં ચિન્હ જણાયાં. અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યમાં જાતમહેનતની ટેવ શીખાશે એમ ધારી સયાજીરાવે જયસિંહરાવને અમેરિકામા ભણતર પૂરું કરવા મોકલ્યા. તેઓ હારવર્ડ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા અને ૧૯૧૨ માં સ્વદેશ આવ્યા.

## શિવાજીરાવનું શિક્ષણ

રાજકુમાર શિવાજીરાવનું અંગ્રેજી શિક્ષણ ખાનગી શાળામાં શરૂ થયું હતું. સયાજીરાવનો વિચાર તેમને ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં દાખલ કરાવવાનો હતો. તેથી એ રાજકુમાર ઑક્સફર્ડ મુકામે રહેતા હતા. અહીં તેમણે ક્રિકેટના સુનંદા ખેલાડી તરીકે સારી નામના મેળવી. તેઓ શરીરે સશક્ત હતા અને યોગ્ય વલણ આપવામાં આવે તો તેમની બુદ્ધિનો સારો ઉપયોગ થાય એમ છે એમ તેમના શિક્ષકે પૂનેથી કાગળ લખતાં સયાજીરાવને જણાવ્યું હતું. પરંતુ તેમને મોજમજા ગમતી હોવાથી અભ્યાસ કરવા તરફ તેમનું મન બરોબર વળતું ન હતું; તેઓ શિક્ષકોના વર્ગો ટાળવા પ્રયત્ન કરતા. અભ્યાસ કરવા સામે અણગમો જીતવા માટે જરૂરી ઇચ્છાશક્તિના

અભાવે પશ્ચિમનાં આકર્ષણોના મોહનો પ્રતીકાર કરવો તેમને માટે કઠણ હતો. તેમને ઓક્સફર્ડ રાખવામાં આવ્યા હતા. ત્યાં તેમની આજુબાજુ ઓક્સફર્ડને આનંદ લૂંટવાના રમતક્ષેત્ર તરીકે માનતા વિદ્યાર્થીઓ ભેગા થયા. છેવટે તેમને ઓક્સફર્ડમાં શિક્ષણ પૂરું કર્યા વગર હિન્દ આવવું પડયું.

## ધૈર્યશીલરાવ

સૌથી નાના પુત્ર રાજકુમાર ધૈર્યશીલરાવને ઓક્સફર્ડ કે કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં ન મૂકતાં સયાજીરાવે ઈસ્ટબોર્ન કૉલેજમાં મૂક્યા. ત્યાંથી તે હિન્દ પાછા આવ્યા, અને મહારાજા સયાજીરાવે તેમને જુદાં જુદાં ખાતાંનો અનુભવ આપવા માંડયો.

## કુ. ઇંદિરારાજે

રાજપુત્રી ઇંદિરારાજેને ખાનગી શિક્ષણ આપવામાં આવતું હતું. તેઓ મેટ્રિકમાં પાસ થયાં. તેમને વડોદરા કૉલેજમાં મૂકવામાં આવ્યાં હતાં. તેમને ઇંગ્લંડમાં સંસ્કૃત ભણાવવા સારુ ઇંગ્લંડમાં બેરિસ્ટરનો અભ્યાસ કરતા વડોદરાના વતની શ્રી. મણિભાલ મગનલાલ ડૉક્ટર એમ. એ. એલએલ. બી ને એક વખતે રોકવામાં આવ્યા હતા. તેમના જણાવવા પ્રમાણે રાજકુમારીને ભગવદ્ગીતા કરતાં મહાકવિ કાલિદાસકૃત ' અભિજ્ઞાન શાકુંતલ ' નાટક ભણવું વધારે ગમતું. સયાજીરાવ પોતાનાં સંતાનોના શિક્ષણ તથા ચારિત્ર્યના ઘડતર માટે કાળજી રાખતા. તેમણે તે માટે જુદાજુદા ગૃહસ્થોની સલાહ લીધી. તેમાં આ શિક્ષકનો પણ સમાવેશ થાય છે.

સયાજીરાવના પુત્રપુત્રીની બુદ્ધિ માટે વડોદરાના પ્રજાજનો ઊંચો અભિપ્રાય ધરાવે છે, અને આજુબાજુનું વાતાવરણ અનુકૂળ હોત તો તેઓ ઘણા દીપી નીકળત એમ તે હજુ માનતા આવ્યા છે.

### દુઃખદ પ્રસંગ

પરંતુ આપણે આગળ જોઈશું તેમ સયાજીરાવના દીર્ઘજીવન દરમ્યાન ત્રણ પુત્રો યુવાવસ્થામાં સ્વર્ગવાસી થયા, રાજપુત્રી ઇંદિરા-રાજે વિધવા થયાં અને ચોથા પુત્ર ધૈર્યશીલરાવ સયાજીરાવના દુઃખદ અવસાન પછી લગભગ સવા વર્ષ જીવી ૧૯૪૦ ના એપ્રિલમાં સ્વર્ગવાસી થયા.

### ઇજીપ્ત જોયું

તારાબાબા ૧૮૯૭ ના જૂનમાં ગુજરી ગયાં પછી ચાર પાંચ મહિને સયાજીરાવ તબિયતના સુધારા માટે ઈજિપ્ત ગયા. ઈજિપ્તમાં કાયરો ( Cairo )માં ત્યાનાં લગભગ ત્રિકોણાકૃતિ, પાયામાં ખૂબ પહોળા અને ઉત્તરોત્તર સાંકડાં થતા જતા મિનારાઓ (Pyramids) જોયા. તેમણે થીબ્સની મુલાકાત લીધી. આ મુસાફરીથી તેમની તબિયતને ઠીક ફાયદો થયો હતો.

### કલબોના ફાયદા

૧૮૯૯ ના એપ્રિલની ૧૦ મી તારીખે સયાજીરાવે ' સયાજી-વિહાર કલબ 'નું મકાન ખુલ્લું મૂક્યું. તે વખતે કલબના ઉદ્દેશોને સમજાવતાં તેમણે જણાવ્યું કેઃ—

" કલબોનાં સ્વરૂપ, તે મળવાની રીત અને સ્થાન જુદાં જુદાં હોય તોપણ એક વાત તો ખરી જ કે એવી સંસ્થાઓના ઉદ્દેશ તો એક જ હોય છે. તે ઉદ્દેશો સમાજની જેટલી અનેકવિધ પ્રવૃત્તિ તેટલા હોઈ શકે છે. સાહિત્યની, રમતગમતની, વૈદકીય બાબતોની, ધાર્મિક બાબતોની અને રાજકીય બાબતો માટેની કલબો હોય છે. ઇતિહાસ વાંચતાં આપણે જાણી શકીએ

છીએ કે ધાર્મિક અને રાજકીય કલબોમાં કેટલી બધી ગુપ્ત શક્તિ રહેલી છે, તેમ ઉપરની સત્તાએ જ્યારે તેમાંની એક જાતની કલબને દાબી દેવાનો પ્રયત્ન કરેલો, અને સમાજના મોટા ભાગની સહાનુભૂતિ વિરુદ્ધ તે પ્રયત્ન કરેલો અને સમાજના મોટા ભાગની સહાનુભૂતિ વિરુદ્ધ તેણે ફાંફાં મારેલાં તે વખતે તેનું કેવું ઉગ્ર ને વિકરાળ સ્વરૂપ થયેલું તે પણ તમારા જાણવામાં છે...આજે યુરોપના વિચારોના મજબૂત સંપર્કથી આપણી સામાજિક સંસ્થાઓ—ન્યાતોનું બળ ઓછું થતું જાય છે ને તે પડું પડું થઈ રહી છે, તેથી જ આવી કલબોની આવશ્યકતા આપણને વધારે છે કે જેને લીધે પ્રાચીન સમયની જે સમાજવ્યવસ્થા તે વખતની તાત્કાલિક હાજત પૂરી પાડતી હતી તેનાં તત્ત્વોમાંનાં જેટલાં આપણે બચાવી ન શકીએ. એમ હોય તેમને ઠેકાણે આપણે બીજાં તત્ત્વો દાખલ કરી શકીએ. × × × વિચારોની અપ્રતિબદ્ધ આપલે કરવાની છૂટ જે સુધરેલી અને કેળવાયેલી સમાજ માગે છે અને જેની ખાતર તે આવી સંસ્થાઓને ઉત્તેજન આપે છે તે છૂટને પ્રભાવે માણસમાં મનુષ્યત્વ વધારે આવે છે અને સમાજમાં એકતાની ભાવના થાય છે. એ આ કલબની અસરોમાંની એક છે. માણસો અંદર અંદર જે તીવ્ર મતભેદ ધરાવે છે તે મતભેદ આવી કલબો કાઢી નાંખે છે. કલબો તેમને પરસ્પર ભ્રાતૃભાવની પ્રેરણા આપે છે. નિદાન તે મૈત્રીભાવ તો પેદા કરે જ છે."

સ્ત્રીઓની કલબો વિશે બોલતાં તેમણે જણાવ્યું કેઃ—

"હવે તો સ્ત્રીઓને પણ તેમની કલબો જોઈએ છીએ. આ જમાનાની નવીન સ્ત્રી પુરુષ સાથે સ્પર્ધા કરવાની મહત્ત્વાકાંક્ષા ધરાવનારી દેખાઈ છે એટલું જ નહીં પણ તેનાથી બની શકે તો સ્ત્રીપુરુષનો પરસ્પર સંબંધ ઉલટાવી નાંખવાની પણ તેની ઇચ્છા છે. યુરોપમાં સ્ત્રીઓની સ્વતંત્ર કલબો હોય છે અને આપણી સ્ત્રીઓ

પણ તેમનું અનુકરણ સપાટાબંધ કરવા લાગી છે. આપણે એવી આશા રાખીશું કે આ ફેરફાર આપણી સમાજમાં દાખલ કરી દેવાનો પ્રયત્ન કરવામાં તેને સખત અને પ્રાણઘાતક અજીર્ણ નહીં થાય."

## ૧૯૦૦નો પ્રવાસ

મહારાણી ચિમણાબાઈની તબિયત ઠીક ન રહેતી હોવાથી તેમને મહત્ત્વનું ઓપરેશન (વાઢકાપ) કરાવવા ૧૯૦૦ ના મે માસના છેલ્લા ભાગમાં સયાજીરાવને વિલાયત જવું પડયું હતું; તેમાં રાજબાળકોના શિક્ષણની વ્યવસ્થા કરવાનો પણ સાથે સાથે ઉદ્દેશ હતો. મહારાણીની તબિયત મુસાફરી લાયક થતાં તેમને હવાફેર માટે જર્મની લઈ જવામાં આવ્યાં. ત્યાં જળોપચારના સ્થળે જવાનું હતું. વિસ્બેડનમાં 'સ્વીડીશ શારીરિક વ્યાયામ' સંબંધી 'ઝંદેર' સંસ્થા તેમના જોવામાં આવી, અને વડોદરામાં તેવી સંસ્થા માટે સાધનો લઈ જવા માટે કેટલો ખર્ચ આવે તેનો અંદાજ કાઢવા તેમણે ડૉ. બહુકરામને કહ્યું હતું. ત્યાંથી કોબ્લેન્સ થઈ રાજદંપતી ઓકટોબરના મધ્યમાં પેરિસ આવ્યાં. તે વખતે પેરિસમાં વિશ્વપ્રદર્શન ભરાયેલું હતું, તે તેમણે ખંતથી જોયું. આ પ્રદર્શનમાં વડોદરેથી કળામય નમૂનાઓ મોકલાયા હતા. આ વખતે મહારાજાએ ફ્રાન્સના પ્રજાસત્તાકના અધ્યક્ષ લૂબેની મુલાકાત લીધી. લૂબે સયાજીરાવના મત પ્રમાણે સીધા તથા બુદ્ધિશાળી જણાયા.

## હિંદનાં સ્વપ્નાં

ફ્રાન્સમાં 'Cyrano de Bergrae' નાટક ફ્રેન્ચ નાટયભૂમિ પર ભજવાતું જોઈ સયાજીરાવને હિન્દની સ્થિતિ યાદ આવી. સ્વહસ્તે લખેલી ડાયરીમાં તેમણે નોંધ લીધી છે કેઃ—

"હિન્દુસ્તાન એક પ્રકારની થાકની ઊંઘમાં લાંબા વખતથી

ડૂબી ગયું છે. જો જાગૃતિ આવશે તો પણ વીર વ્યક્તિઓના પુનરુત્થાનનો તબક્કો નહિ આવે પણ મધ્યયુગમાંથી તે એકદમ પ્રજાસત્તાક અથવા સમાજવાદી ( તમે ગમે તે નામ આપો ) યુગમાં પ્રવેશી જશે. નેથી મહાપુરુષો, જો કે આવા માણસો ગૌરવભર્યા હોય છે, સંખ્યાબંધ ઉત્પન્ન થશે એવી આશા રાખવા કરતાં આપણે એકંદર સમાજ ઊંચે આવે એવી આશા રાખવી જોઈએ. "

મહારાજા એકાદ માસ લંડનમાં રહ્યા. તે પછી સયાજીરાવ સ્પેન ગયા અને ત્યાં રાણી તથા ' બાળ ' રાજાને મળ્યા. સ્પેનનું અવલોકન કરી તેમણે અભિપ્રાય બાંધ્યો કે " રાજ્યમાં ખૂબ લાંચરુશ્વતનો સડો છે, પણ સ્પેનિશ પાર્લમેન્ટ ( કોર્ટીઝ ) કે જુદા જુદા અમલદારો આ સડો દૂર કરવા કાંઈ કરતા નથી. ઉલટું, આ ગુનો કરવામાં તેઓ પણ સામેલ હોવાનું કહેવાય છે, " ૧૯૦૧ ના જાન્યુઆરીમાં તેઓ હિન્દ પાછા આવ્યા. આ વર્ષના જૂનમાં તેઓ નૈનિતાલ રહ્યા. અહીં તેમના ખાનગી મંત્રી મિ. ન્યુમન ગુજરી જતાં સયાજીરાવ તેમને આખર મજલે પહોંચાડવા ' કોફિન ' સાથે ચાલતા કબ્રસ્તાન સુધી ગયા હતા.

## નાઈન્ટીન્થ સેન્ચુરીમાં લેખ

૧૯૦૧ માં ' The Nineteenth Century ' ( ૧૯મી સદી ) નામના પ્રખ્યાત બ્રિટિશ માસિકના તંત્રીએ માગણી કરવાથી સયાજીરાવે ' My Ways and Days in Europe and in India ' ( યુરોપ તથા હિન્દમાં મારી રીતભાત તથા દિનચર્યા ) શીર્ષક લેખ મોકલી આપ્યો, જેને તંત્રી મહાશયે પ્રગટ કર્યો હતો.

તેમાં જણાવ્યા પ્રમાણે સવારે ૭ વાગે ઊઠી સ્નાનથી પરવારી બ્રાહ્મણોને તેઓ દાન આપતા તથા બ્રાહ્મણો અભીષ્ટચિંતન કરતા તથા પ્રાર્થના કરતા; પ્રાર્થના પછી દૂધ રોટીનો અલ્પાહાર કરતા. પછી ઘોડે બેસી ફરવા જતા તથા કસરત કરતા. ત્યારબાદ વાંચતા; બપોરે ૧૧ વાગે જમતા. જમણમાં માદક પદાર્થ રખાતા નહીં. ભોજનમાં કલાકેક ગયા પછી થોડો વખત વિશ્રાંતિ લઈ સરકારી કામ કરવા માંડતા. પાંચ વાગ્યા સુધી આ કામ કર્યા પછી બાળકો તથા મહારાણીની સોબતમાં થોડો વખત ગાળી સાંજના ફરવા જતા; રસ્તામાં કોઈ શખસ ગમે તે બાબત તેમને અરજી આપતા તો તે લઈ તેની તપાસ કરી તેને યોગ્ય દાદ મળે એવી વ્યવસ્થા તેઓ કરતા; સર્વ લોકો તેમની પાસે પહોંચી શકે તે માટે અઠવાડિયામાં બે દિવસ કેટલાક કલાક લોકોને મળવા માટે રાખવામાં આવતા.

રાજ્યમાં ફરવા જતા ત્યારે કેટલીક વખતે ખેડૂતોને ખેતરોમાં મળીને તેઓ વાત કરતા, તથા પોતે કોણ છે તે ઓળખાય નહીં તે માટે પ્રયત્ન કરતા, અને મરાઠી તથા ગુજરાતી બન્ને ભાષા તેમને આવડતી હોવાથી બધા સાથે વિચારવિનિમય કરતાં અડચણ પડતી નહીં.

તેમણે આગળ ચાલતાં આ લેખમા જણાવ્યું હતું કેઃ—

‘ મારા શિક્ષકે તથા પાલકે સારી સમજણ વાપરી મારા પર હિન્દુ ધર્મના સંસ્કાર દૃઢ કર્યા તે માટે મને આનંદ થાય છે. તો પણ મારા છોકરાંના શિક્ષણના અંગે, હાલની સંક્રાંતિ અવસ્થામાં તેમને બને તેટલું ઉત્તમ અંગ્રેજી શિક્ષણ મળે એટલી જ મારી ઇચ્છા છે. તેમણે જે ધર્મ પાળવો અવશ્ય છે એમ મને લાગે છે, તે રાષ્ટ્રધર્મ અથવા દેશભક્તિ છે, અને પોતાના

દેશ પર ખૂબ પ્રેમ કરવાથી તે ખરા હિન્દુ રહેશે, એવી મારી ખાત્રી છે. ધાર્મિક વિધિ તથા આચાર સંબંધે હું એવું મત ધરાવું છું કે તેમાંના ઘણાખરા સંકુચિત સ્વરૂપના તથા અર્થશૂન્ય છે. તેથી તે છોડી દેવા જોઈએ એમ મને લાગે છે. ત્રો પણ પોતાના દેશ તથા લોકો માટે આપણા હૃદયમાં પ્રેમ દૃઢ રહે એટલી માત્ર મારી ઉત્કટ ઇચ્છા છે. યુરોપમાં મેં જોએલી ઘણી વાતો અમારા દેશમાં અનુકરણ કરવા લાયક છે. દાખલા તરીકે દેશના સર્વ લોકોમાં મફત ફરજિયાત કેળવણીનો પ્રસાર, તે જ પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ હિન્દુસ્તાનમાં થવાની બહુ જરૂર છે એમ મને લાગે છે. આ સંસ્થાઓના ઘણાખરાં મુખ્ય તત્ત્વો હિન્દુસ્તાનની પ્રાચીન કાળની ગ્રામસંસ્થામાં સમાવિષ્ટ થયાં હતાં. "

× × ×

" મારા અભિપ્રાય પ્રમાણે મહારાણીને પણ પૂર્ણ સ્વતંત્રતા છે. તેઓ સવારે વહેલાં ઊઠી થોડો અભ્યાસ કરે છે, પછી થોડા વખત સુધી હિન્દવી તથા અંગ્રેજી ભાષાઓમાં પ્રગટ થતાં વર્તમાનપત્રો વાંચે છે. બપોરે તેઓ સાધારણ રીતે એકલાં જ અથવા બાળકો સાથે જમે છે. સાંજે રાજવાડાના કંપાઉન્ડમાં કલાક બે કલાક ફરવાનો વ્યાયામ લે છે. "

" અમારે ત્યાં પડદાની રૂઢિ લાંબા વખતથી ચાલુ છે. એ રિવાજ ફાયદાકારક નથી એમ અમે માનીએ છીએ; તો પણ લોકમતને માન આપી અમે ધીમે ધીમે તે દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ. "

" મારા રાજ્યનો કારભાર ચલાવવા માટે વડા અમલદારોનું બનેલું એક મંડળ છે. તેના અધ્યક્ષ દીવાન છે. આ મંડળની

યોજના જે કે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ સાથે વાટાઘાટ કરીને કરેલી હોય છે તો પણ મારી ગેરહાજરીમાં પરચુરણ અડચણોને પણ મોટું સ્વરૂપ આપી રાજ્યકારભારમાં મોટી અડચણો ઊભી થાય છે તથા તેથી રાજ્યીનાં ધોરણોની સાંકળ તૂટી જાય છે. "

## ચિમણાબાઈનો પડદો

મહારાણી ચિમણાબાઈ આ અરસામાં સખત પડદો પાળતાં તે સંબંધે ઉલ્લેખ કરતાં મહારાજાના એક વખતના પેલેસ ફિઝિશ્યન દા. સુમન્ત મહેતા 'નવગુજરાત'ના હીરક મહોત્સવ અંકમાં પ્રગટ થયેલા ' માતુશ્રી મહારાણીશ્રી વિશે સંસ્મરણો ' શીર્ષક લેખમાં જણાવે છે કેઃ—

" ( નોકરીમાં રહ્યા તે વખતે ) આ સમયે મહારાણીશ્રી સખત પડદો રાખતાં, અને મિસિસ તૈયબજી પણ તેમજ કરતાં. ગુજરાતી સ્ત્રીઓ પડદો તો નહિ પણ મલાજો રાખતી અને બધ ગાડીએ ફરતી, અને શારદાબહેન અને હું દરરોજ ફરવાને ઘોડદોડ પર ચાલતા જતાં સખ્ત ટીકાઓ થતી. "

" ૧૯૦૩–૦૪ માં મહારાજાશ્રીએ એક ખાણા પર પહેલીજવાર હિન્દી સ્ત્રી–પુરુષોને બોલાવ્યાં. મહારાણીસાહેબની સાથે ઇન્દોરના બે રાજકુંવરી હતાં, શ્રી ગણપતરાવ ગાયકવાડ અને તેમનાં પત્ની, તૈયબજી દંપતી, અને અમે બે હતાં એટલું સાંભરે છે. વખતે શ્રી. સંપતરાવ ગાયકવાડ પણ હશે. " તેઓ ઉમેરે છે કેઃ—

" બત્રીસ વર્ષ પછી ( ૧૯૩૫ ) વડોદરાના રાજકુટુંબમાંથી હજી સુધી પડદો સર્વાંશે ખસ્યો નથી એ વિચારવા જેવી બાબત છે. આખા દેશમાં સ્ત્રીઓએ પડદો હળવો કર્યો છે પણ વડોદરામાં

કાયમ રહ્યો છે તેનું શું કારણ ? જો રાજકુટુંબ પડદો સર્વાંશે કાઢી નાંખે તો મરાઠા સગાંઓ અને અમલદારોનાં ઘરોમાંથી પણ નીકળી જાય, અને મહારાજાશ્રીની તીવ્ર ઇચ્છા છે એવી ખબર પડે અને પોતાના કુટુંબમાંથી કાઢી નાખે તો તેની અજબ અસર થયા વગર ન રહે. "

ચિમણાબાઈ ગાયકવાડ ૧૯૧૪ માં પહેલી વખત જાહેર રીતે વડોદરામાં પડદા વગર ખુલ્લાં બહાર ફરવા માંડયાં ત્યારથી તેમણે પડદાને લગભગ તિલાંજલિ આપી છે. મહારાણીના દરબારો વગેરે પ્રસંગે જ પડદો હોય છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

## ચોવીસે કલાક મહારાજા

સયાજીરાવને તેમની સગીરાવસ્થામાં એવી તાલીમ મળેલી કે જેથી તેમને ચોવીસે કલાક મહારાજાનો ' પાર્ટ ' ભજવવાની ટેવ પડી. પરિણામે ખુદ મહારાણી તથા તેમના સંતાનો પણ તેમને અનુક્રમે પતિ તથા પિતા તરીકે ન જોતાં ઘણેભાગે મહારાજા તરીકે જ જોતાં. આ પરિસ્થિતિ સયાજીરાવને ગમતી નહિ. તે સંબધે ઉલ્લેખ કરતાં દા. સુમન્ત મહેતા ' નવગુજરાત 'ના સુવર્ણ મહોત્સવ અંકમાં પ્રગટ થયેલા ' મહારાજાશ્રી વિષે સંસ્મરણો ' શીર્ષક લેખમાં જણાવે છે કેઃ—

" વડોદરામાં મેં એવી લોકવાયકા સાંભળેલી કે મહારાજાશ્રી કોઈ કોઈ વાર નગરચર્યા જોવા માટે સાદા વેષમાં બેત્રણ નોકરીને લઈને ફરવા નીકળતા હતા. આ હકીકત ખરી હોય કે ન હોય તોપણ તેમને આખો વખત મહારાજા થવાનો કંટાળો હતો. " શા માટે હું આખો વખત મહારાજા રહું અને સામાન્ય માણસ ના થઈ શકું " એવા અર્થના ઉદ્ગારો મેં સેંકડો વખત સાંભળેલા.



શ્રી મહારાજા સયાજીરાવ મધ્યવયમાં

જાણે નાટકની રંગભૂમિ ઉપરનો રાજા કપડાં બદલે એટલે "અમથા-રામ" થઈને ઉભો રહે તેમ એમને મહારાજાપણું થોડા વખત માટે વિસરી જવું હતું. શેક્સપીયરે કહ્યું છે કે રાજાને રાજની ચિંતા હમેશ રહ્યા કરે છે (Uneasy lies the head that wears a crown). તેમાં વળી આ મહારાજાનો એવો સ્વભાવ હતો કે મેં કોઈ દિવસ મહારાજાપણું કાઢી નાંખેલા જોયા નથી. એક દિવસ હું ચૉકલેટ લેવા જતો હતો ત્યારે મને કહ્યું કે લાવો હું લઈ આવું. મેં એક પાઉન્ડ કાઢી આપ્યો, અને મહારાજા દુકાનમાં જઈને પાંચ શિલિંગના ચોકલેટનું પડીકું લઈને ખુશ થતા બહાર આવ્યા. હમે થોડે દૂર ગયા એટલે દુકાનદારની બૂમો સાભળી હું પાછો ગયો ત્યારે હસતાં હસતાં પેલા માણસે મને પંદર શિલિંગ પાછા આપ્યા અને કહ્યુ કે તમારા મિત્ર પાઉંડ નાખીને ઝડપથી નીકળી ગયા છે."

૧૯૦૨ માં સયાજીરાવની તબિયત નબળી રહેતી હોવાથી દાક્તરોએ તેમને દરિયાઈ પ્રવાસની ભલામણ કરી. પરંતુ કર્ઝન સરક્યુલરને લીધે હિન્દ છોડવા હિન્દુસ્તાન સરકાર પરવાનગી નહિ આપે એમ લાગવાથી તેમણે દરિયાઈ મુસાફરીનો વિચાર માંડી વાળ્યો. તેને બદલે તેઓ મહીસુર, કુનૂર, ઊટકામંડ ગયા. અને ત્યાની હવાનો લાભ લઈ પોતે સંતોષ માન્યો.

## ૧૯૦૩ નો દિલ્હી દરબાર

ના. શહેનશાહ એડવર્ડ ૭ માના રાજ્યારોહણને અંગે ૧૯૦૩ ના જાન્યુઆરીની ૧ લી તારીખે ભરાયેલા દિલ્લી દરબાર સંબંધે સાર્વભૌમ સત્તા સાથે અથડામણની હકીકત અગાઉ જોઈ ગયા છીએ.

આ દરબારને અંગે સયાજીરાવને રહેવા માટે ખસેડી, શકાય એવો, લાકડાનો 'દિલ્લી પૅવિલિયન' બનાવવામાં આવ્યો હતો જે

દરબાર પૂરો થયા પછી વડોદરે લાવી પબ્લિકપાર્કમાં મૂકવામાં આવ્યો છે.

દરબારને અંગે 'બરોડા કેમ્પ' સાકરપુર ગામ નજીક મહીસુર કેમ્પની જોડે વિશાળ જગોમાં રાખવામાં આવ્યો હતો. તેમાં રાજદંપતી રહ્યાં હતાં. સાથે ૧૫ અમલદાર, ૩ યુરોપિયન ગૃહસ્થો અને ૪ સન્નારીઓ, ૧૮ સરદાર માનકરી, ૧૫૦ લશ્કરીઓ, અને ૪૦૭ નોકરચાકર, ૧૫૦ ઘોડા તથા ૨ હાથી હતા. તેમનો મુકામ એજ કેમ્પમાં રખાયો હતો. સયાજીરાવ પેવિલિયન વાપરતા, જ્યારે મહારાણી તથા રાજકુમારો તથા રાજકુમારી માટે ખાસ તંબૂઓ હતા.

'બરોડા એડમિનિસ્ટ્રેશન રિપોર્ટ' પ્રમાણે તા. ૧૬-૧૨-૧૯૦૨ ના રોજ મહારાજા ગણપતરાવનાં વિધવા રાધાબાઈ વડોદરામાં ગુજરી જવાથી હાથી સરઘસમાં ભાગ લેવા સયાજીરાવ જઈ શકયા નહતા. તેઓ તા. ૩૧-૧૨-૦૨ ના રોજ દિલ્હી પહોંચી શક્યા હતા.

દિલ્હી દરબારમાં ભાગ લઈ તથા ના. સહેનશાહ એડવર્ડ ૭ માને રાજ્યારોહણ માટે અભિનંદન તથા નવા વર્ષની મુબારકબાદીનો સંદેશો પહોંચાડવા ના. વાઈસરોયને જણાવી, સયાજીરાવ તા. ૧૦-૧-૧૯૦૩ ના રોજ દિલ્હીથી વડોદરે આવવા નીકળ્યા ને વડોદરે પહોંચ્યા. પછી તા. ૨૪ મી જાન્યુઆરીના રોજ ના. શહેનશાહના રાજ્યારોહણને અંગે દરબાર ભર્યો, જેમાં રેસિડન્ટ વગેરે હાજર હતા.

## કાશ્મીરમાં ઊનાળો

૧૯૦૩ નો ઊનાળો સયાજીરાવે કાશ્મીરમાં ગાળ્યો. આ વખતે તેમની સાથે સેક્રેટરી તરીકે શ્રી. અરવિન્દ ઘોષ હતા. અરવિન્દ બાબુ

વડોદરા કૉલેજના અંગ્રેજી ભાષાના અનુપમ પ્રોફેસર તથા વાઈસ પ્રિન્સિપાલ હતા આજ વર્ષના ડિસેમ્બરમાં સયાજીરાવ પહેલી વખત દ્વારકાની મુલાકાત લઈ આવ્યા.

## દા. બટુકરામ માટે લાગણી

સયાજીરાવ પાસે પૅલેસ ફિઝિશિયન ( રાજકુટુંબના દાક્તર ) તરીકે દા. બટુકરામ શોભારામ મહેતા ઘણા વર્ષ રહ્યા હતા. તેઓ તેમના એક મિત્ર તથા સોબતીની ગરજ સારતા હતા. પ્રસંગ આવે ત્યારે તેઓ સયાજીરાવના સ્વારી કામદાર, માનકરી, એ. ડી. સી., સૅક્રેટરી વગેરે ગમે તે ઓદ્દાનું કામ કરતા. અમુક કામ મારા ઓદ્દાનું નથી એમ ન કહેતાં કામ ગમે તે ઓદ્દાનું હોય તો પણ તેઓ સંભાળી લેતા, અને ગમે તે કામ અવસર ઓળખીને કરી લેતા. તેથી સયાજીરાવના તેઓ ખાસ પ્રીતિપાત્ર હતા અને તેમના કુટુંબ તરફ મહારાજા તથા મહારાણી ખૂબ મમતા સેવતાં. આવા ઉપયોગી રાજસેવક તથા મિત્ર દા. બટુકરામ વિલાયતમાં પોતાની સારવાર કરાવતાં ૧૯૦૩ ના જુલાઈમાં ગુજરી ગયા. તે વખતે સયાજીરાવે એક પત્ર મારફત પોતાની લાગણી દર્શાવતાં જણાવ્યું છે કેઃ—

" His Highness had special occasions to become acquainted with his character and personality. In that character there were some fine qualities which His Highness can never afford to forget. One of these was the sincere and steadfast interest he took in the welfare of His Highness and the State; he was a friend with whom His Highness

could always converse and interchange views freely, a thing which is very rare amongst our countrymen and particularly in these days when the personality of the Raja is being detached from the administration and the interests of the servants are being secured by rules and regulations.

As a personal physician His Highness had great confidence in him; *he was, he thinks*, prudent, sympathetic and strong, able to withstand influences which are not uncommon in a place and surroundings such as obtain in a Native State "

ભાવાર્થ—" તેમના વ્યક્તિત્વ તથા સ્વભાવ સાથે પરિચિત થવાના મહારાજાને ખાસ પ્રસંગો મળ્યા હતા તેમના સદ્દગુણોને મહારાજા કદિ નહીં ભૂલે. તેમનો એક ગુણ એ હતો કે તેઓ મહારાજાના તથા રાજ્યના કલ્યાણમાં હાર્દિક - તથા દૃઢ રસ લેતા હતા. એક મિત્ર તરીકે તેમની સાથે મહારાજા હમેશ છૂટથી વાતચીત તથા વિચાર વિનિમય કરી શકતા; જે હાલના નિયમો વગેરેથી રક્ષિત થયેલા નોકરોના જમાનામા રાજ્યકારભારથી અલગ રહેતા રાજા માટે ક્વચિત જ શક્ય છે. "

" અંગત દાક્તર તરીકે મહારાજાનો તેમના પર પૂરો ભરોંસો હતો. મહારાજાની માન્યતા પ્રમાણે દા. બહુકરામ, સાવધ, હિતસોજ, ડાહ્યા તથા દેશી રાજ્યમાં પ્રવર્તતી પરિસ્થિતિમાં જે ખટપટો સાધારણ હોય તેનો સામનો કરવા જેટલું બળ ધરાવનારા હતા. "

દા. બટુકરામ ગુજર્યા પછી સયાજીરાવે તેમના વિલાયતમાં ડાક્તર થઈ એમ. બી. ની ડીગ્રી લઈ આવેલા પુત્ર દા. સુમન્ત મહેતાને નોકરીમાં રાખી લીધા. તેઓ રાજદાક્તર બટુકરામની હયાતીમાં રાજકુટુંબના ગાઢ પરિચયમાં આવ્યા હતા તથા પિતાની હયાતી બાદ નોકરીમાં જોડાયા પછી રાજમહેલના દાક્તર તરીકે નિમાતાં મહારાજા તથા મહારાણીનો વિશ્વાસ તથા પ્રેમ સંપાદન કરી શક્યા. દેશસેવાની ઊર્મિ કાબૂમાં ન રહેવાથી તેમણે આશરે ૧૮ વર્ષની નોકરીના અંતે ૧૯૨૨ માં રાજીનામું આપી નોકરી-માંથી નિવૃત્તિ લીધી.

## યુવરાજનું લગ્ન

૧૯૦૨ ના ઓગસ્ટમાં યુવરાજ ફતેહસિંહરાવ ઓક્સફર્ડથી પાછા આવ્યા ત્યારે તેમનાં લગ્ન કરવાનો પ્રશ્ન હાથ પર લેવાયો. તે વખતે તેમની ઉમર ૧૯ વર્ષની હતી. વધૂની પસંદગી ફતેહસિંહ-રાવે જ કરવાની હતી. અનેક કન્યાઓમાંથી તેમણે સતારા જિલ્લામાં આવેલા ફલટણ સંસ્થાનાધિપતિના ભત્રિજા રામચંદ્રરાવ નાઈક નિંબાળકરની કન્યા શ્રી. પદ્માવતી માટે પોતાની પસંદગી બતાવી. આ વાત ૧૯૦૩ ના નવેમ્બરમાં રીતસર લોકોને જાહેર કરવામાં આવી. લગ્ન માટે તૈયારીઓ તડામાર ચાલી. ૪ થી ફેબ્રુઆરી ૧૯૦૪ ના રોજ ધામધૂમથી લગ્ન થયું. નવવધૂનું નામ સૌ. પદ્માવતીબાઈ રાખવામાં આવ્યું. યુવરાજ ફતેહસિંહરાવની ઇચ્છાનુ-સાર સ્વતંત્ર રહેવા માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. તેઓ ઊંગકાર્ટમાં ખુલ્લાં સાથે નીકળતાં. યુવરાજ ફતેહસિંહરાવ તથા યુવરાજ્ઞી પદ્માવતીબાઈનું લગ્નજીવન કમનસીબે ટૂંકું નીવડ્યું. ફતેહસિંહરાવ ૧૯૦૮ ના સપ્ટેમ્બરમાં તા. ૧૪ મીએ કૈલાસવાસી થયા. તેઓ પોતાની પાછળ બે કુંવરીઓ નામે ઇન્દુમતી, લક્ષ્મીદેવી તથા

એક પુત્ર તે હાલના મહારાજા પ્રતાપસિંહને મૂકી ગયા. ઇન્દુમતીનો જન્મ તા. ૨૩ મી જૂન ૧૯૦૫ ના રોજ, લક્ષ્મીદેવીનો તા. ૧ લી મે ૧૯૦૭ ના રોજ તથા રાજપૌત્ર પ્રતાપસિંહનો તા. ૨૯ મી જૂન ૧૯૦૮ના રોજ થયો હતો. સયાજીરાવના પૌત્રી ઇન્દુમતીનું લગ્ન કોલ્હાપુર નરેશના યુવરાજ રાજારામ સાથે ૧૯૧૮ માં એપ્રિલ ૧ લીએ થયું. રાજ્યકર્તા શાહુ છત્રપતિ હૃદય બંધ પડવાથી તુર્ત મુંબઈમાં ગુજરી ગયા એટલે રાજપૌત્રી ઇન્દુમતીના પતિ રાજારામ ગાદીએ આવ્યા. રાજપૌત્રી ઇન્દુમતી કોલ્હાપુરમાં મહારાણી તારાબાઈ તરીકે ઓળખાયાં. તેમને આ લગ્નથી એક કન્યા ૧૯૪૦ માં થયેલી છે, કોલ્હાપુર નરેશ રાજારામ મહારાજ ૧૯૪૦ ના નવેમ્બરના છેલ્લા અઠવાડિયામાં ગુજરી ગયા તેથી ન્યાયાન મહારાણી તરીકે રીજન્સી કાઉન્સીલના પ્રમુખ તેઓ થયાં છે. ફતેહસિંહરાવની બીજી રાજપુત્રી લક્ષ્મીદેવીનું લગ્ન સાવંતવાડીના રાજવી સાથે ૧૯૨૨ ના એપ્રિલની ૩૦ મી તારીખે થયું. તેઓ ૧૯૩૭ માં ગુજરી ગયા તેથી રાણી લક્ષ્મીદેવી પોતાના વડા પુત્ર ને સાવંતવાડીના સગીર રાજાના વાલી તરીકે અને રીજન્સીના અધ્યક્ષ તરીકે વહીવટ ચલાવે છે. રાજપૌત્ર પ્રતાપસિંહ ફતેહસિંહરાવના કૈલાસવાસ પછી યુવરાજ ગણાયા. મહારાજા સયાજીરાવ ૧૯૩૯ ના ફેબ્રુઆરીની ૬ ઠી તારીખે રાત્રે મુંબઈમાં સ્વર્ગવાસી થતાં તેઓ ગાદીએ આવ્યા છે. તેમનું લગ્ન મહારાણી શાંતાદેવી સાથે ૧૯૨૯ ના જાન્યુઆરીમાં થયું હતું. તેમને ત્રણ પુત્રો (યુવરાજ ફતેસિંહ રાજે, બાલરાજે રણજીતસિંહ તથા સંગ્રામસિંહ) તથા પાંચ પુત્રીઓનો વસ્તાર છે. યુવરાણી પદ્માવતીબાઈ ૧૯૧૯ ના નવેમ્બરની ૧૦ મી તારીખે સ્વર્ગવાસી થયાં.

## દીવાનો

દી. બ એસ. શ્રીનિવાસ અયંગર ૧૯૦૧ ના ઓકટોબરની

શરૂઆતમાં નિવૃત્ત થયા પછી મિ. ધામણુસકર ૧૯૦૪ ના જૂન આખર સુધી દીવાન રહ્યા. પછી કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજીને દીવાનગીરી મળી. તેઓ એ જગોએ ૧૯૦૯ ના ફેબ્રુઆરી માસની આખર સુધી રહ્યા. તેમની દીવાનગીરી દરમ્યાન જ સ્વતંત્ર અધિકારથી મર્હુમ રોમેશચંદ્ર દત્ત, નિવૃત્ત આય. સી. એસ. 'ને અમાત્ય તરીકે આણવામાં આવ્યા હતા. તેમને સયાજીરાવ એક વિશ્વાસપાત્ર મિત્ર તરીકે ગણતા હતા. કેરશાસ્પજી પછી રોમેશચંદ્ર દત્ત ૧૯૦૯ના જૂનથી ૧૯૦૯ ના નવેમ્બરની તા. ૩૦ મી સુધી દીવાન રહ્યા હતા. બાદ મિ. સી. એન. સેડન દીવાન થયા. તેમના વખતમાં ૧૯૧૧ ના દિલ્લી દરબારનો દુઃખદ પ્રસંગ બન્યો. તેઓ ૧૯૧૨ ના જાન્યુઆરીની તા. ૩ જીએ રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા.

## રોમેશચંદ્ર દત્ત વડોદરામાં

૧૯૦૪ ના જુલાઈમાં સયાજીરાવ અલ્લાહબાદ તથા કલકત્તા ગયા હતા ત્યારે નાગરિકોએ તેમનું ભવ્ય સન્માન કર્યું હતું. ઓરિસાના કમિશનરની જગોએથી નિવૃત્ત થયેલા હિન્દી આય. સી. એસ. બાબુ રોમેશચંદ્ર દત્ત આ વર્ષના ઑગષ્ટમાં આ રાજ્યની નોકરીમાં આવ્યા હતા. તેમને ૧૮૯૫ માં મહારાજા સયાજીરાવે વડોદરા રાજ્યની ઉચ્ચ નોકરીમાં આવવા માગણી કરેલી પરંતુ તે વખતે તેઓ બ્રિટિશ નોકરીમાંથી નિવૃત્ત થયેલા નહિ હોવાથી એ માગણી સ્વીકારી શક્યા નહતા. શ્રી. દત્ત ૧૮૯૯ના ઑક્ટોબરમાં રિટાયર થઈ જાહેર જીવનમાં પડયા હતા, તથા ૧૮૯૯ ના નાતાલના તહેવારમાં હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ થયા હતા. બંગાળ પ્રાંતની કાયમી ધારા પદ્ધતિ તથા જમીન મહેસૂલ નીતિ સંબંધે તેમણે વાઈસરોય લૉર્ડ કર્ઝનને ખુલ્લા પત્રો

લખ્યા હતા. તેમણે હિન્દી ઇતિહાસ અને સાહિત્ય ઉપર સારા ગ્રન્થો લખ્યા છે. તેઓ અમાત્યની જગોએ ૧૯૦૪ ના ઓગસ્ટથી ૧૯૦૭ ના જુલાઈ સુધી રહ્યા. તેમણે લોર્ડ મોર્લીએ નીમેલા 'અધિકારવિભાગણી (Decentralisation) કમિશન'ના સભ્ય તરીકે કામ કર્યું. તેમણે મોર્લી-મિન્ટો સુધારાને અંગે હિન્દી દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું હતું, જે માટે તેઓ ઇંગ્લંડ ગયા હતા. ત્યાંથી તેઓ ૧૯૦૯ ના માર્ચમાં હિન્દ આવ્યા અને જૂનમાં વડોદરામાં પોતાની જગોએ હાજર થઈ કેરશાસ્પજી દિવાનગીરીથી નિવૃત્ત થતાં દીવાન થયા. લોર્ડ મિન્ટોને વાઇસરૉય તરીકે અપાયેલી બૅન્કવેટ વખતે અતિશ્રમને લીધે છેલ્લી માંદગી ભોગવી અવસાન પામ્યા ત્યાં સુધી તેઓ એ પદ પર રહ્યા. તેઓ ૧૯૦૯ માં તા. ૩૦ મી નવેમ્બરે પંદર દિવસની માંદગી ભોગવી ગુજરી ગયા. તે વખતે તેમને સયાજીરાવે રાજ્યરાણાને મળતું છેલ્લું માન અપાવ્યું હતું. રાજ સ્મશાન કેદારેશ્વરમાં તેમનો અગ્નિદાહ કરવામાં આવ્યો હતો.

### ફરી યુરોપ

૧૯૦૫ ના માર્ચમાં સયાજીરાવ ફરી યુરોપના પ્રવાસે નીકળ્યા. તેઓ પૅરિસ, લંડન તથા હૅરો વગેરે સ્થળે ગયા. ઓગસ્ટમાં તેઓ સ્વિટ્ઝરલંડ ગયા. તે વખતે સયાજીરાવને ૪૩ મું વર્ષ જતું હતું. તેમનાં શક્તિ-ઉત્સાહ પ્રૌઢ યુવાનને શોભાવે એવાં હતાં. તેમણે ઝપાટાબંધ ટાઈરોલ, મેરાન, લોઝેન, વગેરે જોયાં. તેઓ ત્યાંથી મ્યુનિક, ડ્રેસ્ડન, બર્લિન ગયા. ૧૬ી ડિસેમ્બરે રોમ આવ્યા. તેમણે ફ્લોરેન્સ, ટયુરિન, જીનીવા, મોંત્રો ( Montreux ) ની મુલાકાત લીધી, અને કો ( Caux ) માં મુકકામાજી જોઈ. ત્યાં થોડો વખત રહી તેરિતેટ આવ્યા ને રિવસ પહાડોમાં ફર્યા. ૧૯૦૬ ની એપ્રિલમાં સયાજીરાવ પૅરિસ પાછા આવ્યા અને ત્યાંથી આખલાકુસ્તી જોવા મેડ્રિડ ગયા.

૧૯૦૬ ની વસંતઋતુમાં તેઓ અમેરિકા ગયા. આ પ્રવાસમાં મહારાણી સાથે હતાં. અહીં તેમણે ઘણું જોયું. તેમણે કેળવણી સંસ્થાઓની મુલાકાત લીધી, તથા પ્રજાસત્તાક સંસ્થાઓનો અભ્યાસ કર્યો. આ વખતે તેમની સાથે સંપતરાવ પણ હતા. વડોદરા રાજ્ય તથા તેની પ્રજાનો ઇતિહાસ તથા રાજકીય પરિસ્થિતિ વિચારમાં લઈ તેમજ ત્યાંની કુદરતે પેદા કરેલી સ્થિતિ તથા સગવડોનો અભ્યાસ કરી રાજ્યમાં કઈ નીતિ ચલાવવી તેની ભલામણ કરી શકે એવા નિષ્ણાત શખસ અગર કારખાનદાર માટે, નિષ્ણાત કેળવણીકાર માટે, તેમજ શહેરીની ફરજો તથા નાગરિકત્વના ઇતિહાસ સાથે નાગરિકત્વ ઉપર બોધદાયક નોંધ તૈયાર કરવા માટે તેમણે લાગતાવળગતાને વિનંતિ કરી. કોલોરેડો સ્પ્રિન્ગજ (ઝરા) થી લખતાં તેમણે (૧) યુનાઈટેડ સ્ટેટસનો ઔદ્યોગિક વિકાસ તથા તે ઉત્તેજવા દાખલ કરેલી નીતિ તથા આયાત નિકાસના આંકડા, (૨) કેળવણી, (૩) ખેતીવાડી, (૪) બાળકોની ઉછેર તથા તે મોટાં થતાં તેમનો તેમનાં માતાપિતા સાથે સંબંધ, (૫) મજૂર મહાજનો સંબંધે ચોપાનિયાં અગર ' પ્રકરણો ' લખી આપવા માગણી કરી. અમેરિકામાં પુસ્તકાલયો માટે અમલમાં આવેલી યોજના માટે માહિતી મેળવી ફરતાં પુસ્તકાલયોના નિયમોનો અભ્યાસ કરવા પોતાના વિશ્વાસુ માણસને તેમણે ફરમાવ્યું, તથા વડોદરામાં શું દાખલ કરવા જેવું છે તે સંબંધે દીવાનને પત્રો લખ્યા. ગણપતિ ઉત્સવ વખતે રાજમહેલમાં દર્શને આવેલા અંત્યજને સજા થયાનું જાણવામાં આવતાં સયાજીરાવે દીવાનને પૂછપરછ કરી આમ થયું હોય તો તે શું વાજબી છે એવો સૂચક સામો પ્રશ્ન પૂછયો હતો. વડોદરા શહેરના ફેફસા જેવા સુધરાઈ વિશ્રાંતિસ્થાનના સ્વરૂપમાં જે નાના મોટા બગીચા નજરે પડે છે તેની પ્રેરણા પણ આજ મુસાફરીમાં અમેરિકાથી લંડન આવતાં હાઈડપાર્ક પર નજર નાખતાં

સયાજીરાવને મળી. આ મુસાફરીના પરિણામે ચારેક વર્ષે મિ. બોર્ડનની મારફત વડોદરા રાજ્યમાં પુસ્તકાલય ખાતું ખોલવામાં આવ્યું અને પુસ્તકાલયોની જાળ પાથરવામાં આવી તથા મધ્યવર્તી પુસ્તકાલયમાં અમેરિકન પદ્ધતે ' ખુલ્લી અભરાઈ ' તથા ' કાર્ડ પદ્ધત 'ની વૈજ્ઞાનિક યોજના દાખલ થઈ.

## મોર્લીની મુલાકાતે

લંડનમાં લોર્ડ મોર્લી ( હિન્દી વજીર )ને તેમના ખાનગી મુકામે સયાજીરાવ મળવા ગયા. ત્યાં મોર્લીએ તેમનું સારું સ્વાગત કરી રાજ્યમાંથી લાંબી મુદત ગેરહાજર રહેવા સંબંધે વધારે પડતી ટકોર કરી હતી.

ત્યારબાદ મહારાજા વડોદરે ૧૯૦૬ ના નવેમ્બરમાં પાછા આવ્યા.

## રજત મહોત્સવ

સયાજીરાવને પૂર્ણ સત્તાથી રાજ્યકારભાર ૧૮૮૧ આખરે સોંપાયાને તા. ૨૮–૧૨–૧૯૦૬ ના રોજ ૨૫ વર્ષ પૂરાં થતાં હતાં. એ વખતમાં તેમણે પ્રજાકલ્યાણ માટે જે કામ કર્યું હતું તથા વડોદરા રાજ્યને મધ્યયુગીન રાજ્યમાંથી અર્વાચીન આદર્શ રાજ્ય તરીકે બનાવવામાં આવ્યું હતું તેથી ઉત્સાહિત થઈ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના રાજ્યાધિકારનો રૌપ્ય મહોત્સવ ઊજવવા પ્રજા તથા રાજ્યતંત્ર એકમત થયાં. સમયની તથા મહારાજાની અનુકૂળતા ખાતર તેમના જન્મ દિવસે તા. ૫ મી માર્ચ ૧૯૦૭ ના રોજ એ ઉત્સવ ઊજવવાનું ઠર્યું. મધ્યસ્થ સમિતિએ વડોદરા શહેરમાં તથા રાજ્યમાં ગામ ગામડે, કસબા તથા શહેરોમાં મળતો કાર્યક્રમ રખાય એવી ગોઠવણ કરી. આ મહોત્સવનું સુંદર વર્ણન બરોડા ગેઝેટિયરમાં આપ્યું છે. તે ઉપરથી અનુવાદિત " વડોદરા રાજ્યનો ઈતિહાસ 'ના

પૃષ્ઠ ૩૦૧ થી ૩૦૫ સુધી આ મહોત્સવ ગુજરાતી ભાષામાં વર્ણ-વાયો છે. તેમાં મુખ્ય ઉત્સવ વારસિયાના મેદાન ઉપર ઊભા કરેલા મોટા મંડપમાં શરૂ થઈ ચારે પ્રાંતોમાંથી અભિનંદન આપવા આવેલા પ્રતિનિધિઓ વતી શ્રીમંતને વડોદરા શહેરના નગરશેઠના હસ્તે માનપત્ર અર્પણ થયાનો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કેઃ—

" તેમાં (માનપત્રમાં) એમ જણાવવામાં આવ્યું હતું કે, પોતાની જાતના સુખના ભોગે પણ પોતે પોતાની પ્રજાના સુખ માટે હમેશાં મથશે, એવું જે વચન રાજ્યારોહણના સમયે શ્રીમંત સરકાર મહારાજા સાહેબે આપેલું તે છેલ્લા પચીસ વર્ષ દરમ્યાન તેઓશ્રીએ પાળેલું છે. કેળવણી પાછળ તેઓશ્રીએ લાખો રૂપિયા ખર્ચેલા છે. પસંદ કરેલા અમુક યુવકોને પરદેશની મુસાફરીના અને કેળવણીના લાભ તેઓ-શ્રીએ અપાવેલા છે, અને એકજ અમલદારને કારોબારી તથા ન્યાયનું કામ સોંપવાથી થતા ગેરફાયદા સમજીને તેઓશ્રીએ એ બે કામને અલગ કરેલાં છે. વળી દરેક ગામડામાં, તાલુકામાં અને પ્રાન્તમાં પંચાયતો સ્થપાયેલી છે; લોકોને સ્થાનિક સ્વરાજ્યની વ્યવહારુ કેળવણી આપવાના હેતુથી તથા ફરિયાદો તુરત દૂર થાય તેવી વ્યવસ્થા કરવાના હેતુથી સુધરાઈઓને સ્વરાજ્ય આપવામાં આવેલું છે; પંચાયતોમાં તથા સુધરાઈઓમાં ચૂંટણીનું તત્ત્વ દાખલ કર-વામાં આવેલું છે. અને દેશી ઉદ્યોગોને તથા વેપારને પોષણ તથા ઉત્તેજન આપવામાં આવેલું છે, અને આગગાડીઓ, નહેરો, તળાવો અને લોકોપયોગી બાંધકામો બાંધવામાં ઉત્તેજન અપાયેલું છે. તદુપરાંત ૧૮૯૯–૧૯૦૦ ના મહાન દુષ્કાળ વખતે ઉદાર દિલથી તેના નિવારણના ઉપાયો લેવામાં આવેલા, લાખો રૂપિયાની પાછલી બાકી માંડી વાળવામાં આવેલી અને વૈજ્ઞાનિક પ્રયોગોથી ખેતી સુધારવામાં આવેલી તથા ત્રાસદાયક વેરાઓ માફ કરીને અને તગાવી

આપીને ખેડુતોને મદદ કરવામાં આવેલી તેનો ઉલ્લેખ પણ એ માનપત્રમાં કરવામાં આવ્યો હતો. શ્રીમંત મહારાજા સાહેબે એ માનપત્ર બદલ આભાર માન્યો અને જવાબમાં ઘણું કહ્યું. તેમાં તેઓશ્રીએ એમ પણ, મરાઠી ભાષામાં જણાવ્યું કે, " તમારા ભલામાં હું મારી ફરજ અને મુક્તિ સમજું છું. તમારા પ્રત્યેની મારી પૂરેપૂરી ફરજ હું અદા કરી શકયો હોઉં એમ મને નથી લાગતું; અને તેમ થશે ત્યારેજ મને સંતોષ થશે. જે કાંઈ મેં કર્યું છે તે હું કરી શકયો તેમાં મારા અમલદારોની તેમજ મારી પ્રજાની મને મદદ મળેલી છે; અને મને ખાત્રી છે કે હજી મારે જે કરવાનું છે તે કરવામાં તેઓ હવે પછી મને તેવીજ મદદ કરશે." શ્રીમંત મહારાજા સાહેબનું ભાષણ પૂરું થયા પછી ને. ના. દીવાન સાહેબે આ બનાવની યાદગીરીમાં શ્રીમંતે આપેલી છૂટછાટ શ્રોતાઓને જાહેર કરી. મહેસૂલની રૂ. ૫,૦૬,૬૧૬–૬–૮ની પાછલી બાકી માંડી વાળવી; શાળાઓના બધા વર્ગોમાં દેશી કેળવણી મફતઆપવી; અંત્યજો માટે પાટણમાં અને અમરેલીમાં બે નવાં વસતિગૃહો ખોલવાં; વિદ્યાર્થીઓને યુરોપ મોકલવા માટે પાંચ શિષ્યવૃત્તિઓ સ્થાપવી; વડોદરા શહેર સુધરાઈને નવી માર્કેટ મફત બંધાવી આપવી; શહેરમાં અનાથગૃહ તથા અશક્તાશ્રમ ખોલવાં; પ્રાન્તોમાં ચાર નવાં દવાખાનાં ઉઘાડવાં; લોકોને કૂવા કરી આપવામાં પા। લાખ રૂપિયા ખર્ચવા; અને વડોદરા શહેરના ગીચ વસતિવાળા એક લત્તામાં નવીન સાર્વજનિક બાગ બંધાવવો એવી શ્રીમંતની ઇચ્છા તે વખતે જાહેર કરવામાં આવી. "

ગરીબ ભોજન, બાળકોને મીઠાઈ, રોશનાઈ, લશ્કરની પ્હાણી, ફળફુલનુ પ્રદર્શન, વૃક્ષારોપણ, બાળ સંમેલન, કમેટીબાગમાં જનમેળો તથા રમતગમતના ખેલ, મિલિટરી સ્પોર્ટ્સ, અખાડામાં સાઠમારી,

ખાણું, ઉપવન સંમેલન, વગેરે ઠરેલો કાર્યક્રમ તા. ૯ મીની રાત સુધીમાં પૂરો થયો.

## અપૂર્વ ઉત્સાહ

તા. ૧૦ મી માર્ચે આ મહોત્સવનો છેલ્લો કાર્યક્રમ બપોરના કોલેજ તથા હાઇસ્કૂલના વિદ્યાર્થીઓની રમતગમતનો હતો. તે પૂરી થયા બાબત **'ટોર્ચલાઇટ પ્રોસેશન'** કોલેજના સત્તાધારીઓએ વિદ્યાર્થીઓની સંમતિથી ગોઠવ્યું હતું. તેનું વર્ણન કરતાં ઉપરોક્ત પુસ્તકમાં જણાવ્યું છે કેઃ—

" રમતગમતો પૂરી થયા પછી કૉલેજના આગળના તથા તે વખતના આશરે ૫૦૦ વિદ્યાર્થીઓએ મશાલની સ્વારી કરી અને કોલેજથી રાજમહેલ સુધી શ્રીમંતને સ્વારીના રૂપમાં તેઓ લઈ ગયા. કોઠી નજીક સરકારી કચેરીઓના મકાન સુધી સ્વારી પહોંચી એટલે વિદ્યાર્થીઓની તથા પ્રજાના ઉત્સાહની હદ આવી, અને શ્રીમંતની પરવાનગીથી શ્રીમંતની ગાડીના ઘોડા છોડી નાખી વિદ્યાર્થીઓ પોતે શ્રીમંતની ગાડી ખેંચતા આગળ ચાલ્યા. રાજમહેલના દરવાજા સુધી સ્વારી પહોંચી એટલે શ્રીમંત મહારાજા સાહેબે પોતાની ગાડીમાં રહ્યે રહ્યે ગુજરાતી ભાષામાં નીચે પ્રમાણે અસરકારક ભાષણ કર્યુંઃ—
" આને મારા જીવનનો અસાધારણ બનાવ હું ગણું છું. આજે તમે મને જે માન આપો છો તેથી મને ઘણું લાગી આવ્યું છે. મારે કહેવું જોઈએ કે, હું આવા માનને લાયક નથી. મારી પ્રજા માટે મેં જે કાંઈ કર્યું છે તે માત્ર મારી ફરજ અદા કરીને જ કર્યું છે. મેં ભૂલ કરી હશે; પણ હું તમને ખાત્રી આપીશ કે, મેં જાણી જોઈને તેમ કર્યું નથી. હું તમને ખાત્રી આપું છું કે, તમારા ભલા માટે મારાથી બનતું કરવા હું હંમેશા પ્રયત્નશીલ રહીશ."—

મશાલ સરઘસ વખતે વિદ્યાર્થીઓમાં અદમ્ય ઉત્સાહ આવ્યો હતો અને તે વખતે સયાજીરાવ ભારતવર્ષમાં એક ઉદાર વિચારના દેશભક્ત રાજવી તરીકે, તેમ જ તેમના સ્વતંત્ર ખવાસ તથા સ્વમાન સારુ પડકાર કરનાર તરીકે કીર્તિના શિખરે હતા ને તેથી આખા રસ્તે સરઘસમાં "શિવાજી મહારાજકી જય" "સયાજીરાવ મહારાજ કી જય"ના ગગનભેદી અવાજો થતા હતા. સયાજીરાવની જિંદગીમાં ૧૯૦૭ ના રૌપ્ય મહોત્સવમાં આ મશાલસરઘસનો લ્હાવો અદ્વિતીય રહ્યો છે.

તે વખતે આખા દેશમાં સયાજીરાવ ખૂબ લોકપ્રિય હોવાથી મુંબઈ, મદ્રાસ, કલકત્તા, અહમદાબાદ અને બીજાં અનેક સ્થળોએ તેમને અભિનંદન આપવા સભાઓ ભરાઈ હતી તથા દેશના આગેવાન રાજદ્વારીઓ, તથા બીજી નામાંકિત વ્યક્તિઓ તથા સંસ્થાઓ તરફથી મુબારકબાદીના ચોકબંધ કાગળો તથા તાર સયાજીરાવ પર આવ્યા હતા.

આ જ્યુબિલીના મુખ્ય સ્મારક તરીકે કમાટીબાગના પ્રવેશદ્વાર બહાર કાંસાનું ભવ્ય અશ્વારૂઢ બાવલું તથા તારકેશ્વર નજીક આવેલો જ્યુબિલિ બાગ છે.

તા. ૨ જી નવેમ્બર ૧૯૦૭ ના રોજ સરકારવાડામાંથી ગાદી લક્ષ્મીવિલાસ ગજમહેલમાં અને ઘરાણાના દેવ ઇન્દુમતી મહાલમાં આણવામાં આવ્યા હતા.

## વડોદરામાં લૉર્ડ મિન્ટો

૧૯૦૯ ના નવેમ્બરમાં લૉર્ડ મિન્ટોએ વાઈસરૉય તરીકે વડોદરાની મુલાકાત લીધી. વડોદરે આવતાં અગાઉ અમદાવાદમાં

તેમના પર કોઈએ બોમ્બ નાંખ્યો હતો, પરંતુ તેમાંથી તેઓ બચીને વડોદરે આવ્યા હતા. આ પરિસ્થિતિને લીધે બ્રિટિશ સી. આય. ડી. તથા વડોદરાના પોલીસ ખાતાએ પરસ્પર સહકાર કરી લોર્ડ મિન્ટો સહીસલામત વડોદરાની મુલાકાત પૂરી કરી જાય એવી તજવીજ કરી હતી, અને વડોદરામાં તે વખતે બહારના માણસ સિવાય બીજું કોઈ આવું કૃત્ય કરે એમ નહિ હોવાથી બહારથી આવનાર જનાર સંબંધે ચાંપતો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો.

લોર્ડ મિન્ટોના માનમાં તા. ૧૫ મી નવેમ્બર ૧૯૦૯ ના રોજ અપાયેલા ખાણા વખતે કરેલા ભાષણમાં સયાજીરાવે પોતાના વિચાર રજૂ કરતાં જણાવ્યું કેઃ—

"લોકોમાં સામાજિક તથા નીતિવિષયક પ્રગતિ થાય અને તેમનું આર્થિક હિત સધાય તો જ લોકોની ખરી પ્રગતિ થઇ ગણાય, એમ હંમેશાં મને લાગ્યા કરે છે. મને લાગે છે કે આ બાબતોથી તદ્દન અલિપ્ત રહેવું, એ સરકારનું કામ નથી; પણ આધુનિક જમાનાની અને આધુનિક વિચારોની હરોલમાં ઊભા રહેવાના પોતાની પ્રજાના પ્રયત્નોમાં મદદ કરવી એ સરકારનું કર્તવ્ય છે, એમ હું માનું છું. સામાન્ય પ્રજા તો હજી બેહદ અજ્ઞાનમાં ડૂબેલી છે, અને સુધારા કરવામાં તેને આપણા અનુમોદનની, આપણા ઉત્તેજનની અને આપણી મદદની જરૂર છે. સામાજિક અને નીતિવિષયક પ્રગતિ કરાવવી, એ પૂર્વ દેશના કોઈ પણ રાજાની ફરજ મનાયેલી છે. સામાજિક બગાડ અને ધાર્મિક અનીતિ સુધારવા માટે રાજ્ય તરફથી પગલાં ભર્યાં બદલ મારા પોતાના ઉપર કોઈક પ્રસંગે ટીકા થયેલી છે. પરંતુ પરિણામ તરફ નજર કરતાં કોઈ પણ માણસ એમ કહી શકશે કે, મારી રાજનીતિને

કેટલેક અંશે ફતેહ મળેલી છે. દરેક દેશી રાજ્ય અમલની બાબતમાં જેટલી સ્વતંત્રતા ભોગવતું હોય તેના પ્રમાણમાં આંતરિક રાજ્યવ્યવસ્થાની આવી અને બીજી બધી બાબતોમાં પોતાની પ્રજાનું હિત સાધવાથી અને તેથી સામાન્ય પ્રગતિને પોષવાથી વધારે સારું નીવડી શકે છે. આંતરિક બાબતો પરત્વે સ્વતંત્રતામાં જરા પણ ઘટાડો થાય છે તો તેથી આપણી જવાબદારીની લાગણી ઓછી તીવ્ર થતી જાય છે, અને સુધારો કરવાની આપણી શક્તિ નબળી પડતી જાય છે. પૂર્વ દેશોમા વફાદારી તો પ્રજાના મુખ્ય ગુણો પૈકીનો એક ગુણ ગણાય છે; પણ માત્ર ભાવનાપ્રધાન વફાદારીની કાંઈ કિંમત રહેતી નથી; તે તો ખરેખરી, ખરા અંતઃકરણની અને સક્રિય હોવી જોઈએ. આવી વફાદારી જાગૃત થાય તેટલા માટે પ્રજા અને રાજા વચ્ચે પરસ્પર હિતની લાગણી હોવી જોઈએ, પ્રજાને દેશના રાજ્યવહીવટમાં યોગ્ય ભાગ મળવો જોઈએ. અને સરકાર પોતાની છે એમ તેને લાગવું જોઈએ. જે મહાન સુધારાઓ આપ નામદારે ચાલુ કર્યા છે અને નામદાર બ્રિટિશ સરકારે મંજૂર રાખ્યા છે તેને આજ કારણે હું સહર્ષ વધાવી લઉં છું. આ સુધારાઓથી હિન્દુસ્તાનના લોકોને માટે પ્રવૃત્તિનું વિશાળ ક્ષેત્ર ખુલ્લું થઈ જશે અને શહેરી તરીકેની પોતાની ફરજ અદા કરવામાં તેમનામાં જવાબદારીની લાગણી વિશેષ પ્રમાણમાં જાગૃત થશે તથા ખરા રાજ્યદ્વારીને છાજતી 'સુધારા'ની આ પ્રવૃત્તિમાં ભવિષ્યની પ્રજાને અંગ્રેજોના અમલ નીચેના દેશની પ્રગતિમાં એક પગલું આગળ ભરાયેલું જણાશે. "

### દત્ત તથા ઇલિયટનો સ્વર્ગવાસ

લૉર્ડ મિન્ટોને અપાયેલા ખાણા વખતેજ દીવાન રોમેશચંદ્ર દત્ત એકાએક માંદા પડી ગયા અને ૩૦મી નવેમ્બરે ગુજરી ગયા. એ ઉલ્લેખ ઉપર આવી ગયો છે.

દત્તને સયાજીરાવ પોતાના એક મિત્ર તરીકે ગણતા હતા તેથી તેમના ગુજરી જવાથી મહારાજાને એક મિત્રની, રાજ્યને એક હોંશિયાર દીવાનની તથા હિન્દુસ્તાનને એક અનુભવી દેશભક્ત નેતાની ખોટ પડી છે એમ તેઓ માનતા હતા.

૧૯૧૦ ના માર્ચમાં મહારાજા સયાજીરાવની સગીરાવસ્થામાં તેમને શિક્ષણ આપતા ગુરુ મિ. ઇલિયટ વિલાયતમાં ગુજરી ગયાની ખબર આવતાં તેઓ ખૂબ દુઃખિત થયા.

## જાપાન-અમેરિકા તરફ

તા. ૨૮ મી માર્ચ ૧૯૧૦ ના રોજ નાદુરસ્ત તબિયતના સુધારા માટે સયાજીરાવે વડોદરા છોડ્યું ને તા. ૩૦ મીએ મહારાજા, ઇંદિરારાજે તથા રાજદાક્તર દા. સુમંત બટુકરામ મહેતા સાથે જાપાન જવા 'ડેલ્ટા' સ્ટીમરમાં નીકળ્યા. સયાજીરાવ વડોદરામાં હોય ત્યારે મહારાજાને શોભે એવી રીતે રહેતા, પણ મુંબઈ છોડયા પછી તેઓ આદર્શ હિન્દી ગૃહસ્થને શોભે એવી છૂટથી બધા સાથે હળીમળીને રહેતા. કોલંબો થઈ પેનાંગ થઈ સયાજીરાવ હોંગકોંગ, મેકાઓ, કેન્ટન, શાંઘાઈ ગયા ને ત્યાંથી જાપાન ગયા.

## દૂર પૂર્વમાં અપૂર્વ સ્વાગત

આ પ્રવાસનો ઉલ્લેખ કરતાં દા. સુમન્તના પત્ની શ્રી. શારદા મહેતા 'જીવન સંભારણા'માં ( પૃ. ૯૩ ) લખે છે કેઃ—

" મહારાજા શેંગહાઈ હોન્કોન્ગ, વગેરે સ્થળે જ્યારે ગયા ત્યારે ત્યાંની પ્રજાએ તેમનું અપૂર્વ સ્વાગત કર્યું હતું. એ વર્ષોમાં મહારાજાની દરેક રીતે ખૂબ ચડતી કળા હતી. વડોદરા રાજ્યમાં ખૂબ સારા સુધારા દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો. શ્રી. રમેશચંદ્ર

દત્ત જેવા દીવાનની સહાયતાથી મફત અને ફરજ્યાત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવામાં આવ્યું હતું. ગામ પંચાયતોનો આરંભ થઈ ગયો હતો, વેપાર ઉદ્યોગને ખીલવવામાં રાજ્યે ખૂબ સારી મદદ આપવાની શરૂઆત કરી હતી, ન્યાય તથા મુલકી ખાતાં જુદાં ચાલતાં હતાં. આ પ્રમાણે સર્વત્ર પ્રજાની પ્રગતિ તરફ ધ્યાન આપીને એક રાષ્ટ્રપતિને યોગ્ય રાજનીતિનું ધોરણ રાખ્યું હતું, અને ભારતવર્ષને એક દષ્ટાંત આપે એવા ધારાધોરણ કરવાની ઇચ્છા હતી ! બ્રિટિશ સલ્તનતની ત્રુટીઓ પૂરી સમજ્યા હતા અને એ સલ્તનતથી દબાઈ ન જવાની ઇચ્છા ધરાવતા હતા. "

" આ બધાં કારણોને લીધે સુધરેલા જગતમાં શ્રી. મહારાજા ગાયકવાડની કીર્તિ ખૂબ ફેલાયેલી હતી. તેથી જ ભારતવર્ષના એક અગ્રગણ્ય મહારાજા, તથા એક મહાન શહેરી તરીકે દરેક સ્થળે એમને જે માન મળ્યું તે અદ્દ્ભુત હતું....હોન્કોન્ગમાં હિન્દુસ્થાની વેપારીઓ પુષ્કળ સંખ્યામાં છે. શેંગહાઈમાં પણ ખૂબ જ છે. આ બે સ્થળે એ વેપારીઓએ ભવ્ય સ્વાગતના મેળાવડા કર્યા, અને આખા દેશમાં મહારાજાની જ્વલંત કીર્તિનો ખ્યાલ આપ્યો. "

શાન્ધાઈથી નીકળી સયાજીરાવ નાગાસાકી ( જાપાન ) પહોંચ્યા. ત્યાંના મેયરની આગેવાની નીચે એક ડેપ્યુટેશન સયાજીરાવની મુલાકાતે આવ્યું. જોવા જેવાં સ્થળોની મુલાકાત લઈ કોબે થઈ યોકોહામા તા. ૧ લી મે એ આવ્યા. ત્યાં તેમનું સ્વાગત કરવા 'ઇન્ડોજાપાનીઝ એસોસિએશન ' નું ડેપ્યુટેશન આવ્યું હતું તથા યોકોહામામાં રહેતા હિન્દી વેપારીઓ પણ સ્વાગત કરવા આવ્યા. બીજે દિવસે કામાકુરાની મુલાકાતે જઈ ત્યાંના બુદ્ધમંદિરોની મુલાકાત લીધી. એક મંદિરમાં તો ૪૯ ફૂટ ઊંચી મૂર્તિ હતી. એનોશીમાની ગુફાઓ તથા સૃષ્ટિસૌંદર્ય જોઈ મિયાનોશીટા થઈ

સયાજીરાવ તથા તેમની મંડળી કીયેટો ગઈ. ત્યાંથી હોડકુના ઉતાવળે જતાં વહેણ જોયાં અને નાગોયાનું પ્રદર્શન જોયું. તા. ૧૪ મી મે એ જાપાનની રાજધાની ટોકિયો જઈ શાહી મહેમાન બન્યા ને સરકારી તેમ પ્રજાના નામાંકિત આગેવાનોની આગતા-સ્વાગતાનું કેન્દ્ર થયા. બ્રિટિશ એલચી, શાહજાદાઓ, વડા પ્રધાન, તથા પરદેશ મંત્રીને મળ્યા અને તા. ૨૧ મી મે એ તેમને ઇન્ડો જાપાનીઝ એસોસિયેશને સુપ્રસિદ્ધ કાઉંટ ઓકુમાના અધ્યક્ષપણા નીચે માનપત્ર આપ્યું. આ માનપત્રમાં મહારાજાના સુધરેલા રાજ્યશાસનને અંજલિ અર્પવામાં આવી હતી. તેના જવાબમાં સયાજીરાવે જાપાને કરેલી આશ્ચર્યજનક પ્રગતિ તથા દુનિયામાં મેળવેલા ઉચ્ચ સ્થાનને અનુલક્ષીને જણાવ્યું કે:—

"તમારામાં વિચારો ગ્રહણ કરી તેમને પચાવવાની અને સંજોગોને તમારે માટે અનુકૂળ કરી દેવાની અજબ શક્તિ મને દેખાય છે. ઉદાર મનથી અને ખુલ્લા દિલથી જે પરદેશી રિવાજ તમારો ઉદ્દેશ સાધશે એમ તમને લાગે છે તે તમે તરત સ્વીકારો છો...તમારે ત્યાં જીવનના દરેક ક્ષેત્રમાં રોજરોજ નવીન શોધ અને ખોળ થાય છે. તમે તમારી સંસ્થાઓ તથા રિવાજોને વિચારપૂર્વક બીજા દેશોની સંસ્થાઓ ને રિવાજો સાથે સરખાવી તેમની કસોટી કાઢો છો...વિવેકબુદ્ધિથી ને સારાસારનો વિચાર કરી તમે પસંદગી કરવામાં ખરી બુદ્ધિ વાપરી છે અને નવા વિચાર અને નવા માર્ગોને તમે નિર્ભય રીતે અને કોઈ જાતનો પૂર્વગ્રહ રાખ્યા વિના તપાસ્યા છે. પોતાના દેશનું કલ્યાણ ઇચ્છનારો દરેક દેશાભિમાની પુરુષ આખા જગતમાંથી પોતાના દેશને લાભ થાય એવી જ વસ્તુઓ આજ ભાવનાથી શોધે છે. તે ભાવનાએ કોમ ને જાતનાં વિઘ્નો તોડી નાંખ્યાં છે. તેણે વિશાળ સર્વવ્યાપક અને સહિષ્ણુતાવાળો જુસ્સો પેદા કર્યો છે."

" તમારામાં સંપ તથા ઐક્તા છે. અહીંનો દરેક વતની એક જ ધર્મથી ને એક સર્વવ્યાપક કારણ—તેના પોતાના દેશના સ્વાર્થની સિદ્ધિથી પ્રેરાયેલો દેખાય છે. હિન્દમાં તો ન્યાત, પંથ, ધર્મ અને ભાષાભેદને લીધે પ્રજાના એટલા બધા ભાગ પડી ગયા છે કે તેમાં તો સંધ કે એકતાનાં દર્શન થતાં જ નથી. હિન્દમાંથી અમે આ અંતરાયો દૂર ન કરીએ, ખાસ કરીને સૌથી મોટું અનિષ્ટ જે ન્યાત છે તે દૂર ન કરીએ ત્યાં સુધી પ્રગતિ અશક્ય છે...તમારા દેશમાં બૌદ્ધ ધર્મે તેનાં સુંદર પુષ્પો ખીલવ્યાં છે. જાપાનમાં નીતિની ભાવના એવી જાગૃત બની છે કે તેમાં અજબ શક્તિ દેખાય છે ને તે તમામ રીતે વખાણને પાત્ર છે. તોપણ એટલું કહેવાની જરૂર છે કે એકલા બૌદ્ધધર્મની નહિ પણ બૌદ્ધધર્મની કલમ અહીંના સ્થાનિક ' શિંટો ' ધર્મ ( વીરપૂજા ધર્મ ) ઉપર કરવામાં આવી તેથી જ જાપાનનું માનસ આટલું ઉદાર અને સહિષ્ણુ બન્યું છે. "

" તમારામાં શિસ્ત છે ને સત્તાને માટે માન છે...અને તો એમ લાગે છે કે જે વસ્તુને તત્ત્વજ્ઞાનીઓ 'પ્રજાની સામાન્ય ઇચ્છા' કહે છે તે પ્રસિદ્ધ કરવાની ખૂબી જાપાનને જડી છે. ઉચ્ચ આદર્શની સિદ્ધિ માટે તમારા નાગરિકો પોતાની તાત્કાલિક વૃત્તિઓનો રોધ કરી શકે છે. આ પ્રમાણે જાપાનનો દરેક વતની જે એકત્ર જીવન ખીલવી શકે છે તે ઉચ્ચ આત્માનો વિકાસ પણ કરે છે. "

" તમારું દેશાભિમાન ઊંડું છે તેમ તમારા રાજા અને તેના પૂર્વજો તરફનો તમારો પ્રેમ ભારે છે. તે પૂર્વજોને તમે આખી પ્રજાના પૂર્વજો ગણો છો. એટલે આખી પ્રજા જાણે એક કુટુંબ હોય એવી વિચારશ્રેણી તે છે. આખા રાજ્યમાં આ કુટુંબના સંબંધની ભાવના મજબૂત, સારી ને કુદરતી મનાય છે. તમે તમારી રીત પ્રમાણે આખા જગતના તત્વવેત્તાઓને આજ સુધી જે પ્રશ્નો-

એ ગૂંચવ્યા છે તેનો ઉકેલ કર્યો છે. કુટુંબ અને રાજ્ય એ બન્નેના સ્વાર્થનું પરસ્પર ઘર્ષણ થાય તેને બદલે તે બન્નેના સ્વાર્થ એકજ ગણાય એવી ખૂબીથી તમે એ સંબંધનો નિર્ણય કર્યો છે. તમારે મન રાજ્ય એ એક મોટું કુટુંબ છે અને દેશ એક મોટું વિશાળ ઘર છે. ગૃહસ્થો, તમારે માટે સૌથી સરસ શુભ લાગણી જો હું બતાવું તો તે એકજ છે કે આ ભાવના તમારામાં હમેશાં રહો, અર્વાચીન જીવનમાં જે કંકાસ, હરીફાઈ ચાલી રહ્યાં છે તે પૂરી થયા પછી પણ તે ભાવના જીવતી રહો અને જે દેશમાં આજે બધા વતનીઓ ભાઈ તરીકે રહે છે તે દેશ કાલે સવારે એવું સાબિત કરી આપવાને શક્તિમાન થાઓ કે આખી પૃથ્વીના માણસો પણ ભાઈઓજ છે."

બીજે દિવસે સવારે કાઉન્ટ ઓકુમાનું સ્વાગત સ્વીકારી સાંજના બેરન તાકાહાશીએ જાપાનબેંક કલબમાં સયાજીરાવના માનમાં ગોઠવેલા ભોજન સમારંભમા તેમણે ભાગ લીધો.

તા. ૨૩મી મે ૧૯૧૦ના રોજ સયાજીરાવ, ચિમણાબાઈ તથા ઇંદિરારાજે જાપાનના શહેનશાહ તથા શહેનશાહબાનુની મુલાકાતે ગયાં. સયાજીરાવની બ્રિટિશ એલચીએ શહેનશાહને ઓળખાણ આપી. મહારાણી તથા રાજપુત્રીનો પરિચય એલચીના પત્નીએ શહેનશાહબાનુને આપ્યો. સાંજે મહારાજા સયાજીરાવે બ્રિટિશ એલચી ખાતામાં ખાણું આપ્યું. તા. ૨૪મીએ યોકોહામાના હિન્દી વેપારીઓએ તેમને માનપત્ર આપી તેમના માનમાં જમણ આપ્યું.

આમ જાપાનમાં કોઈ પણ બીજા હિન્દી રાજવીને મળી શક્યું નથી એવું માન જાપાનીઓ તથા હિન્દીઓ તરફથી સયાજીરાવને મળ્યું, તેનું કારણ ફક્ત તેમની અખિલ ભારતીય કીર્તિ તથા સુશાસન હતાં.

જાપાનમાં સયાજીરાવ આશરે દોઢેક માસ રહ્યા. એક પ્રસંગે સયાજીરાવ કિયેટોમાં એક વિશાળ બુદ્ધ મંદિરમાં ગયા હતા, ત્યાંથી પ્રેરણા પામી તેમણે વડોદરા શહેરમાં જ્યુબિલી બાગમાં નજરે પડતું ભવ્ય બુદ્ધનું બાવલું તૈયાર કરાવ્યું, જે ૧૯૧૦ના ડિસેમ્બરમાં તેમણે જ્યુબિલી બાગમાં ખુલ્લું મૂક્યું હતું. તે વખતે મહારાજા સયાજીરાવ માટે દેશમાં કેટલી લાગણી હતી તે ઉપર અજવાળું પાડતાં દા. સુમન્ત મહેતાએ સયાજીરાવના રાજ્યારોહણના સુવર્ણ—મહોત્સવના સ્મારકમાં 'નવગુજરાતે' પ્રગટ કરેલા ખાસ અંકમાં જણાવ્યું છે કેઃ—

"૧૯૧૦ સાલમાં અમે જાપાનમાં હતા અને ત્યાં સાંભળ્યું કે ઈંગ્લંડના સમ્રાટ એડવર્ડ મરણ પામ્યા છે. સૌ. મહારાણીશ્રીની સાથે એક અંગ્રેજ બાઈ હતી. તેણે આ વાત સાંભળી રડવા માંડ્યું. આ બાઈ જેણે એમને જોયા પણ નહિ હોય તે છતાં રડી, તે બાબત અમારે ચર્ચા થઈ; તે વખતે મહારાજાશ્રીએ કહ્યું કે રાજા તરફ પ્રેમ એ રાષ્ટ્રીય પ્રેમનો એક ભાગ છે. મારે માટે કોઈ રડશે ખરું? આ પ્રશ્નનો જવાબ તે વખતે તો ઘણો સહેલો હતો; કારણ કે એમની પ્રતિષ્ઠા તથા ગૌરવ ખૂબ જામ્યા હતાં."

'મહારાણી ચિમણાબાઈ વિશે સંસ્મરણો' લખતાં એ જ વર્તમાનપત્રે સયાજીરાવના રાજ્યારોહણના હીરક મહોત્સવના સ્મરણાર્થે પ્રગટ કરેલા ખાસ અંકમાં આ મુસાફરીને ઉલ્લેખીને દા. સુમન્ત મહેતાએ જણાવ્યું છે કેઃ—

"૧૯૧૦ માં હું રાજકુટુંબનો દાક્તર થયો અને તરત જ અમે સિલોન, ચીન, જાપાન, અમેરિકા, યુરોપ, આફ્રિકાની પૃથ્વી પ્રદક્ષિણા માટે નીકળ્યા. મારા વડીલો અને મિત્રોએ વારંવાર મને સલાહ આપેલી કે મારે મહારાણી સાહેબા સાથે ઘણો પરિચય-

સાધવો નહીં અને રાજપુત્રી ઇન્દિરા રાજે સાથે બોલવું નહીં. થયું તેનાથી ઊંધું. આખો દિવસ સાથે રહેવું, સાથે જમવું, સાથે રમવું અને ફરવું, જુદા જુદા દેશોના રિવાજોની તથા પ્રગતિના માર્ગોની ચર્ચા કરવી, વડોદરા માટે શું શું કરવું તેની ચર્ચા કલાકો સુધી ચાલતી. અમારી પાસે દરેક દેશની ઉન્નતિ અને પ્રગતિની મીમાંસા કરતાં પુસ્તકો આવતાં. દરેક દેશના પ્રખ્યાત આગેવાનો સાથે ચર્ચા થતી. હું કેળવણી તથા સામાજિક સુધારાનો ઘણો હિમાયતી હતો તેમાંથી રાજકીય દિશામાં પલટાયો અને એ દિશાફેર કરવાનું માન હું મહારાણી સાહેબને આપું છું એ **મારા રાજમાતા હતાં અને અનાયાસે ગુરુ પણ થયાં.** × × ×

" એક વાત યાદ આવે છે તે જણાવું છું કે જ્યારે રાજ-દંપતી કેનેડામાં ગયાં ત્યારે ત્યાં મજૂરી કરતા શિખોએ મોટી સભા ગુરુદ્વારમાં ભરી અને તેમાં મહારાણીશ્રીને વર્તમાન ઝાસીના મહારાણી લક્ષ્મીબાઈની ઉપમા આપી હતી. લંડનમા લૉર્ડ મોર્લી હિન્દી વજીર હતા તે પોતાની ડાયરીમાં લખી ગયા છે કે મહારાણી સાહેબના વિચારો ઉદ્દામ છે."

## અમેરિકામાં

ટોકિયોથી સયાજીરાવ ૧ લી જૂન ૧૯૧૦ ના રોજ યોકોહામા, હોનોલુલુ થઈ સાનફ્રાંન્સિસ્કો (અમેરિકા) ગયા. ત્યાંથી સીટલ, વેન્કૂવર, બાફ વગેરે થઈ કેનેડા તથા યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે આવેલાં સુંદર સરોવરો જોઈ ટોરંટો ગયા. નાયગરાના ધોધ જોઈ ન્યુયોર્ક જોઈ તા. ૧૩ મી જુલાઈએ લંડન જવા ઉપડયા. ઈંગ્લંડમાં શાંત જીવન ગાળી, નિવૃત્ત થતા તથા નવા આવતા હિન્દી વજીર લૉર્ડ મોર્લી તથા લૉર્ડ ક્રુને મળી, ના. શહેનશાહ જ્યોર્જ ૫ મા તથા શહેનશાહ-

-બાનુ મેરીને સયાજીરાવ મળવા ગયા. બાદ પૅરિસ જઈ, ત્યાંથી માર્સાઈ (Marseilles) આવી 'ઈજીપ્ત' સ્ટીમર મારફત તા. ૨૭ ડિસેમ્બરે નીકળી તા. ૧૯ મીએ વડોદરે આવ્યા.

## કડવો અનુભવ

સાન્ફ્રાન્સિસ્કોમાં વર્તમાનપત્રોના પ્રતિનિધિઓએ તેમને ઘેરો ઘાલ્યો હતો અને ગમે તેવા પ્રશ્નો પૂછી અમેરિકન 'પ્રેસ' તરફ જરા અણગમો પેદા કર્યો હતો. ન્યુ યોર્કમાં સયાજીરાવ વગેરે જાણે 'જિપ્સી' હોય એમ સમજી કેટલીક અમેરિકન સ્ત્રીઓએ તેમનો હાથસામાન અડકાવાની બીકે પોતાના ઘાઘરા બાજૂએ કર્યા હતા. ચિમણાબાઈ ગાયકવાડને અમેરિકન સ્ત્રીઓની રીતભાતથી આઘાત લાગ્યો હતો. તેમને અમેરિકન સ્ત્રીઓમાં સ્ત્રીભાવ દર્શાવતું કપડાં સિવાય બીજું કાંઈ ચિન્હ જણાયું નહીં. તેમને પૂછાયેલા કેટલાક પ્રશ્નોથી તે ચીડાયાં હતાં. કેટલીક સ્ત્રીઓએ તેમને પૂછેલું કે તમે ઈસ્ટ ઇન્ડિયન છો, વેસ્ટ ઇન્ડિયન છો કે અમેરિકન ઇન્ડિયન છો. કેટલીકે પૂછ્યું કે વડોદરા મુંબાઈમાં આવ્યું કે મુંબાઈ વડોદરામાં આવ્યું ? ચિમણાબાઈએ જણાવ્યું છે કેઃ—

"તેઓ (સ્ત્રીઓ) હલકટ છે. નહિ તો તેઓ જેમ કોઈ સર્કસની પરેડમાં વાઘ તરફ ટીકી ટીકીને જુએ તેમ રસ્તામાં મારા તરફ શા માટે જુએ ? તેઓ જે કપડાં પહેરે છે તે કરતાં હું બુદ્ધિને વધારે ગમે એવાં જુદા પ્રકારનાં કપડાં પહેરું એટલા માટેજ તેઓ આમ જુએ છે ને ?"

## 'હિન્દના રૂઝવેલ્ટ' સયાજીરાવ

આખું અમેરિકા આવું નહતું અને ન્યુયોર્કના 'ડેલી ટેલિગ્રાફે' સયાજીરાવને 'હિન્દના રૂઝવેલ્ટ' તરીકે ઓળખાવી તેમને માન

આપ્યું હતું. અમેરિકાનાં કેટલાંક વર્તમાનપત્રોએ રાજદંપતીને છાજે એવા શબ્દોમાં તેમનું મીઠી ભાષામાં વર્ણન કર્યું હતું.

## તરેહવાર ગપ્પાં

જાપાન–અમેરિકાની મુસાફરીની કીર્તિ લંડન પહોંચતાં સયાજીરાવ ત્યાં આવ્યા પછી ગપ્પાં મારતાં વર્તમાનપત્રોમાં તરેહ તરેહવાર વાતો આવવા લાગી. સયાજીરાવ ઇન્ગ્લાંડના રાજાને દરબારી મુલાકાત આપવા આવ્યા છે તથા તેમને માટે ખૂબ કિંમતી ભેટો લાવ્યા છે, વડોદરાની હવામાં સહેલાઈથી ઠંડો ન રહી શકે એવો રાજમહેલ તેમણે વીજળીથી ગરમ બનાવ્યો છે, સોનાના રથમાં તેઓ ફરે છે, નક્કર સોનાના પલંગમાં સુવે છે, કરોડો રૂપિયાનો કંઠો ઘાલે છે વગેરે કાંઈક પાયાદાર વાતો છતાં તેઓ એક શાણા તથા સમર્થ કુશળ રાજકારભારી છે એમ કહેવાયું હોત તો તેઓ વધારે ખુશી થાત. રિપોર્ટરો સયાજીરાવ સારી રીતે અંગ્રેજી બોલી જાણે છે એમ જાણતાં અચંબો દર્શાવતા અને તેમને સયાજીરાવ સમજાવતા કે હું સમ્રાટની દરબારી મુલાકાત લેવા આવ્યો નથી તેમ ખૂબ કિંમતી ભેટો લાવ્યો નથી તેમ હિન્દી વજીરની સલાહ લેવા આવ્યો નથી વગેરે.

## રણોલીનો પડઘો

હિન્દ આવ્યા પછી સયાજીરાવ ૧૯૧૧ ના જાન્યુઆરીમાં કાઠિયાવાડમાં અમરેલી પ્રાંતમાં ફરી આવ્યા અને તા. ૨૬ મી ફેબ્રુઆરીએ રણોલીમાં આર્યસમાજની એક પરિષદના પ્રમુખપદે બિરાજ્યા. આ અરસામાં આર્યસમાજ રાજદ્રોહી પ્રવૃત્તિઓમાં પડયો છે એવો શક હિન્દમાં રહેતા ગોરા રહેવાસીઓને આવવા લાગ્યો હતો તેથી સયાજીરાવે આ પરિષદનું પ્રમુખસ્થાન લેવા માટે ગોરો પ્રજામત તેમની વિરુદ્ધ બન્યો. સયાજીરાવ એ વાતથી અજ્ઞાત રહ્યા.

## રાજ્યાભિષેક જોયો

સમ્રાટ જ્યોર્જ પાંચમાના રાજ્યાભિષેકનો સમારંભ મે મહિનામાં થવાનો હોવાથી સયાજીરાવ ફરીથી યુરોપની મુસાફરીએ તા. ૧૯ મી એપ્રિલે નીકળ્યા. મહારાજા સયાજીરાવે આ વખતે ' સ્ટાર ઑવ ઇન્ડિયા 'ના સળંગ ઝભ્ભા સાદા હિન્દી પોશાક ઉપર પહેર્યા હતા. બીજે દિવસે રાજ્યાભિષેક સરઘસના હિન્દી વિભાગમાં તેમણે ભાગ લીધો. ત્રીજે દિવસે સાઉથેમ્પ્ટનમાં થનારા ' દરિયાઈ દળ ' નું ' રિવ્યુ ' તથા યુદ્ધ જહાજોની ભવ્ય રોશણાઈ જોવા ગયા. આ સિવાય બીજા સમારંભોમાં તેમણે ભાગ લીધો હતો. રાજાએ ' કોરોનેશન મેડલો ' જાતે હિન્દી રાજ્યકર્તાઓને રાજમહેલમાં આપ્યા ત્યારે ત્યાં પણ તેઓ ગયા હતા.

જુલાઈમાં તેઓ ' યુનિવર્સલ રેસ કોન્ગ્રેસ ' ( જાગતિક માનવવંશ પરિષદ )ના પ્રમુખપદે બિરાજ્યા હતા. સર કૃષ્ણ ગોવિન્દ ગુપ્ત કે જે હિન્દી વજીરની કાઉન્સિલના પહેલા હિન્દી સભાસદ તરીકે નિમાયા હતા તેમને ' કે. સી. એસ. આઇ 'નો ખિતાબ મળવા માટે અભિનંદન આપવા યોજાયેલા મેળાવડાનું પ્રમુખસ્થાન સયાજીરાવે લીધું. તે વખતે ભાષણ કરતાં સયાજીરાવે પોતે જેમ એક અંગ્રેજને દીવાન નીમ્યા હતા તેમ બ્રિટિશ સત્તાવાળા પણ હિન્દીઓની લાયકાતની વધુ કદર કરે એવી વિનંતિ કરી હતી. બાદ તેઓ સ્કોટલન્ડ તથા આયર્લૅન્ડ ગયા અને નવેમ્બરમાં હિન્દ પાછા ફર્યા હતા. બાદ તા. ૨૩ મી નવેમ્બરે, ડિસેમ્બરમાં ના. સમ્રાટના રાજ્યારોહણના દિલ્લીમાં ભરાનારા શાહી દરબારમાં ભાગ લેવા માટે, તેઓ દિલ્લી ગયા.

## ૧૯૧૧-૧૨નો દુકાળ

દુકાળ પડયો. કડી પ્રાન્તમાં પાંચ વર્ષની સરેરાશ લેતાં વરસાદ ચોથા ભાગનો થયો. અમરેલી પ્રાંતમાં પણ તેવી જ સ્થિતિ હતી. વિસનગર, સિદ્ધપુર જેવા તાલુકામાં ફક્ત ત્રણ ઇંચ વરસાદ પડયો જ્યારે ઓખામંડળ અને બેટમાં આશરે બે ઇંચ વરસાદ થયો. વડોદરા તથા નવસારી પ્રાંતમાં હમેશ કરતાં નીમે વરસાદ પડયો. કડી પ્રાંતમાં ઓગસ્ટ મહિનાથી ઘાસચારાનો દુકાળ પડયો. તેથી સપ્ટેમ્બરમાં કાઉન્સિલે બીડ તથા ખરાબાની ઘાસહરાજી બંધ રાખી તે ઢોરને ચરવા ખુલ્લાં મુકયાં, તેમ રાજ્યના રિઝર્વ નહિં ઠરાવેલાં જંગલો મફત ચરવા ખુલ્લાં મુકાયાં. જમીન મહેસૂલ તથા તગાવીની પાછલી બાકી તથા મહેસૂલના માગણામાં ઉદાર તહકુબી જાહેર કરવામાં આવી, તગાવી આપવામાં આવી, પીવાના પાણીનું સાધન કરવા કેટલાંક પગલાં લેવામાં આવ્યાં, ઢોરને ઘાસચારાના દુકાળથી બચાવવા ઘાસ પૂરું પાડવા માટે સોંઘું ઘાસ વેચવા તજવીજ થઈ, ને તેથી કડી પ્રાંતના ખેડૂતોને કેટલીક રાહત મળી. રેલવે ડબ્બાના દુકાળને લીધે ઘાસ નવસારી પ્રાંતમાંથી કડી પ્રાંતમાં પહોંચાડવામાં ખૂબ અગવડ વેઠવી પડી.

કડી તથા અમરેલીના ઘણાં ઢોર નર્મદા તથા તાપીની પેલી પાર આવેલાં જંગલોમાં ચરવા ગયાં; તેમાંના ઘણાં નવસારી પ્રાંતના જંગલી વિભાગના હવાપાણીને લીધે મરવા માંડયાં. લાખ ઉપરાંત ઢોર આમ વાજપુર તરફ ગયાં હશે ને ત્યાંની ખરાબ હવાને લીધે રબારીઓ આગળ વધી ન શકયા. કેટલાક રબારી તાઢિયા તાવથી માંદા પડયા ને ઢોર જંગલમાં મૂકી બાકીના નાસી ગયા. સોનગઢ તરફના ઢોરની સ્થિતિ પણ ઓક્ટોબર ઊતરવા લાગતાં ઘણી બગડી ને દરરોજ સેંકડો ઢોર મરી ગયાં. ઢોરછાવણીઓ ઊભી કરી તથા વારંવાર બદલી બાકી રહેલાં ઢોર બચાવવા પ્રયત્ન કરવામાં આવ્યો. વ્યારા તાલુકાની હવા પણ ઢોરને ભયંકર લાગી ને આમ

એકંદરે ઢોર મૃત્યુનું પ્રમાણ બહુ વધ્યું. તે ઉપરથી એમ સાબિત થયું કે જંગલમાં ઢોર લઈ જવા કરતાં ઢોર જ્યાં હોય ત્યાં તેમને ઘાસ પહોંચાડી વધારે પ્રમાણમાં જિવાડવાં વધારે સારું છે. દુકાળ-શમનનાં રાહત કામો, ખેતીની જમીનને પાણી પાવાના કામો, મફત રાહત માટે ઠીક પ્રમાણમાં ખર્ચ કરવામાં આવ્યો હતો, તેમ ખાનગી સખાવતોને લીધે પણ કેટલીક રાહત મળી હતી. આ દુકાળમાં માણસને જિવાડવા માટે ખાસ અડચણ આવી ન હતી, પણ ઢોરને જિવાડવાનો પ્રશ્ન મુંઝવણભર્યો માલમ પડ્યો હતો.

કડી તથા અમરેલી પ્રાંતમાં દુકાળ હોવાથી સયાજીરાવ એ પ્રાંતોમાં ૧૯૧૨ની શરૂઆતમાં ફરવા ગયા. એ વખતે તેઓ ભાવનગર રાજ્યના આમંત્રણને માન આપી ત્યાં ગયા હતા. આ દુકાળના અનુભવને લીધે દુકાળમાં ઢોરને બચાવવા માટે શું કરવું જોઈએ તે સંબંધે અનુભવથી કેટલાક બોધપાઠ સરકારને મળ્યા ને તેને અનુસરીને ભવિષ્યમાં વર્તવા સંબંધે કેટલાક ફેરફાર દુકાળશમન નીતિના અમલમાં થયા.

---






શ્રી મહારાજા સયાજીરાવના વચલા ચાર દીવાન

# પ્રકરણ ૧૧મું

## ફરજિયાત કેળવણી તથા પુસ્તકાલયો

મહારાજા સયાજીરાવને ૧૮૮૧ની આખરે પૂર્ણ રાજ્યાધિકાર મળ્યો ત્યારથી ૧૮૯૫ સુધીના પ્રયોગયુગમાં તેમણે સુરાજ્યના જે અનેક સફળ અખતરાઓ કર્યાં તે ઘણે ભાગે સફળ થયા. ૧૮૯૫ થી તે ૧૯૧૧ ના દિલ્હી દરબારના દુ:ખદ પ્રસંગ સુધી તેમની પરિપક્વતાએ પહોંચેલી કારકિર્દીમાં અખતરાઓનો વિસ્તાર થયો અને તેમને કાયમનું સ્વરૂપ મળ્યું. એ કાર્યમાં મહારાજાને મુખ્યત્વે રોમેશચંદ્ર દત્તનો હાર્દિક સહકાર મળ્યો હતો.

મહારાજા સયાજીરાવની કારકિર્દીના સુધારાઓમાં મફત તથા ફરજિયાત પ્રાથમિક કેળવણી પ્રથમ સ્થાન લેશે. આખા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવાનો ૧૯૦૬ માં થયેલો હુકમ ખાસ ધ્યાન ખેંચે છે.

### ફરજિયાત કેળવણીની પ્રેરણા

આ યોજનાની પ્રેરણા ૧૮૮૭ માં સયાજીરાવ વિલાયત ગયા ત્યારે પાર્લામેન્ટની પદ્ધતિના બ્રિટિશ લોકશાસનને સફળ કરવા 'મતદારો' રૂપી 'masters'ને કેળવવા અમલમાં આવેલી ફરજિયાત કેળવણીની યોજનાથી મળી હતી. શિક્ષિત, શિસ્ત પાળનારી તથા સંયમી પ્રજા જ પ્રજાસત્તાક તંત્ર સફળતાપૂર્વક ચલાવી શકે છે એ જગજૂના સત્યના સયાજીરાવને દર્શન થયાં અને પ્રજાના સહકારથી કલ્યાણકારક ઉત્તમ શાસન ચલાવવાની તેમની મહેચ્છાઓ

પાર પાડવા સારુ જરૂરી સહકાર માટે પ્રજાની સાર્વત્રિક કેળવણી એ જ ઉત્તમ સાધન છે એવી તેમને ખાત્રી થઈ.

## અમરેલી તાલુકામાં પ્રયોગ

સન ૧૮૮૫ થી જ તેમણે કેળવણીના પ્રસાર માટે ઉદાર યોજના અમલમાં મૂકવા માંડી હતી. તેને યુરોપના પહેલા પ્રવાસથી વેગ મળ્યો અને મફત ફરજિયાત પ્રાથમિક કેળવણીનો અખતરો ૧૮૯૨ માં અમરેલી તાલુકામાં શરૂ થયો. તે મુજબ ૭ થી ૧૨ વર્ષની ઉમર સુધીના છોકરાઓને તથા પડદો ન પાળતા વર્ગોની ૭ થી ૧૦ વર્ષની ઉમર સુધીની છોકરીઓને ફરજિયાત મફત કેળવણી શાળાઓમાં આપવાની હતી. એકસરખા ૧૦ દિવસ અથવા કોઈ પણ મહિનામાં ૧૫ દિવસ સુધી છોકરાં ગેરહાજર રહે તો તેમના વાલીને બે આના દંડ કરવાનું ધોરણ હતું. જે છોકરાં ઘેર ભણતાં હોય, જેમણે ફરજિયાત ત્રણ ધોરણ સુધીનો અભ્યાસ પૂરો કર્યો હોય, જેઓ શાળાથી એક માઈલથી વધારે દૂર ગામે વસતાં હોય અથવા મંદવાડને લીધે શાળામાં આવવા અશક્ત હોય, પડદો પાળનારા વર્ગની છોકરીઓ માટે ખાસ વ્યવસ્થા ન કરી હોય, ગરીબ ખેડૂતનો મગર હરીફરી ન શકે એવા ખેડૂતનો એકનો એક પુત્ર હોય, જેને ધાવણાં છોકરાંવાળી મા હોય, એમને ફરજિયાત કેળવણીમાંથી માફી આપવામાં આવી હતી. ફીની માફી હતી પરંતુ ફરજિયાત ઉમર પછી જે બાળકો ભણવા માગે તેમણે એક આનો માસિક ફી આપવાની હતી. ભીલ તથા કોળી જેવી મૂળ રહેવાસી જાતોનાં બાળકોને તો રાજ્યના ખર્ચે ચોપડીઓ તેમ સ્લેટ પેન પણ મફત મળતાં હતાં.

## પ્રાથમિક કેળવણીનો નિબંધ

અમરેલી તાલુકાનાં સર્વ ગામોમાં આવી ફરજિયાત શાળાઓ ઉત્તરોત્તર નીકળતાં ફરજિયાત વયનાં ઘણાંખરાં બાળકોને શિક્ષણ

મળ્યું. પરિણામ પણ સારાં આવતાં. સયાજીરાવે ૧૯૦૪ ના જુલાઈમાં ' પ્રાથમિક કેળવણીનો નિબંધ ' ' આજ્ઞાપત્રિકા 'માં પ્રસિદ્ધ કરાવ્યો. તે મુજબ સરકારની સવડ પ્રમાણે ઠરાવવામાં આવે તે તાલુકાઓમાં ફરજિયાત શાળા કાઢવામાં આવતાં ફરજિયાત પ્રાથમિક કેળવણી બાળકોને આપવાની હતી. તે કાયદા મુજબ ફરજિયાત ઉમર છોકરાઓ માટે ૬ થી ૧૪ અને છોકરીઓ માટે ૬ થી ૧૨ રાખવામાં આવી હતી. ચાર ધોરણ સુધી શિક્ષણ ફરજિયાત હતું. વાર્ષિક રૂ. ૧૫૦ થી ઓછી કમાણીવાળાં બાપ કે વાલીનાં છોકરાં, અમુક આકારથી ઓછું જમીન મહેસૂલ ભરનારા ખેડૂતનાં છોકરાં, મંદવાડ અગર કાયમની શારીરિક કે માનસિક ખોડને લીધે શિક્ષણ લેવા અસમર્થ હોય એવાં છોકરા, ઘરડાં અગર માંદાં માબાપના બિછાનાં પાસે જેમને ઘેર રહેવું પડતું હોય એવાં છોકરાં, શાળાથી એક માઈલ કરતાં વધારે દૂર રહેતાં છોકરાં, ફરજિયાત ધોરણો પૂરાં કરી ગયેલાં અથવા ઘેર તેટલું શિક્ષણ લીધેલાં છોકરાં, પડદો પાળતી છોકરીઓ તથા જે વર્ગોના છોકરાં માટે રાજ્ય તરફથી અલગ શાળાઓ કાઢવામાં આવી હોય તેવાં છોકરાં–એ બધાંને ફરજિયાત શિક્ષણની સંસ્થામાં હાજરી આપવાની ફરજમાંથી માફી આપવામાં આવી હતી. ફરજિયાત કેળવણીને પાત્ર બાળકોને શાળામાં ન મોકલનાર માબાપનો તથા વાલીનો છોકરાં શાળામાં મોકલતાં સુધી દર માસે એક રૂપિયો દંડ કરવાનું તથા અમુક પ્રમાણમાં અમુક પ્રકારની ગેરહાજરી માટે બાળકોના વાલીઓને દંડ કરવાનું પણ ઠર્યું હતું. મંદવાડ વગેરે કારણે બાળકોને રજા મળી શકતી.

## ફરજિયાતનો અમલ

આ કાયદો આખા રાજ્યમાં લાગુ કરવા માટેનું ધ્યેય રખાયું હતું તે મુજબ યોજનાનો વિચાર થયો. સને ૧૯૦૫–૦૬ માં હુકમ

થયો કે ચાલુ ૧૦૦ સરકારી પ્રાથમિક શાળા તથા ૧૦૦ પંચાયત શાળા ઉપરાંત બીજી નવી ગ્રામ્યશાળાઓ તદ્દન પછાત પ્રદેશ સિવાય રાજ્યમાં દરેક ગામડે કાઢવી; ગામડાંમાં પંચાયતો શાળા કાઢે તથા કસબામાં કેળવણી ખાતું કાઢે. આ શાળાઓ તા. ૧-૮-૧૯૦૬ થી કાઢવાની શરૂઆત થઈ. પહેલાં ત્રણ ધોરણમાં શિક્ષણ મફત આપવાનું હતું. ૧૯૦૬-૦૭ ના કારોબારી અહેવાલ પ્રમાણે ફરજિયાત વર્ષમાં ૧૯૦૬ માં ફેરફાર કરવામાં આવ્યો હતો અને છોકરા માટે ૭ થી ૧૨ અને છોકરી માટે ૭ થી ૧૦ની ઉંમર ઠરાવી હતી તથા ફક્ત ત્રણ ધોરણજ ફરજિયાત રખાયાં હતાં.

૧૯૦૭-૦૮ના રાજ્યના કારોબારી રિપોર્ટ પ્રમાણે તદ્દન ગરીબ વર્ગનાં બાળકોને સ્લેટ તથા ચોપડીઓ મફત અપાતી. ખેડૂતોની મોસમી જરૂરિયાતોને અનુકૂળ આવે એવા શાળાના વખત રાખવામાં આવતા, તથા તાલીમ પામેલા શિક્ષકો પૂરા પાડવા માટે ગોઠવણ કરવા ટ્રેઈનિંગ કોલેજોની પુનર્ઘટના કરવામાં આવી હતી. ૧૯૦૭-૦૮ આખરે રાજ્યના લગભગ દરેક ગામડે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવામાં આવી હતી. સયાજીરાવના રાજ્યાધિકારના રૌપ્ય મહોત્સવ વખતે ૧૯૦૭ના માર્ચમાં સયાજીરાવે તમામ પ્રાથમિક કેળવણી મફત આપવાનું જાહેર કર્યું હતું તે આપણે પ્રથમ જોઈ ગયા છીએ.

## કેળવણી કમિશન

૧૯૦૭-૦૮ આખર સુધીમાં ૪૨૬ છોકરાઓ માટે તથા ૨૫૦ છોકરીઓ માટે ત્રણ ધોરણ સુધીની ફરજિયાત કેળવણી માટે નવી શાળાઓ કાઢવામાં આવી હતી. આ શાળાઓ ચાલુ સરકારી શાળાઓ તથા ગ્રામ્યશાળાઓ ઉપરાંત હતી. આ ત્રણ પ્રકારની શાળાઓનો ભેદ રાખવો કે કેમ, તથા સર્વ પ્રાથમિક શાળાઓને એકજ વ્યવસ્થા નીચે મૂકવી કે કેમ, અને જો તેનો વહીવટ

પંચાયતો પાસે કરાવવાનો હોય તો શાળાની તપાસણી કરનાર મહેકમ પંચાયતોના તાબામાં રાખવું કે કેમ, ફરજિયાત કેળવણી ત્રણ ધોરણને બદલે ચાર ધોરણ અથવા તે ઉપરાંતના ધોરણ સુધી ઠરાવવી કે કેમ એવા પ્રશ્ન સરકારે નીમેલા કેળવણી કમિશન રૂબરૂ તપાસ તથા ભલામણ માટે રજૂ થયા હતા. કમિશને પડેલા પુરાવા ઉપરથી અભિપ્રાય આપ્યો કે કેળવણી ફરજિયાત આપવાનું ધોરણ ઠીક પ્રમાણમાં સફળ થયું છે તેથી તેને ચીવટાઈથી વળગી રહી તદ્દન પછાત પ્રદેશમાં પણ તેનો વિસ્તાર કરવો જોઇએ, ફરજિયાત કેળવણી ત્રણને બદલે ચાર ધોરણ સુધી આપવી જોઈએ, છોકરીઓને ૧૦ ને બદલે ૧૧ વર્ષ પૂરાં થતાં સુધી ફરજિયાત વયમાં ગણવી જોઈએ વગેરે. આ ભલામણો મંજૂર રહી હતી. જે શાળાઓ ગ્રામ્યશાળાઓ ગણાઈ કેળવણી ખાતા તરફથી તપાસાતી તથા પરીક્ષા લેવાતી તે શાળાઓ તા. ૧–૮–૧૯૧૦થી પૂર્ણ રીતે કેળવણી ખાતાના કારોબાર નીચે મૂકાઈ. આમ ગ્રામ્યશાળા તથા સરકારી શાળાઓ વચ્ચેનો ભેદ દૂર થયો, અને પંચાયતોનો પ્રાથમિક કેળવણી સાથેનો સીધો સંબંધ બંધ પડયો.

### કડક અમલ માટે

તા. ૧૫ મી ડિસેમ્બર ૧૯૧૦ ના રોજ, ત્યાં સુધીના ફરજિયાત કેળવણી સંબંધે ધોરણો એકત્ર કરી તથા જરૂરી ફેરફાર કરી, 'ફરજિયાત કેળવણીનો નિબંધ' પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો, તે મુજબ ફરજિયાત વય છોકરાઓ તથા છોકરીઓ માટે ફરીથી ૬ વર્ષની ઉંમરથી ગણવાનું ઠર્યું, તથા શાળામાં દાખલ કર્યા પછી ગેરહાજર રહેનાર છોકરાંના માબાપોનો દંડ કરવાનું ધોરણ કડક બનાવવામાં આવ્યું.

## છેલ્લો ફરજિયાત કાયદો

આ કાયદાનો અમલ ૧૯૨૬ સુધી વખતોવખત થયેલા ફેરફાર સાથે થઈ તેમાં સુધારા વધારા કરી તા. ૨૬–૮–૧૯૨૬ થી નવો ' ફરજિયાત કેળવણી સંબંધી નિબંધ ' પ્રસિદ્ધ કરવામાં આવ્યો. તે મુજબ છોકરાઓ માટે ફરજિયાત ઉમર ૭ થી ૧૪ તથા છોકરીઓ માટે ૭ થી ૧૨ ઠરાવવામાં આવી, તથા મારીના ધોરણમાં જાતે પોતાનો નિર્વાહ કરવાની ફરજમાં-મૂકાયેલાં બાળકો, ૭ માસ કરતાં વધારે મુદત માટે પરહદમાં ગયેલાં બાળકો, મા અગર બાપ ગુજરી જવાથી પોતાનાં નાનાં ભાંડુઓની સંભાળ લેવા માટે તથા રસોઈ કરવા માટે ઘેર રાખવાની જરૂર પડે એવાં બાળકો, વિધવાને મજૂરી કરવામાં મદદ રૂપ થતાં એકના એક સંતાનો એટલાં પ્રકારનાં બાળકોનો સમાવેશ કરવામાં આવ્યો. તે સિવાય, કોઈ સ્થળે છોકરાની પૂરતી સંખ્યા ન હોવાના કારણથી શાળા ન ઉઘડે અથવા જે છોકરીઓને બીજા સ્થળની શાળામાં જવું પડતું હોય ને તે સ્થળે ઉજ્જડ રસ્તેથી જવાનો પ્રસંગ હોય તો ફરજિયાત વયના છોકરા છોકરીઓને માફી આપવા ઠર્યું.

## મિ. લિટલહેલ્સની સૂચના

વડોદરાની કેળવણી પદ્ધતિની તપાસ કરવા માટે હિન્દી સરકારના માજી કમિશનર ઓવ એજ્યુકેશન મિ. લિટલહેલ્સને સયાજીરાવે બોલાવ્યા હતા. તેમણે ૧૯૩૩ માં કરેલા રિપોર્ટને અનુસરીને છોકરાઓ માટે ફરજિયાત ઉમર ૧૪ ને બદલે ૧૨ સુધી રાખવામાં આવી છે, પ્રાંતિક કેળવણી સમિતિને રજાઓ તથા લાંબી રજાઓ ( vacations ) તથા શાળાના વખત ઠરાવવાનું કામ સોંપાયું છે, તથા પાંચમા તથા છઠ્ઠા ધોરણના વર્ગ વધ્યા છે.

આમ ફરજિયાત પ્રાથમિક કેળવણી સંબંધે જુદા જુદા વખતે જુદા જુદા ફેરફાર થયા છે તથા સયાજીરાવના રાજ્ય અમલના પાછલા વખતમાં, વચ્ચે ગનીપરજ પ્રદેશમાં ફરજિયાત કેળવણીનો અમલ કેટલાંક કારણોને લીધે બંધ પડી ફરીથી એ પ્રદેશમાં શાળાઓ ચાલુ કરી ફરજિયાતનો અમલ પુનઃ થવા માંડયો છે. રબારી, ઠાકરડા વગેરે પછાત કોમો તથા પ્રદેશો માટે વધુ પ્રયત્ન કરવાનું ધોરણ સ્વીકારાયું છે.

## તુલનાત્મક આંકડા

૧૯૧૦–૧૧ ના કારોબારી અહેવાલ પ્રમાણે દેશી ભાષાની કેળવણીની સંસ્થાઓ ૨૯૩૮ હતી તથા વિદ્યાર્થીઓની સંખ્યા વિદ્યાર્થીનીઓ સાથે ૧૭૮૫૭૧ હતી. આ શાળાઓ પૈકી ૩૪૩ કન્યાશાળાઓ, અંત્યજ છોકરા છોકરીઓની ૨૮૮ શાળાઓ, તથા ૮૦ ઉર્દૂ શાળાઓ હતી.

સયાજીરાવ કૈલાસવાસી થયા તે અગાઉ છ માસ પહેલા પૂરા થયેલા સરકારી વર્ષ ૧૯૩૭–૩૮ ના કેળવણી ખાતાના અહેવાલમાં જણાવ્યા પ્રમાણે ૧૯૧૬–૧૭ મા ૩૧૯૯, ૧૯૨૬–૨૭ માં ૨૯૯૬, ૧૯૩૬–૩૭ માં ૨૫૫૨, ૧૯૩૭–૩૮ માં ૨૫૪૨ પ્રાથમિક કેળવણીની શાળાઓ હતી. ૧૯૩૮–૩૯ આખરે ૨૪૯૧ શાળાઓ હતી. ૧૯૦૬–૦૭ માં ૧૨૪૧ શાળાઓમાં લગભગ લાખેક વિદ્યાર્થી ભણતા હતા તે વધીને ૧૯૩૭–૩૮ માં આશરે ૨૮૧ હજાર અને ૧૯૩૮–૩૯ માં ૨૬૩॥ હજાર છોકરાં ભણતાં હતાં. ૨૬૩॥ હજાર વિદ્યાર્થીઓ પૈકી ૧૦૯ હજાર છોકરીઓ જ હતી. શાળામાં જવાલાયક બાળકો પૈકી ૮૬.૨ ટકા બાળકો પ્રાથમિક કેળવણી લેતાં હતાં. સરકારી પ્રાથમિક શાળાઓ ૨૩૧૪ હતી અને તેમાં ૨૫૨ હજાર છોકરાં ભણતાં હતાં.

## શાળાની સંખ્યા કેમ ઘટી

શાળાઓના ઘટાડા સંબંધે કેળવણી ખાતાએ જણાવ્યું છે કે જોડેની મોટી શાળાઓ સાથે નાની શાળાઓ ભેળવી દેવાની નીતિને લીધે આમ બન્યું છે. અંત્યજો માટે સ્વતંત્ર શાળાઓ રાખવાથી તેમની અસ્પૃશ્યતા કાયમ રહે છે. તેથી અંત્યજોને સવર્ણો સાથે ભણાવવા તરફ જાહેર પ્રજામત મજબૂત થતાં અંત્યજ શાળાઓ બને તેટલી ઘટાડવામાં આવી છે, તથા ઘણીખરી એક શિક્ષકની શાળાઓ પણ બંધ પાડવા તજવીજ થઈ છે. વળી છોકરાઓ સાથે છોકરીઓને એક જ શાળામાં પ્રાથમિક કેળવણી આપવા સામે વિરોધ ઘટતાં કેટલેક ઠેકાણે છોકરા છોકરીઓ માટે જુદી જુદી શાળાઓ રાખવાને બદલે એકત્ર શિક્ષણ આપવા નાની શાળાઓ ભેળવી દેવામાં આવી છે. છેલ્લાં છેલ્લાં જુદા જુદા લત્તામાં ચાલતી નાની શાળાઓ કમી કરી મધ્યવર્તી મોટી શાળાઓ શરૂ કરવામાં આવી છે.

## કેળવણી સમિતિઓ

જાહેર પ્રજાને આ વિષયમાં રસ લેતી કરવા માટે પ્રાંત કેળવણી સમિતિ માફક મહાલ કેળવણી સમિતિઓ સ્થાપવામાં આવી છે. મહાલ સમિતિના વહીવટદાર તથા પ્રાંત સમિતિના સુબા અધ્યક્ષ રહે છે. પ્રાથમિક કેળવણી માટે ૨૦—૨૨ લાખ રૂપિયા ખર્ચાય છે, જ્યારે કેળવણીખાતાનો ખર્ચ લગભગ ૪૦ લાખ સુધી પહોંચી જતાં તે ઘટાડવા પ્રયાસ થાય છે.

## ગુણવત્તર કેળવણી

૬૪૪ શિક્ષિકાઓ સાથે એકંદર ૬૫૮૫ શિક્ષકો ૧૯૩૮—૩૯ માં પ્રાથમિક શાળાઓમાં કામ કરતાં હતાં તે પૈકી ૫૬૪ શિક્ષિકાઓ

તથા ૪૩૧૬ શિક્ષકો ઓછાવત્તા ટ્રેન્ડ ( તાલીમ પામેલા ) હતાં, એટલે ૭૫ ટકા શિક્ષક-શિક્ષિકાઓ શિક્ષણશાસ્ત્રની તાલીમ પામેલાં હતાં ને તેથી કેળવણી ગુણવત્તર થઈ છે. ૧૯૨૧ તથા ૧૯૩૧ વચ્ચે રાજ્યમાં ભણેલાની સંખ્યા ૬૦ ટકા વધી લગભગ ૪૩૫ હજાર લખી વાંચી જાણનારા વસતિ ગણતરી વખતે માલમ પડયા હતા. ત્યારબાદના ૭-૮ વર્ષમાં બીજા આશરે દોઢેક લાખ લખતાં વાંચતાં શીખ્યા છે, અને પુખ્ત ઉમરનાને કેળવણી આપવાની યોજના અમલમાં મુકાવાને લીધે ૧૯૪૧ ની વસતિ ગણતરી વખતે લખતા વાંચતાં જાણનાર વસતિનું પ્રમાણ એકંદર વસતિના ૨૫ ટકા સુધી આવે તો આશ્ચર્ય પામવા જેવું નથી. આ બધો પ્રતાપ ફરજિયાત કેળવણીનો છે. ૧૯૩૦-૩૧ માં બાલવર્ગના છોકરાં પૈકી ૨૯.૪ ટકા ચોથા ધોરણમાં (પાંચમા વર્ગમાં આવતાં હતાં તે ૧૯૩૮-૩૯ માં ૪૭.૩ ટકા આવવા લાગ્યાં છે તે ઉપરથી પ્રાથમિક કેળવણી ગુણવત્તર બની, ભણતાં છોકરાં ઉપલાં ધોરણોમાં ઓછાં રખડી જાય છે એમ સાબિત થાય છે.

## પ્રજાના સહકારની જરૂર

ગેરહાજરી વગેરેને લીધે ફરજિયાત કેળવણીને અંગે થતા દંડની રકમમાં ઉત્તરોત્તર ઘટાડો લાવવા શિક્ષકો તથા પ્રજા સહકાર કરે તો ફરજિયાત કેળવણી વધુ સફળ થવા સંભવ છે. પેટલાદ તાલુકામાં મર્હુમ મોતીભાઈ નરસીભાઈ અમીને શિક્ષકો તથા પ્રજાના સહકારથી તાલુકાને ફરજિયાત દંડમાંથી લગભગ મુક્ત કરવામાં સારી ફતેહ મેળવી હતી. ૧૯૩૭-૩૮ માં દંડ કરવો ન પડયો એવી રાજ્યમાં ૧૧૯ શાળાઓ માલુમ પડી હતી કન્યા કેળવણી તરફ રાજપૂત, બારોટ, મુસલમાન વગેરે કોમો અણગમો બતાવતી રહી છે, જો કે તેમાં સુધારો થતો જાય છે.

## વધુ શાળાઓની જરૂર

કેળવણીખાતાના ૧૯૩૭-૩૮ ના રિપોર્ટ પ્રમાણે રાજ્યની લગભગ ૨૦ ટકા વસતિથી વસાયલાં ૧૩૨૫ ગામડાંએ બહુ નાનાં હોવાથી ત્યાં શાળાઓજ નથી. આમ લગભગ પાંચ લાખ વસતિ શાળાની સગવડથી વંચિત રહી છે. આ ખામી દૂર કરવા વધુ પ્રયત્ન થવાની જરૂર છે.

## ગોકળદાસ શાહની સૂચના

વડોદરા રાજ્યમાં ફરજિયાત કેળવણી નિષ્ફળ નીવડી નથી એમ બતાવવા માટે વડોદરા રાજ્યના માજી પ્રાંત શાળાધિકારી શ્રી. ગોકળદાસ મથુરાંદાસ શાહે સયાજીરાવના રાજ્યારોહણના મહોત્સવ પ્રસંગે 'નવગુજરાત'ના ખાસ અંકમાં લખેલા એક લેખમાં જણાવ્યું છે કે:—

" આ હીરક મહોત્સવ પ્રસંગે કોઈ એવી ઉમેદ રાખે કે અત્યારથી જ એવી તજવીજ થાય કે ૧૯૪૧ ની વસતિ ગણુતરી વખતે આખા હિન્દમાં વડોદરા ભણતરની બાબતમાં સૌથી પહેલે નંબરે આવે તો તે ગેરવ્યાજબી કે વધારે પડતી નહીં ગણાય. તે ઉમેદ બર આવવા સારું હજી જ્યાં શાળાઓ ન હોય ત્યાં ઉઘાડવી જ જોઈએ, મુખ્ય શિક્ષકો પૂર્ણ તાલીમ પામેલા હોવા જોઈએ. શાળાના મકાનો વધારે પ્રમાણમાં બંધાવાં જોઈએ, કાયમની સાક્ષરતા આવે એટલું એટલે નિદાન ૫ મા ધોરણ જેટલું એટલે કે ફા વર્ગ જેટલું શિક્ષણ ફરજિયાત થવું જોઈએ, અને ઉમરના કારણના લીધે મારી મજાની બંધ થઈ 'ભણેલ' એવું પ્રમાણ-પત્ર મળે ત્યારે જ છૂટકો થવો જોઈએ. અભ્યાસપત્રમાં સમય, દેશ, પરિસ્થિતિ જોઈ ફેરફાર કરવો જોઈએ અને

સરસ્વતીના પ્રવાહમાં મગ્ન થવાનો લાભ દરેક બાળકને ઘેર બેઠાં મળવો જોઈએ. "

ફરજિયાત દંડની રકમ મુખ્યત્વે શાળાનાં મકાનો બાંધવામાં, પાઠશાળામાં શિષ્યવૃત્તિ આપવામાં, તથા ગરીબોને છાત્રવૃત્તિ વગેરે મારફત શિક્ષણ લેવામાં મદદ આપવામાં વપરાય છે.

## ઓછા ભણેલા કેમ

વડોદરા રાજ્યમાં ફરજિયાત કેળવણી છતાં લખી વાંચી જાણતા ભણેલાની ટકાવારી વસતી ગણતરીમાં બર્મા, કોચીન, ત્રાવણકોરથી ઊતરતી કેમ આવે છે તેના કારણોની મીમાંસા કરતાં શ્રી. ગોકળદાસ ઉપરોક્ત લેખમાં બીજાં કેટલાંક કારણો ગણાવે છે તે નીચે પ્રમાણે:—

"(૧) છોકરાંને ખોટી ઉમર જણાવી દાખલ કરવામાં ન આવે,

(૨) છોકરાંને ખોટી ઉમર જણાવી નિરક્ષરતા ટળ્યા પહેલાં ઉઠાવી લેવામાં આવે,

(૩) ત્રણ ચાર વર્ષના ગાળામાં છોકરાં ભણેલું ભૂલી જાય,

(૪) ભણતર એવું હોય કે તેનો ઉપયોગ જીવનમાં ન પડે,

(૫) મોટી ઉમરના માણસો માટે તથા ભણેલું ભૂલી ગયેલા હોય એવા માટે શિક્ષણની યોજના ન હોય,

(૬) દશ વર્ષના ગાળામાં ભણેલામાંથી મરણ પ્રમાણને લીધે ઘટાડો થાય,

(૭) વ્યાપાર કે ધંધા રોજગાર માટે ભણેલા પરદેશ જતા રહે,

(૮) મજૂરીને માટે પરદેશથી અભણ લોકો અહીં આવે,

(૯) ભણેલી કન્યાઓ બીજા રાજ્યમાં પરણીને જતી રહે,

(૧૦) પરદેશની અભણ કન્યાઓ આ રાજ્યમાં આવે.

આવાં આવાં અનેક કારણોથી દશ વર્ષે વસતીગણતરી થાય ત્યારે આપણે ત્યાં શ્રમ અને દ્રવ્યના પ્રમાણમાં આંકડા ઊંચા ન આવે ત્યારે જરા મુંઝવણ થાય. પણ આ સ્થિતિ ટાળવા જેટલા ઇલાજ લેવાય એવા હોય તેટલા લેવાવા જોઈએ ને લેવાય છે પણ ખરા. દાખલા તરીકે પુસ્તકાલયોની યોજના. પણ આપણો પ્રદેશ ચારે બાજૂએ બીજાં રાજ્યોથી વિંટળાયલો હોવાથી મેં એવું જોયું છે કે આપણા રાજ્યની સરહદ ઉપર આવેલાં ગામડાંમાંથી છોકરાં પાસેની પરહદમાં ગમે તેમ કરી જતાં રહે છે; તે પરહદમાં શાળા ન હોવાથી ત્યાંના ગરજાળુ માબાપ છોકરાં આપણે ત્યાં ભણવા મોકલે છે. પરિણામે વસતી ગણતરીની રાત્રે, જે પરહદના છોકરાં ભણાવ્યાં હોય તે પરહદમાં ભણેલાં નોંધાય ને તેનો યશ તે હદના ખોટી રીતે લે. તે જ પ્રમાણે આપણી અસંખ્ય ન્યાતો કન્યાઓની આપલે સમગ્ર દેશમાં કરતી હોવાથી આપણી ભણાવેલી કન્યાઓ પરહદમાં ભણેલી સ્ત્રીઓ ગણાય અને ત્યાંથી આવેલી અભણ કન્યાઓ આપણા કોઈ વાંક વિના અભણ સ્ત્રીઓ તરીકે નોંધાય. એટલે આપણા શ્રમ અને દ્રવ્યના ખર્ચનો યશ કેટલેક અંશે બીજા લોકો લઈ જાય છે તે વાત ટીકા કરનારાઓએ ભૂલી જવાની નથી. વળી આપણા રાજ્યમાં વ્યાપારઉદ્યોગની ધમાલ ઓછી છે, રોજગારનાં સાધનો ઓછાં છે એટલે ભણેલા સંખ્યાબંધ લોકો રાજ્ય બહાર-હિન્દ બહાર-એશિયા બહાર હોય છે. તે આંકડા પણ ટકાવારીમાં આવતા નથી; અને ' માર્શલીંગ યાર્ડ ' જેવાં કે રેલવેના કારખાનાં જેવી સંસ્થાઓમાં સડક કરવા અને એવા જ કામે આવેલા પરદેશી અભણો આપણી અભણુની ટકાવારીમાં કમતરતા આવવા દેતા નથી. પણ એને માટે

આપણે શોક કરવાનું કારણ નથી. ભલે આપણા ટકા ઓછા આવે છતાં આપણે ભણાવેલાં પુરુષો ને સ્ત્રીઓ હિન્દમાં જ છે એથી આપણા દેશના અભિમાનની દૃષ્ટિએ એ અનિષ્ટ નથી; પણ એ વાત ટીકાકારોએ ભૂલવાની નથી. ”

સારાં ભાગ્યે મુંબઈ ઇલાકામાં પણ લગભગ સર્વત્ર હવે ફરજિયાત પ્રાથમિક કેળવણી આપવામાં આવે છે, એટલે વસતિ-ગણતરી વખતે ભણેલાની ટકાવારી વિનાકારણ ઓછી આવવાનો કેટલોક સંભવ ઘટશે.

## સયાજીરાવ પ્રકાશ પાડે છે

૧૯૩૩ ના માર્ચની ૧૮ મી તારીખે મુંબઈમાં જુદી જુદી સંસ્થાઓ તરફથી સયાજીરાવને અપાયેલાં માનપત્રોના એકત્ર જવાબમાં તેમણે પોતાના રાજ્ય અમલનું કાંઈક સિંહાવલોકન કર્યું હતું અને પોતાની કેળવણી વિષયક નીતિ ઉપર પ્રકાશ પાડતાં જણાવ્યું હતું કેઃ—

“ મારી બહુ ન્હાની ઉમ્મરથી જ મારા એક દૃઢ અભિપ્રાયને હું દૃઢતાથી વળગી રહ્યો છું કે સત્તાધીશોએ જો પ્રજાનો સદ્‌ભાવ અને પ્રજાનો પ્રેમ સંપાદન કર્યો ન હોય તો કોઈ પણ સંગીન કામ થઈ શકે નહીં, પ્રજાના સદ્‌ભાવ વિના ગમે તે કાયદા પસાર કર્યા હોય તો તે માત્ર પ્રજાને સજાસમાન થઈ પડે છે. કાયદાઓ સારા હોય પણ લોકો રાજીખુશીથી તે માને નહીં અને તેનું પાલન નહીં કરે ત્યાં સુધી તેમની ઘણી કિંમત મારી જાય છે, કારણ કે કાયદો વ્યક્તિગત સ્વાધીનતા ઉપરનું એક અંકુશ કે બંધન નથી પણ સમાજમાં તે વ્યક્તિની સ્વતંત્રતાની સિદ્ધિનું સાધન છે. હું આદીએ આવ્યો ત્યારે કાયદાની અને જે લોકોએ મદદ અને માર્ગદર્શન

માટે કાયદાનો આશ્રય લેવો જોઈએ તેમની વચ્ચે મહાન અંતર મે જોયું મારી રાજ્યમા સર્વોપરી પદવીને લીધે, જે અંગોનું રાજ્ય બને છે તે બધાથી હુ નિરાળો પડી ગયો હોઉં એમ મને લાગ્યુ મે એકદમ જોઈ લીધુ કે મારી આ પદવી મારી પ્રજાનુ ભલુ કરવાની અને વડોદરાને આબાદ સુશાસિત રાજ્ય બનાવવાની મારી ઇચ્છાને રોકતી હતી આ વસ્તુસ્થિતિ ચલાવી લેવાય તેવી ન હતી તેથી તેને એકદમ તિલાંજલિ આપવી જોઈએ એમ હુ સમજ્યો હુ જાણતો હતો કે પ્રજાની મરજી વિના હુ સફળ થઈ શકીશ નહીં તેથી તે સદ્ભાવ કેવી રીતે મેળવવો અને તેને કેવી રીતે સમજદાર બનાવવો એ કોયડો મારે સૌથી પહેલા છોડવાનો હતો તે માટે મે મારા લોકોનો ઊંડો અભ્યાસ કર્યો તથા તેમના બેગા ફરી દરેક પ્રકારના માણસોને મળી તેમના મતભેદ મે જાણી લીધા ત્યારબાદ હુ સ્નેહ અને સહાનુભૂતિવાળા હૃદયથી ઉપર જણાવેલુ અંતર તોડવા તત્પર થયો

તેથી જ મે શિક્ષણ નીતિની યોજના ઘડવા માડી અને અત્યારે કહેતા મને આનંદ થાય છે કે જે ઉદ્દેશ માટે તે **અખત્યાર કરવામા આવી હતી તે ઉદ્દેશ સર્યો છે.** મારી આશા ( હમેશા રહેવી જોઈએ તેમ ) જુવાન પેઢી પર ઠરતી મને લાગ્યુ કે એ પેઢીના વડીલો અને વડવાઓ જે અજ્ઞાનના ધુમ્મસમા ફાંફા મારતા હતા તે ધુમ્મસ ન વેરાય ત્યા સુધી મે મારી સમક્ષ રાખેલા આદર્શો સિદ્ધ નહીં થાય કારણ કે તેમનુ અજ્ઞાન ટળે તો જ તેમની દિલસોજી મારાથી મેળવાય અને એવી દિલસોજી વિના મારાથી આગળ જવાય એમ નહતુ. "

" વર્ષો પૂર્વે મારા રાજ્યની ઉન્નતિને માટે જે વાતને મે આવશ્યક શરત ગણી હતી તેજ વાતને સમયે એટલે કાલે હિન્દી

રાજકીય અસ્મિતા માટે અગત્યની હોવાનું બતાવી આપ્યું છે. વડોદરા રાજ્યમા હું જે કાંઈ કરી શક્યો છું તેનુ મોટું કારણ એ કે મારી કેળવણી વિષયક નીતિથી લોકોની સ્થિતિ સુધારવા મે લીધેના વિવિધ પગના તેઓ સમજવાને શક્તિમાન થયા છે. મારા રાજ્યની અને આખા હિન્દની સરહદ બહાર દૂર દેશાવર તરફ નજર ફેંકતા ઘર આગળની મારી પ્રજાની સ્થિતિ હું સમજી શક્યો છું. મને ચોખ્ખું જણાયું છે કે પ્રજાનો માર્ગ રોધતા સામાજિક અને ધાર્મિક રિવાજોના અને વહેમોના જાળા સાફ નહીં થાય ત્યા સુધી ચોક્કસ પ્રગતિ થશે નહીં મારી પ્રજાનો મોટો ભાગ સામાજિક સુધારાઓ વિષેના માન વિચારોની લગભગ સમીપ આવી પહોચ્યો હોનાથી વડોદરા રાજ્ય આજે પ્રગતિવાળું રાજ્ય બન્યુ છે × × ×

" × × × મે તમને કહ્યુ છે કે કેળવણીને હું સમાજ-રચનાનો પાયો ગણુ છુ. કેળવણી એટલે મુખ્યત્વે પોતાની વૈયક્તિક શક્તિઓનો સાક્ષાત્કાર કે અનુભવ કરવો તે, પણ એ સાક્ષાત્કાર જો પોતાના અગત સ્વાર્થો પૂર્ણ કરનાના ક્ષુદ્ર સકુચિત સંકલ્પવાળો હોય તો તે કેળવણી તેના અસલ ધ્યેયથી બહુ દૂર રહી જાય. જો માણસે પોતાના માનવબધુઓની સાચી અને પ્રામાણિક સેવા જ કરવી હોય તો **સ્વાર્થ નહીં પણ નિસ્વાર્થ સેવા** એ તેનો જીવન ઉદ્દેશ હોવો જોઇએ. આજે જવાબદાર રાજ્યતત્રની સિદ્ધિના માર્ગમા આટના બધા અતરાયો આવે છે, તેનુ કારણ એ છે કે પોતાની અગત આકાક્ષાઓના સકુચિત ક્ષેત્ર બહાર ને બધાને હિતકારક હોય એવી વસ્તુ માણસો જોતા જ નથી. × × × મારી સુધારણાની નીતિના માર્ગમા આવેલા વિઘ્નો તરફ અત્યારે હવે હુ નજર ફેકુ છુ ત્યારે અને મારી પ્રજાની સેવા કરતા પડેલા મારે કેટકેટલા ભિન્નમળોની

ભણતરી કરવી પડી હતી એ યાદ કરુ છુ ત્યારે મારા દિલમા એટલુ ચોક્કસ સજ્જડ વસી જાય છે કે મેનાનો આદર્શ સફળતાથી સિદ્ધ કરવો હોય તો માણસે સૌથી પહેલા સ્થિર મગજના અને શાત પ્રકૃતિવાળા થવુ, જેથી અવ્યવહાર વિચારો એને આડે માર્ગે ચડાવે નહીં x x x "

બીજા એક ભાષણમા મહારાજાએ કહ્યુ કે —

" જે વખતે જાહેર પ્રજામતની કિંમત વધારે અકાય છે, તથા પ્રજાને વધારે પ્રમાણમા સ્વતંત્ર તથા જવાબદારીભરી પ્રવૃત્તિ સોપાય છે તે વખતે તેમની નવી જવાબદારીઓ તથા નવા ભાવિ માટે સુસજ્જ બનાવવા માટે સાર્વત્રિક કેળવણીની જરૂર છે પ્રજા સત્તાવાદના આ દિવસોમા અજ્ઞાન અને તેથી જુલમ સહેતા લોકો ભયભરેલા છે, કારણ કે આવી પ્રજા અરાજકતા તથા બહુમતવાદના પહેલા જ સપાટાથી ખળભળી જાય છે '

બીજે એક ઠેકાણે તેમણે જણાવ્યુ કે —

" કોઈ પણ રાજ્યપદ્ધતિનુ સારાપણુ અગર યશસ્વીપણુ રાજ્યકારભારની જુદી જુદી નાની વાતો પર અવલબતુ નથી, પરતુ તે રાજ્યપદ્ધતિને લીધે લોકોની સર્વદૃષ્ટિથી પ્રગતિ થવાને તક મળે છે કે નહીં અને આવી પ્રગતિની તક મળ્યા પછી થયેલી પ્રગતિને અનુસરીને મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરવા માટે લોકોને પૂરી તક મળે છે કે નહીં તે ઉપર યશસ્વીપણાનો આધાર રહે છે તેથી સાર્વત્રિક શિક્ષણની વ્યવસ્થા કરવી એ મને તે રાજ્યપદ્ધતિમા પહેલુ કર્તવ્ય ગણાવુ સ્વાભાવિક છે જૂના વખતમા લોકોએ ફક્ત ખેતી કરવી અગર કાયદા પાળવા એટલી જ વાત કરવાની હતી તે વખતે શિક્ષણની વિશેષ આવશ્યકતા લાગતી ન હતી પરતુ

હાલના વખતમા સામાન્ય લોકમતને વધારે ને વધારે જવાબદાર થવુ પડે છે તેથી પોતાના કર્તવ્ય તથા જવાબદારી પાર પાડવા માટે લોકમત તર્કનિષ્ઠ તથા સમતોલ હોવાની આવશ્યકતા છે અને તે માટે શિક્ષણ સિવાય બીજો કોઈ ઉપાય નથી અજ્ઞાન ઉપર આધારાયેલો પ્રજામત કોઈ પણ વખતે સ્થિર રહેવો શક્ય નથી લાગણીઓ તથા ઊર્મિઓનો થોડો પવન લાગતા તે આમતેમ ડોલતા મડી કોઈક વખતે સમાજના અધપાતનુ કારણ થશે રાષ્ટ્રની સર્વાગી પ્રગતિ થવા માટે સમાજ યોગ્ય રીતે નિયત્રિત થવો જોઈએ, અને આ વાત સમાજના દરેક અગને શિક્ષણનો લાભ મળ્યા સિવાય શકય નથી શિક્ષણ માટે સવડ કરી આપવી તથા તે ઉપર દેખરેખ રાખવી એ જેમના હાથમા રાજ્યવ્યવસ્થા હોય તેમનુ મુખ્ય કર્તવ્યકર્મ છે કારણ તે સિવાય શિક્ષણ પદ્ધતિમા એકસૂત્રીપણુ તથા સુસઘટિતપણુ આવવાનુ નથી ”

“ હાલના યત્રયુગમા તથા હરીફાઈના કાળમા શિક્ષણનુ મહત્ત્વ ઘણુ છે જે રાષ્ટ્ર સર્વ શહેરીઓને કોઈ પણ પ્રકારનો ભેદ અથવા નિર્બધ ન રાખતા કેળવણીનો લાભ મેળવવાની તક આપે છે તે રાષ્ટ્ર બીજા રાષ્ટ્રોને પાછળ પાડી ખાત્રીથી આગળ જશે દરેક વ્યક્તિને જ્ઞાનની ઉચ્ચ કોટિએ પહોચવુ શકય થશે નહીં પરતુ સર્વ સાધારણ જ્ઞાનની મર્યાદા જેટલી વધારે તેટલુ તે રાષ્ટ્ર વધારે શક્તિવાળુ ઠરશે તેથી ઉચ્ચ અથવા નીચ એવા જ્ઞાતિ અગર વર્ણના ભેદ ન રાખતા જ્ઞાન મેળવવાની તક દરેકને આપવી જોઇએ ”

## પછાત કોમો માટે કાળજી

વડોદરા રાજ્યમા સયાજીરાવે પછાત કોમો, હરિજનો, તથા મુસ્લિમોને કેળવવા માટે ખાસ કાળજી રાખી હતી તેના બોલતા આકડા આ રહ્યા ૧૯૩૮ ૩૯ ના કારોબારી અહેવાલ પ્રમાણે ત્રણ

અત્યજોને વધુ અભ્યાસ માટે ઇંગ્લંડ મોકલવામા આવ્યા હતા અંત્યજ તથા નાધેર વિદ્યાર્થીઓ તેમ જ મુસ્લિમ વિદ્યાર્થીઓ માટે કલાભવનમા અભ્યાસ કરવા સારુ સ્કોલરશિપો મંજૂર કરવામા આવી હતી. પુરોહિત વર્ગોમા જ્ઞાતિભેદ સિવાય સર્વ હિન્દુઓને દાખલ કરવામા આવે છે. ૬૪ સરકારી અત્યજ શાળા તથા ૬ ખાનગી અત્યજ શાળાઓ એ વર્ષમા ચાલુ હતી, તેમ સરકારી પ્રાથમિક શાળાઓમા પણ ફરજિયાત કેળવણીને અંગે અત્યજ બાળકો ભણતા હતા વડોદરા કૉલેજમા ૧૧ અને માધ્યમિક શાળાઓમા ૧૭૯ અત્યજો કેળવણી લેતા હતા કલાભવનમા તથ ટ્રેઇનિંગ સ્કૂલોમા ૪૧ અત્યજ વિદ્યાર્થી-વિદ્યાર્થિની હતા આમ એકંદર ૨૦ હજાર ઉપરાત એટલે હરિજન વસતિના લગભગ ૧૦ ટકા સયાજીરાવની ઉદાર યોજના નીચે વગર ખર્ચે ભણતા હતા તેમને માટે વડોદરા, પાટણ, અમરેલી તથા મહુવામા વસતિગૃહો ચાલુ હતા. પ્રાથમિક શાળાઓમા ૩૧ તથા માધ્યમિક શાળાઓમા ૧૭ અત્યજ છાત્રવૃત્તિઓ હતી અત્યજ શાળાઓ માટે ખાસ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હોય છે

રાનીપરજ વસતિ છૂટી છવાઈ રહેતા ગામડામા રહે છે તેમને ભણાવવાનો પ્રશ્ન સહેલો નથી સયાજીરાવની શરૂ કારકિર્દીથી તેમને ભણાવવા ખાસ પગલા લેવાયા હતા તેમને ફરજિયાત કેળવણી નિબંધ લાગુ કરાયો હતો પરંતુ તેનો અમલ જોઈએ તેટલો સફળ નહિ થવાથી થોડા વર્ષ સુધી એ કાયદાનો અમલ બંધ પાડી સરકાર મદદથી મરજિયાત પાયા પર ચાલનારી યોજના અમલમા મુકાઈ હતી. આ યોજનાનું પરિણામ પણ નિરુત્સાહજનક આવ્યુ તેથી ૧૯૩૩-૩૪ મા ફરી ફરજિયાત ધોરણ ચાલુ કરવામા આવ્યુ આ પ્રજા માટે સોનગઢ, વ્યારા, મહુવા, વાકળ, અનાવળ તથા અમરોલીમા સરકારી છાત્રાલયો હોઈ

સોનગઢમાં તો છોકરીઓ માટે પણ જુદું વસતિગૃહ હતું. સોનગઢ તથા વ્યારાના વસતિગૃહો સાથે કૃષિક્ષેત્રો પણ રાખ્યાં હતાં. વસતિગૃહોમાં રહેતા વિદ્યાર્થીઓને મફત ખાવાપીવા તથા રહેવાનું મળતું તેમ મફત શિક્ષણ ચોપડીઓ તથા બીજાં શિક્ષણસાહિત્યો મળતાં. રાનીપરજ શિક્ષકો તૈયાર કરવા પણ પગલાં લેવાયાં હતાં, તથા ખાસ રાનીપરજ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર પણ નિમાયો છે, ને વડોદરામાં રાનીપરજ છાત્રાલય નીકળ્યું છે.

૧૯૩૮–૩૯ માં ૬૫ ઉર્દૂ શાળાઓ હતી. તે ઉપરાંત બીજી સરકારી પ્રાથમિક શાળાઓમાં મુસ્લિમ બાળકો ભણતાં હતાં. મુસ્લિમ વસતિના લગભગ ૧૨॥ ટકા પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ લેતાં જણાયા છે. ઉર્દૂશાળાઓ માટે ખાસ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હોય છે.

વાઘેરો તથા ઠાકરડાઓ માટે અનુક્રમે દ્વારકાં તથા પાટણ તાલુકામાં એક એક વસતિગૃહ કાઢવામાં આવ્યા છે તથા તેમને મફત રાખી મફત ભણાવાય છે, તેમને ઉદ્યોગ શીખવાય છે.

વસતિના ૧૩ થી ૧૫ ટકા જ પ્રાથમિક કેળવણી લેવાની વયના હોય છે એટલે જે ગામડે શાળાઓ નથી ત્યાં શાળાઓ નીકળેથી લગભગ સોએ સો ટકા ફરજિયાત વયના બાળકો શિક્ષણ લઈ શકતાં સયાજીરાવનો આદર્શ નજીકના ભવિષ્યમાં પાર પડશે.

## પુસ્તકાલયો

ભણેલું ભૂલાય નહીં તથા ફરજિયાત પ્રાથમિક કેળવણી નિષ્ફળ ન જાય તે માટે સયાજીરાવે રાજ્યભરમાં પુસ્તકાલયો તથા વાચનાલયોની જાળ પાથરી છે. તેનો ઇતિહાસ 'राजा कालस्य कारणम्' ( શ્રીમંત મહારાજા સાહેબ અને સાર્વજનિક પુસ્તકાલયો ' એ

મહારાજા નીચે ગુર્જરગ્રન્થ મર્હુમ મોતીભાઈ નરસીભાઈ અમીને સયાજીરાવના રાજ્યારોહણના હીરક મહોત્સવની યાદગીરીમા પ્રકટ થયેલા ' પુસ્તકાલય માસિક 'ના ૧૯૩૬ ના જાન્યુઆરીના ખાસ અકમા આપ્યો છે તેઓ વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના લાબા વખત સુધીના મદદનીશ વ્યવસ્થાપક તથા પુસ્તકાલય પ્રવૃત્તિના આત્મા હોવાથી તેમના જ શબ્દોમા તે અત્રે રજૂ કરવામા આવે છે.

## ક્રમિક ઇતિહાસ

" વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો શરૂઆતથી આજ સુધીનો ઇતિહાસ તપાસીએ તો રાજા કાલસ્ય કારણમ્ એ સૂત્રનો યથાર્થ અનુભવ થાય છે વડોદરા રાજ્યના કેળવણી ખાતાના નિયમોમા સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાનુ એક એવુ ધોરણ અગાઉનુ હતુ કે પુસ્તકાલયોના મકાન માટે લોકો જેટલી રકમ એકઠી કરે તેની ટુ સરકાર મદદ તરીકે આપે. સને ૧૮૯૨ના અન્તમા ભાદરણના લોકોએ પુસ્તકાલયના મકાન માટે ઉપરના ધોરણને અનુસરીને રૂ ૨૧૦૦) એકઠા કરી સરકાર મદદ રૂ. ૧૪૦૦) મેળવવાની માગણી કરેલી અને નિયમ પ્રમાણે કેળવણી ખાતાએ તે માગણી સ્વીકારી આગળની મજૂરી માટે બનામણ સાથે હજૂરમા ટિપ્પણ સાદર કરેલુ. પરતુ આ માગણી તે વખતે મજૂર રખાયની નહિ અને ફક્ત રૂ. ૧૦૦) ની મદદ મળેલી શાળાઓ, પુસ્તકાલયો કે ઔષધાલયો સરકાર મદદ વિના લોકમદદથી જ સ્થપાય અને પોષાય એ સ્થિતિ ૨૦ મી સદીના હાલના વર્ષોમા પણ હજી આવી નથી, તો પછી ૧૯ મી સદીમા તે સ્થિતિ સભવી શકે જ નહિ. પરતુ ૧૯૦૭-૦૮ ( ? ) મા શ્રીમત મહારાજા સાહેબે અમેરિકામા સાર્વજનિક પુસ્તકાલયો દ્વારા લોકશિક્ષણ અને જ્ઞાનપ્રચારનુ કામ પ્રત્યક્ષ જોયું, એટલે તુરત જ રૂપિયા ૩૦૦૦૦)

ની મંજૂરી આપી વડોદરા રાજ્યમાં સરક્યુલેટિંગ લાયબ્રેરીઝ કાઢવાનું નામદાર દીવાન સાહેબને ફરમાવ્યું. મહારાજા સાહેબનું ફરમાન થતાં નામદાર દીવાન સાહેબના હુકમથી કેળવણીખાતાએ પુસ્તકાલયોનો પ્રશ્ન હાથમાં લીધો. પ્રાંત પંચાયતોની મદદ આ કામ માટે મેળવી અને મિત્રમંડળ પુસ્તકાલયોના ધોરણે લોકમદદની રકમ ઉપર પંચાયત અને સરકાર મદદ આપવાના નિયમ તૈયાર કર્યા. આ રીતે રાજાજ્ઞાને લઈને વડોદરા રાજ્યે પુસ્તકાલય પ્રવૃત્તિની નાનકડી શરૂઆત સને ૧૯૦૮ માં કરી. શરૂઆત બહુ જ નાની ગણાય; કારણ કે રૂપિયા ૩૦૦૦૦) ની મદદ વાર્ષિક નહોતી, ફક્ત એક વખત માટે જ હતી. આ યોજનાને અંગે વર્તમાનપત્રો માટે રૂપિયા ૨૪ સુધીની જ પંચાયતની મદદ અપાતી. પુસ્તકો વધારેમાં વધારે ૧૦૦) ના જ અપાતાં અને તે પણ એક વખતને માટે જ. કબાટ, મકાન-ભાડું, નોકરખર્ચ વગેરે માટે કોઈ પણ જાતની સવડ આ યોજનામાં નહોતી અને આટલી થોડી મદદ પણ નવીન પુસ્તકાલયોને જ મળતી. પ્રચારકામ કાંઈ જ થતું નહોતું એટલે પ્રગતિ ઘણી જ ધીમી હતી. પરંતુ શ્રીમંત મહારાજા સાહેબનો હુકમ સરક્યુલેટીંગ લાયબ્રેરીઝ કાઢવાનો થયો એટલે **સર્વ કોઈનો દૃષ્ટિકોણ બદલાયો.** કડી પ્રાન્તના તે વખતના સુબાસાહેબ સ્વ. પ્રહ્‌લાદજીભાઈએ પ્રાન્તના વહીવટદારોને હુકમ છોડ્યો કે લોકમદદની રકમ એકઠી કરી જે તે ગામે પુસ્તકાલયો ઉઘાડવાં. પરિણામે આ રીતે કેટલાંક નવીન પુસ્તકાલયો શરૂ તો થયાં. છતાં પાછળના વર્ષોમાં મદદ મળી વા ન મળી એમ પણ બન્યું. પરંતુ રાજ્યના અંદાજપત્રમાં પુસ્તકાલયો જ માટે મંજૂર કરેલી રૂ. ૩૦૦૦૦ ની રકમ જેવીને તેવી સુરક્ષિત હતી. અને એક વખત યોજનાની જાહેરાત થઈ અને કેળવણી ખાતાને એ કામ સોંપાયું એટલે અમલદારોની લાગવગથી થોડીઘણી લોકમદદ મળતી ગઈ અને કામ આગળ ધીમે ધીમે વધતું ગયું.

" અમલદારોનો દષ્ટિકોણ બદલાયો એટલે આવી ગામે પુસ્તકાલયના મકાન માટે સરકાર મદદની કેળવણીખાતા પાસે માગણી કરી લોકમદદના ⅔ ની સરકાર મદદ આપવાના ધોરણે રૂા. ૧૧૦૦ ની મદદ જે ભાદરણને નહોતી મળી તે આવનીને ફેરવાયેલા સન્જોગોને લઈને, એકદમ મળી. આવી રીતે પુસ્તકાલયોને મદદ મળે છે તેની માહિતી વસો ગામને મળતા તે ગામે પણ રૂ. ૨૧૦૦) ની લોકમદદ ઉપર રૂ. ૧૪૦૦) ની માગણી પુસ્તકાલયના મકાન માટે કરી અને તે ગામને પણ રૂ ૧૪૦૦) ની મદદ એકદમ મળી ગઈ. ભાદરણ ગામે સાર્વજનિક પુસ્તકાલયનુ મકાન બધાઈ ગયું હતુ. એટલે ટેકચદ શીમેન રીડીંગ રૂમને વિના પ્રયત્ને ૧૯૦૯-૧૦ના ) મળી ફેર ફક્ત કાળનો હતો × × ×

" શ્રીમત મહારાજા સાહેબ સને ૧૯૧૦ મા અમેરિકા બીજી વખત જાય છે, અને ત્યાના સાર્વજનિક પુસ્તકાલયો દ્વારા થતુ કામ અને પ્રજાની પ્રગતિને ફરી નિહાળે છે. પ્રજાના કલ્યાણ માટે પોતાના હૃદયમા રહેલી ઊર્મિ ફરીથી જાગૃત થાય છે, અને વેગથી ઉછાળા મારે છે. પુસ્તકાલય પ્રવૃત્તિના અમેરિકાના નિષ્ણાતોની સલાહ લઈ ત્યાના અનુભવી અને સહૃદય નિષ્ણાત મિ ડબ્લ્યુ એ બોર્ડનને વડોદરા રાજ્યમા અમેરિકાના ધોરણે પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવા માટે ડિરેક્ટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝના નવા હોદ્દા ઉપર યોજે છે, અને પોતાના પહેલા અગાઉથી એકદમ વડોદરે મોકલી દેઈ પોતાના ખાનગી પુસ્તકાલયને સુવ્યવસ્થિત કરવાનુ કામ સોપે છે. પછી તો શ્રીમત મહારાજા સાહેબનું વડોદરામા આગમન થાય છે, અને બોર્ડન સાહેબ અને મહારાજા સાહેબ વખતોવખત મળે છે, અને વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની ભાવી યોજના વિચારે છે સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાથમિક પગથિયા તરીકે ' પેલેસ લાયબ્રેરી ' નામનુ પોતાનુ ખાનગી મોટુ

કિમ્મતી પુસ્તકાલય રાજ્યની પ્રજાને ભેટ ધરે છે અને તેને ' સેન્ટ્રલ લાયબ્રેરી ' નામ આપી સમગ્ર હિન્દમાં સૌથી પહેલું મફત સાર્વજનિક પુસ્તકાલય તરીકે ખુલ્લું મૂકે છે. પછી તો પુસ્તકાલય–શાસ્ત્રનું શિક્ષણ સર્વ કોઈને મફત મળે તે માટે સેન્ટ્રલ લાયબ્રેરીને અંગે આખા હિન્દમાં સૌથી પ્રથમ લાયબ્રેરી ક્લાસ શરૂ થાય છે, અને રૂ ૨૫ ની ( માસિક ) શિષ્યવૃત્તિ આપવાનું જાહેર કરીને સમગ્ર હિન્દના હરકોઈ ભાગમાંથી જિજ્ઞાસુઓને આ વર્ગનો લાભ લેવા માટે આમંત્રણ આપે છે પરંતુ તે વર્ષોમાં આ દિશામાં લોકમત કેળવાયલો નહિ હોવાથી આવા શિક્ષણ વર્ગની જરૂરીઆત હિન્દના વિદ્યાપીઠોને પણ સમજાયેલી નહિ એટલે આ વર્ગનો પૂરતો લાભ લેવાયો નહિ પરિણામે સેન્ટ્રલ લાયબ્રેરીને જોઈએ તેટલા આઠ દશ લાયબ્રેરિયન્સ (ગ્રંથપાળો) પૂરતો વર્ગ શરૂ થયો, અને છ માસ તાલીમ આપ્યા પછી નિષ્ણાત થયેલા બધાને સેન્ટ્રલ લાયબ્રેરી ખાતે રોકી લેવામાં આવ્યા

## શ્રી. મોતીભાઈ અમીનને બોલાવ્યા

' મિત્રમંડળ પુસ્તકાલયોની યોજનાના અંગનું મારૂં કામ પેટલાદમાં શ્રીમંત મહારાજા સાહેબે જોયેલું અને જાણેલું એટલે મિ બોર્ડનના આવ્યા પછી મને વિદ્યાધિકારી મારફત તાર કરાવી વડોદરા બોલાવ્યો, અને બોર્ડન સાહેબની સાથે રહી કામ કરવાનું સોંપ્યું વડોદરા શહેર બહારની પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે મારે જે કામ કરવાનું હતું તેનો ખ્યાલ રાજ્યના અમલદારોને તે વખતે કેટલો ઓછો હતો તે આટલા ઉપરથી જ પૂરવાર થાય છે કે એક જવાબદાર અમલદારે બોર્ડન સાહેબને ડભોઈ, સિદ્ધપુર, પાટણ વગેરે જોવા જેવા સ્થળો બતાવવાની કામગીરી મને સોંપી અને બીજા મોટા અમલદારે મને રૂબરૂમાં જણાવ્યું કે મહારાજા સાહેબના હુકમથી

મારી નીમણૂક તો બાર માસ જેટલી લાબી મુદત માટે કરી છે, પરતુ ત્રણ માસમા એ કામ પુરૂ કરી દઈ મારે મારી મૂળ જગોએ (પેટલાદ હાઈસ્કૂલના હેડમાસ્તરની જગોએ) પાછા જવુ પરતુ મારે તો શ્રીમત મહારાજા સાહેબ અને મિ બોર્ડન એ બેની સવાદ અને યોજના પ્રમાણે કામ કરવાનુ હતુ, જેથી શરૂઆતના છ માસ રાજ્યના પુસ્તકાલયોની સ્થિતિનો અભ્યાસ કરી મે માર્રુ નિવેદન બોર્ડન સાહેબ સમક્ષ રજૂ કર્યું, તે પછી તેમની સાથે મળી સાર્વ જનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમો તૈયાર કર્યા અને સમતિ માટે મિ બોર્ડને પોતે મહારાજા સાહેબ સમક્ષ બારોબાર રજૂ કર્યા અને થોડા ફેરફાર સાથે સમતિ મેળવી લીધી આટલી પ્રાથમિક ગોઠવણ થઈ ગઈ એટલે શ્રીમત મહારાજા સાહેબની ગેરહાજરીમા પણ ના મત્રીમડળ તરફથી આ નિયમો માટે મજૂરી મળવામા કઈ પણ હરકત આવી નહીં બોર્ડન સાહેબ હમેશા શ્રીમત મહારાજા સાહેબને સીધી રીતે મળી શકતા, જોઈતી અનુકૂળતા મેળવી લેતા અને તેથી જ પુસ્તકાલય પ્રવૃત્તિનુ કામ આગળ ધપાવ્યે જતા

## 'શ્રીમત'ની ધગશ

"પુસ્તકાલય પ્રવૃત્તિ કાયમને માટે જામે અને ફાલે ફૂલે ને ફળે તે માટે કેટલી ધગશ શ્રીમત મહારાજા સાહેબને હતી તેનો ખ્યાલ આવી શકે તે માટે આટલુ જણાવવાની જરૂર રહે છે કે તેઓશ્રીએ મી બોર્ડનને કહ્યુ કે રાજ્યના અમલદારોને પુસ્તકાલય પ્રવૃત્તિનો ખ્યાલ નહિ હોવાના કારણે ખર્ચની બાબત આગળ ધરીને તેઓ પુસ્તકાલય ખાતાની પ્રગતિમા વિઘ્ન નાખશે માટે રાજ્યના પુસ્તકાલયો ખીલવવાની એક આખી દશ વર્ષ માટેની યોજના તૈયાર કરી મજૂરી માટે રજૂ કરવી તે ઉપરથી મી બોર્ડને રાજ્યના એકે એક મોટા ગામે પુસ્તકાલયનુ મકાન થાય,

તેને પુસ્તકોનો સારો સંગ્રહ અપાય, તેની વ્યવસ્થા સુશિક્ષિત ગ્રંથપાળથી રખાય એવી દશ વર્ષમા રૂપિયા ૨૦૦૦૦૦૦) ખર્ચવાની યોજના તૈયાર કરી અને મંજૂરી માટે આગળ મોકની પરંતુ નામદાર મંત્રીમંડળે, જેમ જેમ લોકો તરફથી માગણીઓ આવે અને રકમોની જરૂર પડે તેમ તેમ માગણી કરવી, એવા શેરા માથે આખી યોજના પાછી ફેરવી આથી બોર્ડન સાહેબ જરા નિરાશ તો થયા, પરંતુ અમેરિકન સ્વભાવ પ્રમાણે પોતાનો પ્રયત્ન એક ના બીજા રૂપમા ચાલુ રાખ્યો પરિણામે શ્રીમંત મહારાજા સાહેબ વિલાયતથી પાછા ફર્યા ત્યારે પ્રાંત અને કસબા પુસ્તકાલયો માટે એક સ્વતંત્ર નવી યોજના તૈયાર કરી શ્રીમંત મહારાજા સાહેબ સમક્ષ આ યોજના રજૂ કરતા મી બોર્ડને એવી દલીલ કરી હતી કે સને ૧૯૧૧ મા મંજૂર થયેના નિયમો પ્રમાણે રાજ્યના બધા કસબાઓમા વહેલા મોડા મફતનો સાથેના પુસ્તકાલયો સ્થપાઈ જશે જ, પરંતુ જે કામ ૨૫ વર્ષે થાય તે કામ ચાર પાચ વર્ષમા પૂરુ થયેલુ જોવાની શ્રીમંતની ઇચ્છા હોય તો કસબા પુસ્તકાલયની આ ખાસ યોજના મંજૂર કરવા મહેરબાની કરવી શ્રીમંત મહારાજા સાહેબને તો પુસ્તકાલયો જેમ બને તેમ જલદી સ્થપાયેલા જોવાની ધગશ હતી જ, એટલે ચાર વર્ષની આખી યોજના મંજૂર કરી આ યોજનાથી ખાતાના ચાલુ બજેટ ઉપરાંત સરકાર તેમજ પ્રાંત પંચાયતના દરેકના વાર્ષિક રૂ ૨૦૦૦૦) ચાર વર્ષ સુધી પ્રાંત અને કસબા પુસ્તકાલયો માટે જ ખર્ચવાના હતા અને રાજ્યના એકેએક પ્રાંત અને કસબા પુસ્તકાલયને સુંદર મકાન, પૂરતો લાકડી સામાન તથા પુસ્તકોનો મોટો સંગ્રહ પૂરો પાડવાનો હતો લોકોએ અને પ્રાંત પંચાયતોએ આ યોજના વધાવી લીધી અને રૂ ૩૦૦૦૦૦ ના કુલ ખર્ચે સને ૧૯૧૨ થી ૧૯૧૬ સુધીના વર્ષોમા ૪૫ પ્રાંત અને કસબા પુસ્તકાલયોના અને કેટલાક ગામ પુસ્તકાલયોના

મકાનો બંધાઈ ગયાં અને મફત સાર્વજનિક પુસ્તકાલયો તરીકે જ્ઞાન પ્રચારનું કામ કરતાં થઈ ગયાં. राजा कालस्य कारणम् એ સૂત્ર કેટલું યથાર્થ છે તેનો ખ્યાલ આ પુસ્તકાલય પ્રવૃત્તિ કસબાઓમાં એકદમ વિકાસ પામી અને સફળ નીવડી તેનો આ ઇતિહાસ વાંચવાથી સમજાશે. "

## વિસ્તાર

સયાજીરાવે મધ્યવર્તી પુસ્તકાલય, પ્રાંત તથા કસબા પુસ્તકાલય, ઉપરાંત રાજ્યભરમાં ગ્રામ્ય પુસ્તકાલયો, તથા ફરતાં પુસ્તકાલયો ( Travelling libraries )ની યોજનાઓ પણ અમલમાં મૂકી હતી. મધ્યવર્તી પુસ્તકાલયને અંગે એક વિશાળ વાચનાલય, રેફરન્સ શાખા તથા પુસ્તકો વાચકોને ધીરતી ( lending ) શાખા હોઈ મહિલા પુસ્તકાલય તથા બાલ પુસ્તકાલય પણ સાથે જ વડોદરા શહેરના મધ્યમાં માંડવી પાસે આવેલા પુસ્તકાલયને લાયક સારાં મકાનોમાં રખાયાં છે. ' જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય 'નો આદર્શ રાખી રાજ્યભરમાં ગ્રામ્ય પુસ્તકાલયોનાં સ્વતંત્ર મકાન પણ બંધાયાં છે. પુસ્તકાલય ખાતાની યોજના પ્રમાણે ગામમદદ, પંચાયત મદદ તથા સરકાર મદદથી પુસ્તકાલયો ચલાવવાનાં હોય છે. પ્રાંત પુસ્તકાલયોને રૂ. ૭૦૦) સુધી, ૪૦૦૦ ઉપરાંતની વસતીવાળા ગામોમાં કસબા પુસ્તકાલયને રૂ. ૩૦૦) સુધી, તથા ગ્રામ્ય પુસ્તકાલયોને રૂ. ૧૦૦) સુધી મદદ અપાય છે. ગામલોકો જેટલી મદદ ઉભી કરે તેટલી મદદ પુસ્તકાલય ખાતું આપે છે, અને પ્રાંત પંચાયત પણ તેટલી જ મદદ કરે છે; એટલે દરેક મદદનું પ્રમાણ ⅓ આવે છે. ગામ પંચાયત તથા સુધરાઈ પણ પુસ્તકાલયોને મરજી મુજબ મદદ આપી શકે છે.

૧૯૩૮–૩૯ આખરે મધ્યવર્તી પુસ્તકાલયમાં ૧૩૨,૧૯૩ અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, ઉર્દૂ તથા હિન્દી પુસ્તકો હતાં.

વડોદરા શહેરમા પ્રથમ 'ગ્રેટ લાયબ્રેરી' તરીકે ઓળખાતી તથા લવાજમ ભરનારને પુસ્તક ધીરતી લાયબ્રેરીને હવે 'જયસિંહરાવ લાયબ્રેરી'ના નામ સાથે સાર્વજનિક પુસ્તકાલયનુ સ્વરૂપ આપી તેનુ વાચનાલય સૌને માટે મફત વાચન માટે ખુલ્લુ મુકાયુ છે વાચનાલયોમા વર્તમાનપત્રો તથા માસિકો વગેરે સામયિક સાહિત્ય હોય છે

## અવસાન વખતે વિસ્તાર

૧૯૩૮-૩૯ આખરે વડોદરા રાજ્યમા પ્રાત તથા કસબા પુસ્તકાલયો ૪૬, ગ્રામ્ય પુસ્તકાલયો ૧૨૦૦, મહિલા પુસ્તકાલયો ૧૭, બાલપુસ્તકાલયો ૧૧, કસબા વાચનાલયો ૨૧, ગ્રામ્ય વાચનાલયો ૨૨૨, મળી એકદર ૧૫૧૭ સંસ્થાઓ હતી સયાજીરાવનુ ૧૯૩૯ના ફેબ્રુઆરીમા અવસાન થયુ તે વખતે પુસ્તકાલય પ્રવૃત્તિની આટલી સિદ્ધિ થયેલી હોવાથી, આ અજબ પ્રગતિ માટે સયાજીરાવને સર્વ યશ ઘટે છે ભારતભરમા વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ અદ્વિતીય છે અને તેના ડ્યુરેટરો મર્હુમ શ્રી કુડાલકર તથા શ્રી ન્યુટન દત્તે અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદોમા અગ્રેસર ભાગ લઈ વડોદરા રાજ્યના અદ્વિતીય યશની સુરભ સર્વત્ર ફેલાવી હતી તથા મર્હુમ મોતીભાઈ અમીને કસબા તથા ગ્રામ્ય પુસ્તકાલયોના અદ્વિતીય પ્રચારક તથા સસ્થાપક તરીકે ગુજરાત તથા મુબઈ ઇલાકામા અદ્વિતીય સ્થાન મેળવ્યુ હતુ

## ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટ

પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે સબધ રાખનાર પુસ્તકપ્રકાશન તથા ગ્રથકારોને ઉત્તેજન આપનાર પ્રવૃત્તિઓ પણ સયાજીરાવની ઉદાર નીતિને આભારી છે ૧૯૧૫ મા તેમણે પ્રથમ ઓરિએન્ટલ લાયબ્રેરીની સ્થાપના કરાવી તેમા વિદ્વનમદિરમાના સસ્કૃત ગ્રથોનો

સંગ્રહ રાખવામાં આવ્યો. સયાજીરાવના નાના ભાઈ સંપતરાવે પોતાની પાસે ભેગા થયેલાં સેંકડો સંસ્કૃત ગ્રંથો તેમાં ઉમેર્યાં. ત્યારબાદ દર વરસે હસ્તલિખિત તથા છાપેલાં સંસ્કૃત તથા પ્રાકૃત પુસ્તકો ઉમેરાતાં ગયાં. ૧૯૨૭ મા આ સંસ્થાને સેન્ટ્રલ લાયબ્રેરીથી જુદી પાડી 'ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટ' એટલે 'પ્રાચ્યવિદ્યામંદિર' એ નામ આપવામા આવ્યું. આ સંસ્થા પાસે ૧૪ હજાર હસ્તલિખિત તથા ૧૨ હજાર છાપેલા ગ્રંથો છે. આ સંસ્થા તરફથી 'ગાયકવાડ પૌર્વાત્યમાળા' ( Gaekwar's ·Oriental Series ) અંગ્રેજીમાં બહાર પડે છે, અને અનેક અપ્રકટ રહેલા દુર્મિળ સંસ્કૃત, પ્રાકૃત, અર્ધમાગધી ગ્રંથો બહાર પડયા છે. આ ઉપરાંત મરાઠી, ગુજરાતી, સંસ્કૃત ( મૂળ સાથે ભાષાંતર ), હિન્દી તથા ઉર્દૂ ગ્રંથો લેખકો પાસે તૈયાર કરાવી છપાવવાનું કામ કરનાર કેળવણીખાતાની 'ભાષાન્તર શાખા' પણ 'ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટ'ના વ્યવસ્થાપકના હસ્તક રખાઈ છે. આ પુસ્તકો 'શ્રી સયાજી સાહિત્યમાળા' તથા 'શ્રી સયાજી બાળજ્ઞાનમાળા'ના 'પુષ્પો' તરીકે પ્રગટ થાય છે. આમ સયાજીરાવે એક વિદ્યાવિલાસી રાજા તરીકે અનેક ભાષાના સાહિત્યની સુંદર સેવા કરી છે, અને મુસ્લિમ જનતાને ઉપયોગી કાયરોની 'સ્કૂલ ઑવ ઓરિએન્ટલ સ્ટડીઝ'ના પ્રોફેસર આર્થર જેફ્રેએ તૈયાર કરેલો 'Foreign Vocabulary of the Quran' ( કુરાનમા વપરાયેલા પરભાષાના શબ્દોનો કોશ ) જેવો ગ્રન્થ ૧૯૩૮–૩૯ મા 'ગાયકવાડઝ ઓરિએન્ટલ સીરીઝ'મા બહાર પડાવી સયાજીરાવે પોતાને 'જગતશંકેરી' તરીકે પુરવાર કર્યા હતા.

---

# પ્રકરણ ૧૨મું

## સુધારાનો સુવર્ણકાળ

સયાજીરાવને જેમ પ્રજાને કેળવવાના કોડ હતા તેમ સ્થાનિક બાબતોનો કારભાર પ્રજા પાસે કરાવી પ્રજાને પોતાની સાથે રાજ-કારભારમાં ભાગીદાર બનાવી• રાજા પ્રજાના હિતની અભિન્નતાના પાયા ઉપર રાજા તથા પ્રજા મળી 'રાજ્ય' બને છે એ વાતનો સાક્ષાત્કાર કરવાના અને કરાવવાના પણ કોડ હતા. તેમણે ૧૮૯૨ માં લંડનમાં ગીલ્ડહૉલમાં અપાયેલી લૉર્ડ મેયરની મિજબાની વખતે ભાષણ કરતાં બ્રિટિશ પ્રજાને સલાહ આપી હતી કે ઇંગ્લંડ સંસ્થાનોને અને તાબાના દેશોને લોકપ્રતિધિત્વનાં અને સ્વરાજ્યનાં તત્ત્વોવાળી સંસ્થાઓ આપે તો ઠીક. આવા વિચારના રાજવી પોતાનીપ્રજાની ઉન્નતિ માટે 'સ્થાનિક સ્વરાજ્ય' રૂપી લોકશાસનના પહેલા પગથિયાની શરૂઆત કરવાની ધગશ ધરાવે એ કુદરતી હતું.

### સ્વાયત્ત ગામડાં

ભારતવર્ષનું ગામડું દરેક રાજ્યશાસનના પાયારૂપ છે, અને જૂના વખતમાં દરેક ગામડું ગામપંચાયત મારફત સર્વ સ્થાનિક બાબતોનો કારભાર ચલાવી સ્વાયત્ત તથા સ્વશાસિત રહેતું. દેશમાં અનેક રાજદ્વારી ફેરફારો થયા. તોપણ ગામડાંનાં સ્વાયત્ત પ્રજાસત્તાક તંત્રો કાયમ રહ્યાં હતાં.

### ગામપંચાયતનો હ્રાસ

બ્રિટિશ રાજ્ય અમલ પહેલાં એવી સ્થિતિ પ્રવર્તતી હતી. તે

વખતે ગામડાંનો સઘળો કારભાર ગ્રામપંચો મારફત ચાલતો હતે રાજ્ય દફન મહેસૂલ લઈ દુશ્મનોના આક્રમણ સામે ગામનું રક્ષણ કરતું. બ્રિટિશ રાજ્ય અમલ શરૂ થતાં કોર્ટો-કચેરીઓની જાળ દેશભરમાં પથરાઈ અને જે બાબતોનો નિકાલ ગ્રામપંચો કરતાં તે બાબતો આ નવી કેન્દ્રિત સત્તાવાળી કોર્ટો-કચેરીઓમાં જવા લાગી. ગ્રામપંચોએ કરવા જેવું ઘણું ખરું કામ સરકારી તંત્રે લઈ લીધું. ગ્રામપંચાયતની સંસ્થા નબળી પડી ગઈ અને કાળક્રમે નાશ પામી. પ્રથમ ગામનો પટેલ અથવા મુખી રાજ્યનો સ્વતંત્ર વતનદાર હતો. તે પટેલને નવી બ્રિટિશ રાજ્યસત્તાએ પગારદાર બનાવી પોતાનો નોકર બનાવ્યો. પટેલ ગામના માથા આગેવાનને બદલે નોકર બન્યો એટલે ગામડાની સ્થિતિ ભૂંડી થઈ. રૈયતવારી જમીન મહેસૂલ પદ્ધતિ દાખલ થતાં દરેક ખેડૂત-ખાતેદારનો સંબંધ ગામ સાથે ન રહેતાં સીધો સરકાર સાથે થયો. તેથી ગામડાંનું સંગઠન તૂટી ગયું. ગામમાં કુસંપે ઘર કર્યું, અને રાજ્યસત્તા આગળ ગ્રામજનતા પરસ્પર મદદના અભાવે લાચાર થઈ ગઈ.

## ગ્રામ સંસ્થાના ઉદ્ધાર માટે પ્રયાસો

વડોદરા રાજ્યમાં બ્રિટિશને પગલે રૈયતવારી જમીન મહેસૂલ પદ્ધતિ દાખલ થઈ તેથી ગામડાંના તંત્રને સજીવન કેમ રાખવું એ પ્રશ્ન ઊભો થયો. મૃતપ્રાય થયેલી 'ગામ પંચાયત'માં પ્રાણ પૂરવા માટે શું કરવું જોઈએ એનો વિચાર સયાજીરાવે કરી તેમણે સર્વે-સેટલમેન્ટ કમિશનર મિ. ઇલિયટને સૂચવ્યું કે ગામડાં સ્વશાસિત થાય તે માટે પ્રયત્ન કરો. ૧૮૯૧ માં ગામ નોકરી સંબંધી નિયમ થયો. વહીવટદારે પ્રજામાંથી નીમેલા ગ્રામપંચો મારફત સાફસૂફી, પરબ હવાડા, દેવસ્થાન મરામત તથા ગામ નોકરોના કામ ઉપર દેખરેખ રાખવાનું કામ લેવા માંડ્યું. આવી ગામ

પચાયતો રાજ્યના થોડા ગામડામા આવી હતી ગામડાના બાધકામ વગેરે સરકારે પોતાના ખર્ચે કરાવી લેવાનુ ધોરણ અમલમા મુકાયુ.

## લોકલસેસ

ગામડાના રસ્તા વગેરેની કઢગી નાદુરસ્ત સ્થિતિ હતી. તે સુધારવા માટે ૧૮૯૬–૯૭ મા જમીનના આકાર ઉપર 'લોકલસેસ' (સ્થાનિકવેરો) ચડાવવા સેટલમેન્ટ ખાતાએ ભલામણ કરી તે વખતે ગામડાના કામો મહેસૂલી ખાતા મારફત થતા તેથી એ વેરાનો સમાવેશ જમીન મહેસૂલના આકારમા કરવામા આવ્યો પણ પછી એ સ્થાનિક વેરાને જમીન મહેસૂલથી જુદો પાડવામા આવ્યો અને દર રૂપિયે એક આના પ્રમાણે આખા રાજ્યમા દાખલ કરવામા આવ્યો.

## ગામનોકર

ગામનોકરોમા તે વખતે પટેલ તલાટી, હવાલદાર, રખા–વર્તણિયા, ભગી, ઢેડ, ખાલપા, હજામ, કુભાર, સુથાર, લહાર, વેઠિયા માછી તથા પાણુકાનો સમાવેશ થતો હતો, સયાજીરાવની ઇચ્છાથી મહેતાજી ( શિક્ષક ) નો એ વર્ગમા સમાવેશ કરવામા આવ્યો જ્યા ૧૬ વિદ્યાર્થી મળી શકે ત્યા ગામનોકરમા મહેતાજી રાખવાના હુકમને લીધે ૬૩૨ ગ્રામ્યશાળાઓ ૧૮૮૧ થી ૧૮૯૩ સુધીમા સ્થપાઈ હતી

## ગામપચાયતો સ્થપાઈ

પરતુ આ વ્યવસ્થામા ચૂટણીના તત્ત્વને સ્થાન ન હતુ, અને ગામપચો સરકારનિયુક્ત રહેતા ૧૯૦૩ મા ગામ પચાયતના બધારણમા ચૂટણીનુ તત્ત્વ દાખલ કરવામા આવ્યુ. સયાજીરાવે તે પચની સત્તા વધારી આ સાલમા અમલમા આવેલા

થોડીકજ ગામપંચાયતોને અપાયા હતા અને ક્ષુલ્લક સ્વરૂપના દીવાની ફોજદારી કામો જવલ્લે જ આગળ આવતા હોવાથી આ અધિકાર વાપરવાનો જવલ્લે જ પ્રસંગ આવતો. ગામપંચાયતના કામ માટે કેટલીક જૂજ ઊપજ તેમજ લોકલસેસના ફાળાની કેટલીક રકમ ગામપંચાયતોને આપવામાં આવી પણ અનુભવ જોતા લોકલ સેસના ફાળાનો ગામપંચાયતો બરોબર ઉપયોગ નહીં કરી શકવાથી તે તેને આપવાને બદલે મહાલ પંચાયતને હસ્તક સોપાયો અને સંવત ૧૯૮૬ માં મહાલ પંચાયતો બંધ થઈ ત્યાં સુધી તેમણે વહીવટ કર્યો

## નવો નિબંધ અમલમાં આવ્યો

ઈ સ ૧૯૦૩ મા ગામપંચાયતો સબંધે નિયમ અમલમા આવ્યા પછી તેમા વખતોવખત અનેક સુધારા થયા તે એકત્ર કરી બીજા વિશેષ સુધારા દાખલ કરી તા ૩૦-૧૨-૧૮૨૦ ના રોજ નવો 'ગ્રામ્યપંચાયત સબંધી નિબંધ' પ્રસિદ્ધ કરવામા આવ્યો ને તેમા સંવત ૧૯૮૭ ને તે પછી થયેલા મહત્ત્વના સુધારા મુજબ ગામપંચાયતોનો વહીવટ હાલ ચાલે છે દરેક ગામપંચાયતમા ૬ થી ૧૫ પંચ હોય છે તેમા ⅔ ચૂટાયેલા અને ⅓ સરકાર તરફે નિમાયેલા હોય છે સરકારે નીમવાના પંચમા હોદ્દાની રૂએ મુખી પટેલ હોય છે તે ગામપંચાયતનો અધ્યક્ષ હોય છે ગામની પ્રાથમિક કેળવણીની શાળાના શિક્ષકને વિશેષ હુકમના અભાવે સરકાર તરફથી વહીવટદારે પંચ નીમવો જોઈએ અને તે ઉપરાત એક તૃતીયાશનુ પ્રમાણ સચવાતુ હોય તો લાયક તલાટીને સરકાર પંચ તરીકે નીમી શકે છે પંચાયતની મુદત ત્રણ વરસની રહે છે નાની સુધરાઈઓના ધોરણે ગામપંચાયતોને ફરજિયાત તથા મરજિયાત કામો ઠરાવ્યા પ્રમાણે કરવાના હોય છે નાના ગામો કે પછાત

ગામોમાં જૂથ બનાવી સંયુક્ત ગામપંચાયતો સ્થપાય છે, જ્યારે બીજા દરેક ગામે સ્વતંત્ર પંચાયત હોય છે.

## છેલ્લો ઉલ્લેખ

આ પંચાયતો સંબંધે ૧૯૩૮-૩૯ ના કારોબારી રિપોર્ટમાં પૃ. ૧૫૧ ઉપર નીચે પ્રમાણે ઉલ્લેખ છેઃ—

" Every village with a population of 500 and above has a Panchayat of its own. The total number of village panchayats was 2103. The number of members on these bodies varies from 6 to 15 according to population, there being one member for every 250 of the population. Two-thirds of the members are elected and one third nominated. The Patel of the village is ex-officio president and the local school master is in many cases a nominated member.

" To encourage village panchayats to undertake works of public utility of a permanent nature the Government contribute annually an amount equal to that raised by the village panchayats by taxation and contributions from the public. × × "

" In addition to the above concession the Government advance loans to village

panchayats for works of public utility up to five times their annual income on the security of their share of the total cess "

ભાવાર્થ—" દરેક ૫૦૦ અગર તેથી વધારે માણસની વસતિ ધરાવનાર ગામડું સ્વતંત્ર પંચાયત ધરાવે છે એમ દર ૨૧૦૩ પંચાયતો છે દર ૨૫૦ માણસે એક પંચ એ પ્રમાણે સાથે ઓછામાં ઓછા ૬ અને વધારેમાં વધારે ૧૫ પંચ હોઈ શકે છે ⅔ પંચો ચૂંટાય છે, ⅓ પંચોને સરકાર નીમે છે ગામનો પટેલ હોદ્દાની રૂએ પ્રમુખ રહે છે, અને સ્થાનિક શાળાનો મહેતાજી ઘણે ઠેકાણે સરકારનિયુક્ત સભ્ય હોય છે.

" કાયમના સ્વરૂપના સાર્વજનિક ઉપયોગનાં કામો કરવામાં પંચાયતોને ઉત્તેજન આપવા સારુ ગામપંચાયતો કરવેરા કે પ્રજાકીય ફાળાથી જેટલી રકમ ઊભી કરે તેટલી રકમ સરકાર ગામપંચાયતને આપે છે

" આ ઉપરાંત ' લોકલસેસ માંથી ગામ પંચાયતને ફાળે જે ભાગ આવે તેના તારણ ઉપર પંચાયતની વાર્ષિક ઉપજના પાંચપટ સુધી સરકાર કરજ ધીરે છે "

## ગામપંચાયતનું નામ વગેરે

ગામપંચાયતને સોંપાયેલા કામોની યાદી જોતાં તે લગભગ ગામના આખા વહીવટને આવરી લે છે ખાસ કરીને પાણીનો પુરવઠો, આરોગ્ય રક્ષણ, રસ્તા દેવસ્થાન શાળાની દેખરેખ, ગામનોકરી, બાળલગ્ન, તળાવ, આફતના વખતમાં તાત્કાલિક ઉપાય, વગેરે મુખ્ય ફરજિયાત કામો છે પુસ્તકાલય, વૃક્ષારોપણ, દીવાબત્તી, ગ્રામ ઔષધાલય, સહકારી મંડળી ગામ સંરક્ષણ

સબધે વધુ ઇનાજ વગેરે ગામની સગવડ તથા સુખાકારીના કામ ચરજિયાત છે ગામપચાયતને દર આને બે પાઈ લોકલ સેસમાથી ફાળો મળે છે ગામપચાયતોને ખિપજ કરવા ઘરવેરો, યાત્રાળુ વેરો વગેરે કર નાખવા અધિકાર અપાયા છે ગામપચાયતે અવશ્ય કરવાના કામ માટે નાણાની ખાસ જરૂર ન હોય અને અગ મહેનતથી થવા જેવુ હોય તો તે પચાયતે ઘર દીઠ એક માણસ લઈને કરવા ને માણસ ન આપી શકે તેની પાસેની એક મજૂરની મજૂરી જેટલા પૈસા લેવા સબધે ૧૯૩૩ મા સુધારો થયો છે ખાતાની જમીનના મોમદના ઘર બાધવા પરવાનગી આપવી, ગામની હદના રૂ ૫૦૦ સુધીના કામ કરવા વગેરે સબધે અધિકાર પચાયતને સોપાયા છે

ઉપરાત દીવાની ફોજદારી હલકા સ્વરૂપના કામોનો નિકાલ કરવા તથા બીજા અધિકાર આપવા સરકાર મુખત્યાર છે

તદ્દન પછાત વર્ગની વસતિવાળા પ્રદેશમા જૂથ પચાયત હોય છે, વહીવટદાર પ્રમુખ રહે છે વડોદરા રાજ્યમા હવે ગામ પચાયતોની વાર્ષિક પરિષદો ભરાય છે

આમ વડોદરા રાજ્યમા સયાજીરાવની ‘ ગામડાને લગભગ પૂર્ણ સ્વશાસિત ’ બનાવવાની ધગશને લીધે ગામપચાયતોનો વિકાસ કરવાનો તેમની સમજણ પ્રમાણે હાર્દિક પ્રયત્ન થયો છે, તથા મહાલ પચાયતોનુ અસ્તિત્વ એ વિકાસની આડે આવે છે એમ સરકારને લાગતા ૧૯૨૯–૩૦ મા તે બધ પાડવામા આવી છે, ને પ્રાત પચાયતની મહાન સમિતિઓ જે તે મહાલ માટે મદદ કરે છે.

## મહાલ તથા પ્રાંતપચાયત

સયાજીરાવે ગામપચાયતો ઉપરાત તાલુકા તથા જિલ્લાની

સ્થાનિક બાબતોના વહીવટ માટે મહાલપંચાયતો તથા પ્રાંતપંચાયતો સ્થાપવા માટે ૧૯૦૪ ના સપ્ટેંબરમાં સ્થાનિક પંચાયત સંબંધે નિબંધ પસાર કર્યો. જે તે તાલુકાની ગામપંચાયતોના જૂથ તાલુકા પંચાયતમાં એક એક પ્રતિનિધિ મોકલતાં, પ્રાંતપંચાયત માટે દરેક મહાલપંચાયત એક એક પ્રતિનિધિ મોકલતી અને દસહજાર ઉપરાંત વસતિ ધરાવનાર સુધરાઈ પણ એક એક પ્રતિનિધિને પ્રાંતપંચાયતના સભ્ય તરીકે ચૂંટીને મોકલતી. મહાલ તથા પ્રાંત પંચાયતમાં જે તે મહાલ કે પ્રાંતનાં બધાં બારખળી ગામડાં મળીને એક એક પ્રતિનિધિ મોકલે એમ ઠર્યું હતું. આ બન્ને સંસ્થામાં નીમે ચૂંટાયલા અને નીમે સરકારનિયુકત સભ્યો રહેતા. સરકારનિયુક્તમાં નિદાન નીમે પ્રજાવર્ગમાંથી નિમાતા અને નીમેથી વધારે નહિં એટલા અમલદાર વર્ગના રહેતા. તાલુકા બોર્ડના હોદ્દાની રૂએ નાયબ સૂબા અધ્યક્ષ રહેતા અને જીલ્લાબોર્ડના સૂબા અધ્યક્ષ રહેતા. તે વખતે બ્રિટિશ હિન્દમાં જે પ્રકારના તાલુકાબોર્ડ તથા જીલ્લાબોર્ડ હતાં તેને ઘણે ભાગે અનુસરીને સયાજીરાવે આ સંસ્થાઓ કાઢી હતી. માત્ર વડોદરા રાજ્યમાં ગામપંચાયતો સ્થપાયેલી હોવાથી ચૂંટણીનું ધોરણ graded franchise (ક્રમિક મતાધિકાર)ના તત્ત્વને અનુસરતું હતું. ગામપંચાયતોના અધિકાર બહારના ક્ષેત્રમાં મહાલપંચાયત તથા પ્રાંતપંચાયતોએ કામ કરવાનું હતું. સ્થાનિક પંચાયતો સંબધી કાયદો ફકત વડોદરા-શહેરને લાગુ નહતો. ચૂંટણી તથા મતાધિકારનું આ ધોરણ સંવત ૧૯૮૫ સુધી ચાલુ રહ્યું, માત્ર સંવત ૧૯૭૬ના સુધારાથી મહાલ પંચાયતો માટે સીધી ચૂંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યુ હતું. ગામપંચાયત માટે મત આપવાનો હક્ક ધરાવનાર મતદારો મહાલ પંચાયત માટે સભાસદ ચૂંટી કાઢવા લાગ્યા. મહાલ તથા પ્રાંત પંચાયતમાં નીમેને બદલે $\frac{3}{4}$ સભ્યો ચૂંટાઈને આવે અને સરકારનિયુક્તનું પ્રમાણ માત્ર $\frac{1}{4}$ રહે એવું ધોરણ સ્વીકારાયું.

કે સરકારનિયુક્તમાંથી નીમે સુધી સરકારી નોકરો રહેતા અને નિહાન નીમે પ્રજા વર્ગમાંથી નિમાતા. જો કે શરૂઆતમાં મહાલ પંચાયતના અધ્યક્ષ તરીકે નાયબસૂબા ઠર્યા હતા તોપણ પાછળથી વહીવટદારને તેના અધ્યક્ષ બનાવવામાં આવ્યા. જે વખતે નાયબસૂબા અધ્યક્ષ હતા ત્યારે વહીવટદારને હોદ્દાની રૂએ ઉપાધ્યક્ષ ઠરાવ્યા હતા, પરંતુ વહીવટદારને અધ્યક્ષ બનાવ્યા ના મહાલ પંચાયતનો ઉપાધ્યક્ષ ચૂંટાઈને આવે એમ ઠર્યું. આ ફેરફાર સંવત ૧૯૭૩માં થયો. કેટલીક પસંદ કરેલી પંચાયતોને અધ્યક્ષ ચૂંટી કાઢવાનો હક્ક અપાયો તે રૂએ વડોદરા તથા અમરેલી પ્રાંતપંચાયતોમાં તથા કેટલીક મહાલ પંચાયતો-માં પંચોએ લોકનું અધ્યક્ષ ચૂંટવા માંડ્યા પરંતુ આ અખતરો સરકારને અનુકૂળ ન આવતા સંવત ૧૯૮૪ના અરસામાં પ્રાંત-પંચાયતના અધ્યક્ષ તરીકે સૂબા ( Collector ) તથા મહાલ પંચાયતોના અધ્યક્ષ વહીવટદાર થયા.

## મહાલ પંચાયત બંધ પડી

રાઈસ કમિટીની ભલામણો મુજબ મહાલ પંચાયતો ગામ-પંચાયતોના વિકાસમાં અંતરાય રૂપ લાગતા તા ૧-૧૧-૧૯૨૮થી બંધ પાડવામાં આવી મુંબઈ ઇલાકામાં પણ કોંગ્રેસ સરકારોએ ગામપંચાયતોને તાલુકા બોર્ડના અંકુશમાંથી મુક્ત કરવા તાલુકા લોકલ બોર્ડો બંધ પાડી છે પ્રાંતપંચાયતના સભ્યોમાંથી જે તે મહાલ માટે મહાલ સમિતિઓ નિમાય છે, જેને પાછળથી ' મહાલ પંચાયત ' નામ આપવામાં આવ્યું છે.

પંચાયતોની પ્રગતિ માટે પંચાયત પ્રતિનિધિ સભાઓ કેટલીક વખતે મળતી,

## પુનર્ઘટના

ઈસ ૧૯૨૮માં સયાજીરાવે સ્થાનિક પંચાયતોની પુનર્ઘટના કરવા

રાઈસ કમિટી નીમી તેની ભલામણોને અનુસરીને મહાલપંચાયતો બંધ થઈ. હવે સીધી ચૂંટણીથી પ્રાંત પંચાયતોના ૩/૪ સભ્યોની પસંદગી થાય છે. સરકાર નિયુક્ત ૧/૪ માંથી નીમે સુધી સરકારી નોકર તથા નીમે પ્રજાવર્ગમાંથી નીમવાનું ધોરણ ચાલુ છે. ચૂંટણીની બેઠકોની ફાળવણી જુદા જુદા હિતોના મહત્ત્વના પ્રમાણમાં કરવામાં આવી છે. મહાલો માટે દર ૨૫ હજાર વસતિએ એક સભાસદ હોય છે તે ઉપરાંત જુદા જુદા હિતોને થોડી બેઠકો મળી છે. સને ૧૯૩૦ માં આ નવા બંધારણનો અમલ થયો હતો.

## ચૂંટાયલો અધ્યક્ષ આપ્યો

પ્રાંત પંચાયતોને ચૂંટાયલો અધ્યક્ષ મળવો જોઈએ એવી પ્રજાની ચાલુ માગણી હતી સયાજીરાવના અવસાન પછીના તેમના ફરમાનથી અધ્યક્ષ ચૂંટી કાઢવાનો હક્ક જે તે પ્રાંત પંચાયતને મળ્યો છે સૂબા અધ્યક્ષ હતા ત્યારે પણ ઉપાધ્યક્ષ ચૂંટાયલા જ રહેતા તે પ્રથા આ નવા બંધારણમાં ચાલુ રહે એ કુદરતી છે

પ્રાંત પંચાયતોનું કાર્યક્ષેત્ર બ્રિટિશ ગુજરાતની જિલ્લા લોકલ-બોર્ડને મળતું છે પણ બ્રિટિશ હિન્દની જુદી જુદી પ્રાંત સરકારોએ ૧૯૩૭-૩૯ દરમિયાન પસાર કરેલા સુધારા જેવું આ બંધારણ ઉદાર નથી, તોપણ સંસ્થાનો વહીવટ પ્રજાના માનેલા પ્રમુખ હસ્તક રહેતો હોવાથી પ્રથમ કરતા પ્રાંત પંચાયત વધુ અધિકાર ભોગવે છે

## સુધરાઈઓ

વડોદરામાં ૧૮૬૯ થી અને પાટણ, નવસારી, પેટલાદ વગેરે સ્થળે સને ૧૮૭૭ના અરસામાં સરકારી સુધરાઈઓ સ્થપાઈ હતી. સને ૧૮૯૧ માં પ્રજાવર્ગમાંથી સુધરાઈમાં સભ્ય નીમવાની પ્રથા શરૂ થઈ નાની કસબા સુધરાઈઓ સરકાર મદદથી ચાલતી હતી.

વડોદરા શહેર સુધરાઈ ઉપરાંત ૧૯૦૩-૦૪ આખરે રાજ્યમાં ૩૫ સુધરાઈઓ હતી.

### શ્રી. દત્તની નોંધ

આ સુધરાઈઓ સંબંધે ૧૯૦૨-૦૩ તથા ૧૯૦૩-૦૪ ના એકત્ર એડમિનિસ્ટ્રેશન રિપોર્ટમાં ઉલ્લેખ કરતાં મર્હુમ રોમેશચંદ્ર દત્ત જણાવે છે કેઃ—

" All these Municipalities are entirely managed by Vahivatdars, the executive heads of the Talukas. The people are yet in the happy condition of paying no Municipal taxes and having no Municipal constitutions. The Government pays virtually all *their expenses* and Government officers manage their affairs."

ભાવાર્થ—આ સર્વ સુધરાઈઓનો પૂર્ણ વહીવટ તાલુકાના અમલી તંત્રના વડા તરીકે વહીવટદારો ચલાવે છે. સુધરાઈઓનાં બંધારણ ન મળે તેમ સુધરાઈના કરવેરા ભરવાના ન હોય એવી સુખદ સ્થિતિમાં લોકો છે. સરકાર તમામ ખર્ચ આપે છે અને સરકારી અમલદારો સુધરાઈઓનું કામકાજ કરે છે. "

### ચૂંટણીનું તત્ત્વ દાખલ થયું

પરંતુ વડોદરા શહેર સુધરાઈમાં સયાજીરાવે ૧૮૯૨ માં ચૂંટણીનું તત્ત્વ દાખલ કર્યું હતું, જો કે વહીવટ સુધરાઈ કામદાર તરીકે સરકારી અમલદારો ચલાવતા. ૧૯૦૫ માં નવો સુધરાઈ નિબંધ પસાર થયો તે ૧૯૦૬ ના ફેબ્રુઆરીમાં અમલમાં આવ્યો, તે પહેલાં

વડોદરા શહેર સુધરાઈને જાજરૂ વેરાથી આશરે ૪૦ હજાર રૂપિયા ઉત્પન્ન આવતું, તથા બીજું ૧૬-૧૭ હજાર પરચુરણ ઉત્પન્ન થતું. શહેર સુધરાઈનું ખર્ચ તે અરસામાં ૨ થી ૨॥ લાખ થતું તેથી ખૂટતી રકમ સરકાર આપતી. શહેરની સ્થિતિ આરોગ્ય-રક્ષણની દૃષ્ટિએ તે વખતે સારી ન હતી.

સયાજીરાવે શહેર તથા કસબાઓના સ્થાનિક વહીવટમાં પ્રજાનો સહકાર મેળવવા મુંબઈ ઇલાકાના ૧૯૦૧ ના જિલ્લા મ્યુનિસિપાલિટી સંબંધે કાયદાને અનુસરતો સ્થાનિક ફેરફારો સાથે સુધરાઈ નિબંધ પસાર કર્યો, અને તેનો અમલ વડોદરા શહેર, ડભોઈ, પાટણ, સિદ્ધપુર, વિસનગર, નવસારી, ગણદેવી તથા અમરેલીમાં શરૂ કર્યો. વડોદરા શહેર માટે ⅔ ચૂંટાયલા તથા ⅓ સરકારનિયુક્ત સભ્યોનું ધોરણ સ્વીકારાયું હતું. બાકીની સુધરાઈઓમાં ૫૦ ટકા ચૂંટાયલા અને ૫૦ ટકા સરકારનિયુક્ત સભ્યો હતા. સરકારનિયુક્ત પૈકી નીમેથી વધારે નહિ એટલા સરકારી નોકરો તથા નીમે પ્રજાવર્ગમાંથી સભ્ય લેવા ઠર્યું હતું. આ બધી સુધરાઈઓને કરવેરા નાંખી ઉત્પન્ન કરવાની જવાબદારી સાથે ઘણે અંશે સ્વાયત્તતા અપાઈ હતી.

## અધિકાર સાથે જવાબદારી

નાની સુધરાઈઓ સરકાર મદદથી ચાલતી હતી તે સંબધે નિયમ પસાર થયો, જેનો ૧૯૦૫ ના મે થી અમલ થયો. તેમાં નીમે સભાસદો ચૂંટણીથી મોકલવાનું ઠર્યું હતું. આ બધી સુધરાઈઓમાં ચૂંટણીના તત્ત્વ સાથે કરવેરા નાખવાની જવાબદારીનું ધોરણ દાખલ થતું હોવાથી સામાન્ય જનતાના મનમાં એમ ઠસી આવતું કે આના કરતાં તો સરકારખર્ચે સરકારી વહીવટથી ચાલનારી તથા પ્રજા પર કરવેરા નહિ નાંખનારી સુધરાઈઓ સારી હતી. પરંતુ સયાજીરાવે તો લોકોને રાજ્યકારભારમાં સહકાર

આપવા માટે લાયક બનાવવા જે ઇચ્છા રાખી હતી તેને અનુસરીનેજ શુભેચ્છાથી કાંઈક પ્રજાકીય તત્ત્વવાળી સુધરાઈઓ સ્થાપી હતી.

વડોદરા રાજ્યની સુધરાઈઓના પ્રમુખ સરકારી અમલદાર ( નાયબસૂબા-વહીવટદાર ) રહેતા તથા ઉપાધ્યક્ષ ચૂંટાયેલા રહેતા. ચૂંટણીના પ્રમુખ માટે લોકમાગણી લાંબા વખતથી ચાલુ હતી. સયાજીરાવના અવસાન પહેલાં થોડા દિવસ અગાઉ ૧૯૩૮ આખરે વડોદરા શહેરને તથા બીજી મોટી સુધરાઈઓને ચૂંટણીના પ્રમુખનો હક આપ્યાનું જાહેર થયું. તે પહેલાં થોડાં વરસથી સરકારનિયુક્ત પ્રજાજનને વડોદરા શહેર સુધરાઈના પ્રમુખ બનાવવાની પ્રથા ચાલતી હતી.

## ન્હાની સુધરાઈઓનો પ્રશ્ન

ન્હાની સુધરાઈઓને સંવત ૧૯૬૫માં વિશિષ્ટ ગામપંચાયતો બનાવવામાં આવી હતી. તેનો અધ્યક્ષ વહીવટદાર હતો. સં. ૧૯૭૪-૭૫ થી ઉપપ્રમુખ પ્રજાવર્ગમાંથી ચૂંટવાની પ્રથા શરૂ થઈ. તેને સુધરાઈ જેવા કર નાખવાની કેટલીક સત્તા હતી. સંવત ૧૯૮૩માં વિશિષ્ટ પંચાયતો સંબંધે કાયદો પસાર થયો, જેનો અમલ તા. ૧-૮-૧૯૨૯ થી થયો. સંવત ૧૯૮૭માં વિશિષ્ટ પંચાયતોને ઘ વર્ગની સુધરાઈ નામ આપવામાં આવ્યું તથા તેને અનુસરીને બંધારણ તથા અધિકાર રાખવામાં આવ્યાં. આ સુધરાઈઓ ઘ વર્ગની સુધરાઈઓ તરીકે ઓળખાય છે.

## છેલ્લી સ્થિતિ

૧૯૩૮-૩૯ ના રિપોર્ટ પ્રમાણે વડોદરા, પેટલાદ, ડભોઈ, મહેસાણા, પાટણ, વિસનગર, સિદ્ધપુર, કડોલ, નવસારી, ગણદેવી, બિલીમોરા, અમરેલીમાં ક વર્ગની સુધરાઈઓ હતી અને તેમને

પ્રમુખ ચૂંટવાનો હક્ક મળ્યો હતો. ब વર્ગની સુધરાઈઓના પ્રમુખ તરીકે વહીવટદાર બેસે છે. માત્ર વરિઆવમાં સરકારનિયુક્ત પ્રજાકીય પ્રમુખ છે. ઉંઝા સુધરાઈને પ્રમુખ ચૂંટવાનો હક્ક મળ્યો છે. ब વર્ગની સુધરાઈઓ ૩૦ છે.

જેમ अ વર્ગની સુધરાઈઓને પ્રમુખ ચૂંટવાનો હક્ક મળ્યો છે તેમ ब વર્ગની સુધરાઈઓને પણ એ હક્ક મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડના વખતમાં મળતાં આ સુધરાઈઓ अ વર્ગની સુધરાઈઓની હરોલમાં આવશે. વડોદરા શહેર સિવાયની સુધરાઈઓમાં પ્રજાકીય ચૂંટાયલું તત્ત્વ ⅔ રહે છે, જ્યારે ब વર્ગની નાની સુધરાઈઓમાં એ તત્ત્વ ½ છે એ વાત ધ્યાન પર લઈ अ વર્ગની સુધરાઈના પ્રજાકીય તત્ત્વમાં વધારો કરવાની જરૂર લાગે છે.

## ઇન્સાફ માટે તાલીમ

પ્રજાને રાજકારભારની તાલીમ આપવા માટે સયાજીરાવે ક્ષુલ્લક દીવાની ફોજદારી ઇન્સાફ કરવાનો અધિકાર મુખી પટેલ, તથા ગ્રામ્ય ન્યાયાધીશ તથા ગ્રામ્ય પંચાયતને આપવાની મુખત્યારી વરિષ્ટ ન્યાયાધીશને સોંપી હતી, તેમ રૂ. ૧૦૦) ( સો ) સુધીના લેણદેણના સ્વરૂપના દાવાનો મધ્યસ્થ પંચ મારફત લવાદીથી નિકાલ કરાવવાની તજવીજ નિષ્ફળ જાય તો જ તે કોર્ટમાં દાખલ કરવાનું ઠરાવી મધ્યસ્થ પંચોની નિમણુકો તાલુકાવાર કરાવી હતી. પરંતુ આ દિશામાં સયાજીરાવે લીધેલાં પગલા એકંદર રીતે સફળ થયાં નથી અને કોઈક જ પટેલ, ગ્રામ્ય ન્યાયાધીશ કે ગામ પંચાયતને આવા અધિકાર આપી શકાયા છે અગર તે અધિકાર પ્રજાને સંતોષે એવી રીતે સફળતાપૂર્વક વાપરી શકાયા છે. મધ્યસ્થ પંચની સંસ્થામાં પ્રજાને કેટલો વિશ્વાસ છે તે જોવા પાછળથી મધ્યસ્થ પંચ રૂબરૂ જવાનું મરજિયાત ઠરતાં સેંકડે ૯૫ ટકા લોકોએ બારોબાર કોર્ટમાં

દાવા કરવાનુ પસદ કર્યું છે અને મધ્યસ્થ પચોમા સામાન્ય રીતે ગેરભરોસો બતાવ્યો પરિણામે આ સસ્થા મરણ પથારીએ પડી છે ચૂટણીના ન્યાયાધીશની પ્રથા અમેરિકામા છે પણ તે સફળ થઈ નથી સરકાર પસદગીના મધ્યસ્થ પચોનો અખતરો સફળ ન થાય એ કુદરતી છે. ગામ પચાયતોનુ બધારણ જોતા તે ભાગ્યે જ સાચો ન્યાય તોળી શકે મુખી–પટેલો કોઈક જ ક્ષુલ્લક ફોજદારી ગુનાનો ઇન્સાફ કરી શકે ગ્રામ્ય ન્યાયાધીશની સસ્થા વરિષ્ટ ન્યાયાધીશોની દષ્ટિએ અપવાદ રૂપ જ અમનમા છે. હવે સન્માન્ય ફોજદારી ન્યાયાધીશ (ઓનરરી મેજિસ્ટ્રેટ)ની પ્રથા તો મુબઈ ઇલાકામા પણ કોન્ગ્રેસ પ્રધાનમડળના વહીવટ વખતે ઇન્સાફના કારણ સારુ એકદરે નિરૂપયોગી માલમ પડી છે, તો પછી વડોદરા રાજ્યમાં તે સરકારને સકુચિત કરવી પડે તેમા શું નવાઈ! આમ દીવાની–ફોજદારી ઇન્સાફને અગે પ્રજાને તાલીમ આપવાનો સયાજીરાવનો અખતરો અનુભવે નિરાશાજનક નીવડયો છે.

માત્ર સેશન્સ કોર્ટમા જ્યુરી (નિર્ણાયક પચ) તથા એસેસર (સલાહકાર પચ)ની મદદથી સેશન્સ (પ્રાત ફોજદારી ન્યાયાધીશો) ના અધિકારના અનુક્રમે ઓછા ગભીર તથા વધુ ગભીર ગુનાની ચોકસી કરવાનુ ધોરણ એકદર રીતે સફળ થયુ છે. વડોદરા રાજ્યમા ઓછા ગભીર ગુનાનો ઇન્સાફ જ્યુરીની મદદથી થાય છે અને વધુ ગભીર ગુનાનો ઇન્સાફ એસેસરોની મદદથી થાય છે. જ્યારે બ્રિટિશ હિન્દમા ગભીર ગુનાનો ઇન્સાફ કરવાની જવાબદારીની ગભીરતા જોઈ સેશન્સ જજની એકલાની સમજણ ઉપર આધાર ન રાખતા જ્યુરી ઉપર 'હકીકતનો નિર્ણય' કરવાનો બોજો નાખ્યો છે, અને કાયદાનુ ધોરણ સમજાવવાની જવાબદારી જજ ઉપર રહે છે અને એ બે વાતને પરિણામે જ્યુરી આરોપીને ગુનેગાર કે બિનગુનેગાર ઠરાવે છે, જે નિર્ણય સામાન્ય રીતે જજ

સ્વીકારે છે અને મતભેદ હોય તો હાઇકોર્ટને reference કરે છે. વડોદરા રાજ્યમાં ગંભીર ગુનાના પ્રસંગે નિર્ણાયક મત આપવાને માટે પ્રજાને ફક્ત એસેસર તરીકે અભિપ્રાય આપવાનો હક્ક અપાયો છે, જ્યારે ઓછા ગંભીર ગુનાના પ્રસંગે નિર્ણાયક મત જ્યુરી (પંચ) આપશે તો ખાસ વાંધાભર્યું નથી પણ પ્રજાને ઇન્સાફના કામમાં પુરાવાની તુલના કરવાની તાલીમ મળશે એમ માન્યું છે. વડોદરા રાજ્યનો હેતુ પ્રજાને ઉત્તરોત્તર રાજકારભારમાં સહકાર આપવા વધુ લાયક બનાવવાનો છે, જ્યારે બ્રિટિશ હિન્દની નોકરશાહીનો હેતુ ગ્રેટબ્રિટનની પ્રણાલિકા પ્રમાણે ગંભીર ગુનાની ચોકસીના અંતે કરવાના નિવેડાનું ગાંભીર્ય જોઈ ન્યાયાધીશ સાથે પંચો (જ્યુરીના ગૃહસ્થો)ને તે માટે જવાબદાર બનાવવાનો છે.

### ન્યાય તથા કારોબારી કામ જુદાં પાડયાં

ન્યાય તથા કારોબારી કામ જુદાં પાડવાનો અખતરો શ્રી. રોમેશચંદ્ર દત્ત વડોદરા રાજ્યમાં અમાત્ય તરીકે નિમાયા તે પહેલાં સયાજીરાવે કેટલાંયે વર્ષો અગાઉ શરૂ કર્યો હતો તે આપણે પ્રકરણ ૬ માં જોઈ ગયા છીએ. ફોજદારી ઇન્સાફી કામનો બોજો વહીવટદારો વગેરે મહેસૂલી અમલદારો પર રહેવાથી તેઓ પોતાના મહેસૂલી ખાતાના કામ માટે પૂરતો વખત તથા પૂરતું ધ્યાન આપી શકે નહિ, અને મહેસૂલી ખાતાના કામને અંગે તેમને ગામડાંમાં ફરવું પડતાં જુદા જુદા માણસ સંબંધે જે રાગદ્વેષ અગર પૂર્વગ્રહ બંધાય તેને લીધે તેમજ તેઓ તાલુકાના બંદોબસ્ત માટે જવાબદાર હોવાથી પોલીસ મારફત કેસ તૈયાર કરાવી પોતાની પાસે ઇન્સાફ માટે રજૂ કરાવનાર બનતાં તેઓ સાથેજ 'ફરિયાદી તથા ન્યાયાધીશ' નો ન્યાયદૃષ્ટિએ અયોગ્ય 'પાર્ટ' ૩ ભજવતા હોવાને લીધે તેમજ ફરતા અમલદારોની પાછળ પાછળ ફરવાની હેરાનગતીમાંથી પ્રજાને

બચાવવા સારુ ન્યાય તથા કારોબારી કામ જુદાં પાડવાની જરૂરિયાત સ્વીકાર્ય હતી અને કોન્ગ્રેસ તો તે બાબત હમેશ માગણી કર્યા કરતી હતી. સયાજીરાવે આ સુધારો બ્રિટિશ હિન્દમાં બ્રિટિશ સરકારે દાખલ નહિ કર્યો છતાં દાખલ કરી અજબ હિંમત બતાવી હતી. તેમણે ખૂબ વાટાઘાટને અંતે તાલુકા તથા જિલ્લાના મુલકી ( મહેસૂલી ) અમલદારો પાસેથી ફોજદારી ઇન્સાફી કામ કાઢી લઈ તે દીવાની ઇન્સાફ કરનાર મહાલ ન્યાયાધીશોને સોંપ્યું અને તેમને સાધારણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ બનાવ્યા. તેમણે દાખલ કરેલા સુધારા પ્રમાણે કું ફોજદારી ઇન્સાફનું કામ આમ સોંપાયું હતું અને ઠું કામ મુલકી અમલદારો પાસે હોદ્દાની રૂએ મેજિસ્ટ્રેટના નાતાથી કરવા માટે રહેવા દીધું હતું. ૧૯૦૪ માં શ્રી. રોમેશચંદ્ર દત્તે આ ઠું કામ પણ મુલકી અમલદારો પાસેથી કાઢી લઈ તાલીમ પામેલા મહાલ ન્યાયાધીશો તરફ જ રાખવા મહારાજા સયાજીરાવને સલાહ આપી અને તે પ્રમાણે ન્યાય તથા કારોબારી કામ તદ્દન જુદાં પાડવાનો સુધારો અમલમાં આવ્યો. આ સુધારા માટે સયાજીરાવને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. આજે પણ બ્રિટિશ હિન્દમાં જે સુધારો દાખલ થયો નથી તે સુધારાના મીઠાં ફળ વડોદરા રાજ્યની પ્રજા લાંબા વખતથી ચાખે છે, અને ત્યાંના કરતાં વધારે નિર્મળ ન્યાય ફોજદારી ઇન્સાફી કામે મેળવે છે, માત્ર જે સ્થળે આ ગોઠવણ પૂરી રીતે અમલમાં મૂકવી અશક્ય હતી ત્યાંના વહીવટદાર, મહાલકરી તથા અવલ કારકુન પાસે ફોજદારી ઇન્સાફના 'સેકન્ડ ક્લાસ' તથા 'થર્ડ ક્લાસ' સુધીના અધિકાર રહેવા દેવા પડયા છે. તે સિવાય મહેસૂલી અમલદારોનો ફોજદારી ઇન્સાફ આપવાનો અનુભવ ચાલુ રહે અને કટાઈ ન જાય તે માટે કેટલાંક વર્ષ પછી સયાજીરાવે ચોમાસામાં જ્યારે મુલકી અમલદારો જે તે તાલુકાના સદર સ્ટેશનમાં રહી શકે

તે વખતે સાધારણ ફોજદારી ન્યાયાધીશો વર્ગ ૧ માંથી ત્રે સુધી ફોજદારી કામો ચલાવવા મોકલવાનો ફેરફાર દાખલ કર્યો હતો. બંદોબસ્તને લગતાં સુલેહ જાળવવા માટે અગર સારી ચાલ ચાલવા માટે જામીન લેવાના કામો તો તેઓ કરે જ છે.

## ન્યાયખાતાની કોન્ફરન્સ

કાયદાના અમલમાં શું મુશ્કેલીઓ આવે છે તે સમજવા માટે ન્યાયખાતાની પ્રાંતિક પરિષદોની શરૂઆત ૧૯૦૪ માંજ થઈ. આ પરિષદોમાં ન્યાયાધીશો ઉપરાંત વકીલો પણ ભાગ લેતા પાછળથી પ્રાંતિક પરિષદોને બદલે વડોદરામા સમસ્ત રાજ્યની ' જ્યુડિશ્યલ કોન્ફરન્સ ' દર બે વર્ષે ભરવાની પ્રથા દાખલ થઈ. આ પરિષદોને લીધે કોર્ટોને કે પ્રજાને પડતી મુશ્કેલીઓ દૂર કરવા સુધારા સૂચવાઈ ઘણી વખતે તે અમલમાં આવ્યાના દાખલા બન્યા છે. ઇન્સાફના કામમાં મદદ કરવા ન્યાયમંત્રી તરફથી સરકારી વકીલો જે તે કોર્ટ માટે નીમવાની પ્રથા પણ આજ અરસામાં શરૂ થઈ.

## કાયદાનું ઘડતર

ન્યાયનો આધાર કાયદાઓ ઉપર રહે છે. તેના ઘડતરમાં પ્રજાનો મત લેવાય તો પ્રજામતને અનુસરીને યોગ્ય ફેરફાર સાથે યોજેલા કાયદાના મુસદ્દા પસાર કરાય. તેથી પ્રજામત અજમાવવા માટે સયાજીરાવે તે આજ્ઞાપત્રિકામાં બહાર પાડી અમુક મુદતમાં તે સંબંધે સૂચનાઓ મોકલવાની પ્રજાને તક આપવાની પ્રથા શરૂ કરી હતી. તેમણે પ્રથમ ' કાયદાસમિતિ ' ( Law Committee ) મારફત કાયદા ઘડાવી પસાર કરવા માંડ્યા, અને ૧૮૯૯મા ' લૉ કમિટી ' નીમવાની પ્રથા છેવટને માટે બંધ પડી ત્યાં સુધી અનેક જરૂરી કાયદા સ્થાનિક ફેરફાર સાથે બ્રિટિશ હિન્દના ધોરણે પસાર

કર્યો હતો. ત્યારબાદ પ્રજામત માટે મુસદ્દા પ્રગટ કરાવી, સૂચનાઓ મંગાવી, તે વિચાર્યા પછી કાયદા પસાર કરવાની પદ્ધત દાખલ થઈ હતી. તેને લીધે પ્રજામતને માન આપી મુસદ્દામાં કેટલાક ફેરફાર થતા પણ હતા. કાયદા ઘડવાનું કામ ન્યાયમંત્રી કચેરીમાં થતું.

## સલાહકાર ધારાસભા

પરંતુ આટલાથી સયાજીરાવને સંતોષ થયો ન હતો. તેઓ બ્રિટિશ હિન્દ માફક 'વધારાના સભ્ય' (additional members)ની મદદથી અમલદારો તથા બિનઅમલદારોની બનેલી, સલાહ આપનારી ધારાસભા મારફત અધિકૃત રીતે પ્રજાનો મત જાણી તેને યોગ્ય વજન આપી કાયદા પસાર કરવા તથા રાજ્યવહીવટ ચલાવવા માગતા હતા. જે યુગની આપણે વાત કરીએ છીએ તે યુગમાં સ્વેચ્છાથી સલાહકાર ધારાસભા પણ સ્થાપનાર રાજવીઓ મળવા મુશ્કેલ હતા. તેથી સયાજીરાવે ૧૯૦૪ માં ધારાસભા સ્થાપવાનો વિચાર કર્યો તે દેશી રાજ્યોના રાજ્યકર્તાઓની દૃષ્ટિએ બહુ જ પ્રગતિમય હતો અને પ્રજાને માટે પણ આશાજનક હતો. આ વિચારને અનુસરીને ધારાસભાના બંધારણ તથા કામનો મુસદ્દો તૈયાર થઈ ૧૯૦૭ માં મંજૂર થયો. ૧૯૦૭–૦૮ માં શ્રીમંત સરકારને યોગ્ય લાગે તે કામમાં તથા કાયદા પસાર કરવામાં સલાહરૂપી મદદ આપવા 'રાજ્ય ધારાસભા' અસ્તિત્વમાં આવી. તેમાં શરૂઆતમાં ચાર પ્રાંતની પ્રાંત પંચાયતો તરફે ચાર, વડોદરા શહેર સુધરાઈ તરફથી એક તથા સરદાર વગેરે તરફથી એક પ્રતિનિધિ એમ કુલ ૬ પ્રતિનિધિને ચૂંટણી મારફત લેવાના હતા. માત્ર ચૂંટણીના પરિણામને સરકારની મંજૂરીની જરૂર હતી. બાકીના બાર સભ્યો પૈકી ૮ અમલદારો રહેવાના હતા, તે ઉપરાંત દીવાન અધ્યક્ષ ઠર્યા હતા. અને ત્રણ સભ્ય પ્રજાવર્ગમાંથી લેવાના હતા.

આ બંધારણમાં ૧૯૧૨-૧૩ માં સુધારો થઈ રાજ્યના ચારે પ્રાંતોના દરેક વિભાગવાર જે તે વિભાગની મહાલ પંચાયતો મળીને એક એક પ્રતિનિધિ ચૂંટીને મોકલે એવું ધોરણ દાખલ કરવામાં આવ્યું. તેને લીધે વડોદરા તથા મહેસાણા ( કડી ) પ્રાંતના ૩-૩ વિભાગો તથા અમરેલી તથા નવસારી પ્રાંતના ૨-૨ વિભાગ એક એક સભ્ય મોકલતા થયા. વડોદરા શહેર સુધરાઈનો પ્રતિનિધિ મોકલવાનો હક્ક બંધ પડયો તેમ સરદારો વતી ચૂંટણી થતી બંધ થઈ. આ ફેરફારને અંગે સરકારે પ્રજાવર્ગમાંથી સભામાં વધારે સભ્યો નીમવાની પ્રથા શરૂ કરી. તેથી સરદાર વર્ગના, રાજઘરાણાના, તથા બીજા હિતો માટે સરકારનિયુક્ત પ્રજાકીય સભ્યો વધારે પ્રમાણમાં ધારાસભામાં બેસવા લાગ્યા. સભ્યોને પ્રશ્નો પૂછવા, ઠરાવ આણવા તથા બિલો ( કાયદાના મુસદ્દા ) આણવા અધિકાર અપાયા. આ અધિકાર અમુક મર્યાદાઓને પાત્ર રહીને વાપરવાના હતા. વડોદરા રાજ્યની આ ધારાસભા મોર્લી-મિન્ટો સુધારા થતાં પહેલાં સ્થપાયેલી હોવાથી રાજ્ય આગળ ૧૮૯૨ માં લૉર્ડ ક્રોસના બિલના ધોરણે બ્રિટિશ હિન્દની ધારાસભાઓ માટે જે બંધારણ હતું તેનો જ નમૂનો હતો, તેથી સુધરાઈ કે પ્રાંત પંચાયતે ચૂંટવાના તથા તેને સરકારે મંજૂરી આપવાનાં ધોરણો વડોદરા રાજ્યની ધારાસભાના બંધારણમાં મળી આવતાં હતાં. આ સિવાય સભાને પ્રજા તરફથી અમુક પ્રકારની અરજીઓ થાય તો તે સાંભળવાની સત્તા આપતાં ધોરણનો નિયમમાં સમાવેશ થયો હતો પરંતુ તેનો અમલ કરવાનો પ્રસંગ આવ્યાનું જાણવામા નથી. આ બંધારણ મુજબ બજેટ ( અંદાજપત્ર ) ચર્ચવાની સત્તા મળી ન હતી. પણ ૧૯૨૪, ૧૯૨૫, ૧૯૨૬ માં ( સર મનુભાઈની દીવાનગીરીમાં ) બજેટ ચર્ચવા દેવાનો અખતરો કરવા દેવામાં આવ્યો હતો. સર વી. ટી. કૃષ્ણામાચારીયરની દીવાનગીરી દરમિઆન આ અખતરો બંધ

પડયો કહે છે કે સરકારની દષ્ટિએ વાદવિવાદમા કાઈ રચનાત્મક ટીકા થતી ન હતી તેથી આ પ્રથા બધ પાડવામા આવી કેટલાક વર્ષો સુધી રાજ્યનુ બજેટ આજ્ઞાપત્રિકામા પ્રસિદ્ધ થતુ હતુ પણ રચનાત્મક સૂચનાઓ જવલ્લે જ થતી, ને એકાદ ધારાસભ્યે જ પોતાની ફરજ બજાવેલી તેથી બજેટનો અભ્યાસ કરી રચનાત્મક સૂચનાઓ કરવાના રસના અભાવે સયાજીરાવે આ અખતરો બધ કર્યાનુ કહેવાય છે ઉપપ્રશ્ન પૂછવાના અધિકાર પાછળથી અપાયો હતો નવી ધારાસભા ૧૯૪૦મા રચાઈ તે અરસામા જૂની ધારાસભામા આશરે ૩૦ સભ્ય હતા

## ધારાસભાનો હક વિસ્તાર

મોર્લી–મિન્ટો સુધારા અમલમા આવ્યા પછી ૧૯૧૧–૧૨ ના અરસામા દીવાન રેમ્યદે તે ધોરણે ચૂટાયના સભ્યોની બહુમતિ-વાળી ધારાસભા રાખી તેને બજેટ ખર્ચવાની સત્તા આપવા તથા એક સભાસદને મત્રીમડળમા લેવાની યોજના તૈયાર કર્યાનુ સાભળવામા છે પણ તે સબધે કાઇ વ્યવહારુ પગલા ભરાયાનુ જણવામા નથી

સયાજીરાવના એક અગ્રેજ ચરિત્રકાર મિ ફિલિપ ડબ્લ્યુ સાર્જટના જણાવવા પ્રમાણે ૧૯૨૨ના આરોગ્યમા સયાજીરાવે બેગૃહી ધારાસભા ( મહીસુરના ધોરણે ? )ના બધા ણુનો ખરડો તૈયાર કરવા હુકમ કર્યો હતો અને, સર મનુભાઈ તથા મિ સત્યવ્રત મુકરજીએ પોતપોતાની યોજનાઓ તૈયાર કરી અને મહારાજાની ઇચ્છાને મૂર્તરૂપ આપવા પ્રયત્ન કર્યો હતો મિ સાર્જટના કહેવા પ્રમાણે આ બન્ને યોજના ૧૯૨૪મા સરકારના હુકમથી publish (પ્રગટ) થઈ હતી. દીવાનની યોજના મુજબ સીધી રીતે ચૂટાયેલી પ્રજાપ્રતિનિધિસભા સર્વ કાયદાનો આરભ ( initiation ) કરે, અને અમુક શરત સરકાર

નિયુક્ત તથા અંશતઃ ચૂંટાયલી ' લેજિસ્લેટિવ કાઉન્સિલ ' ( ઉપલું ગૃહ ) ની સંમતિ મળે તો જ કોઈ પણ કાયદાનો મુસદ્દો કાયદાનું સ્વરૂપ લે. મિ. મુકરજીએ બહુશે ચૂંટાયેલી 'લેજિસ્લેટિવ એસેંબ્લી' ની ભલામણ કરી તેને મૂલભૂત કાયદા ( organic laws ) માં ફેરફાર ન થતો હોય એવા તમામ કાયદા પસાર કરવાનું કામ સોંપવા સૂચવ્યું હતું; પરંતુ અસાધારણ સ્વરૂપના કાયદા માટે જાપાનના ( Elder Statesmen ) ' અનુભવી રાજદ્વારીઓ ' ના મંડળની રચના કરી તેને દીવાનને યોગ્ય લાગે તે એસેંબ્લીએ પસાર કરેલા કાયદા વિચારણા માટે સોંપવાની ગોઠવણ મિ. મુકરજીની યોજનામાં હતી. ૧૯૨૨–૨૩ માં સયાજીરાવ-મુસોલિની મુલાકાત થયેલી તેને લીધે સર મનુભાઈની યોજનામાં 'Corporate State' ના બંધારણને અનુસરીને પ્રજાનાં જુદાં જુદાં હિતોને પ્રતિનિધિત્વ આપવા સંબંધે કેટલીક સૂચનાઓ હતી. બીજી રીતે ધારાસભાના અધિકાર દરેક ધારાસભાને મત આપવા તથા વાટાઘાટ કરવા સંબંધે જે તે વખતે હિન્દમાં પ્રચલિત હતા તેવા એકંદર રીતે રહેવાના હતા. પરંતુ યોજનાનો પાયો મહારાજાના સર્વ સત્તાધીશ-પણાને પૂર્ણ રીતે અબાધિત રાખવાનો હોવાથી ધારાસભા માત્ર સલાહ આપનાર તથા શિફારસ કરનાર સંસ્થા રહેવાની હતી, જો કે રાજ્યકર્તા તેના મતને યોગ્ય તે વજન આપેજ. બજેટના અધિકાર નવા મળવાના હતા પણ તે નિર્ણય કરવાના નહીં પણ વાટાઘાટના તથા મત પ્રદર્શનના. પરંતુ સર મનુભાઈની તેમ મિ. મુકરજીની યોજનાઓ સંબંધે સયાજીરાવ પોતાની હયાતી દરમ્યાન કાંઈ કરી શકયા નહીં. વાતચિતમાં મિ. સાર્જંટને સયાજીરાવે જણાવ્યું કે હજુ પ્રજાવાદના અમલ માટે જરૂરી કેળવણી ને તાલીમની ટોચે પ્રજા આવી શકી નથી, તેથી એ દિશામાં બીજું પગલું કવખતનું ગણાય.

## છેલ્લી સમિતિ

વડોદરા રાજ્યની ધારાસભાના હક્કવિસ્તાર માટે અનેક વખતે તે સભામા ઠરાવો આવતા એક વખતે તો સભ્ય વરજભાઈ વાઘજીભાઈ પોતે એક મુસદ્દો પણ રજૂ કર્યો હતો સયાજીરાવ અવસાન પામ્યા ત્યા સુધીમા આ યોજનાઓ વગર નિકાલે વિસરાઈ ગઈ. ૧૯૩૭–૩૮ મા ધારાસભા હક્કવિસ્તાર સમિતિ નવેસર નિમાઈ તે પછી સયાજીરાવ કૈલાસવાસી થયા તે પહેલા નવા બધારણ સબધે એકમતી રિપોર્ટ તૈયાર થયો હતો, પરતુ તે વખતે તેઓ ઘણા માદા તથા અત્યવસ્થ હોવાથી એ અહેવાલ સબધે હુકમ લઈ શકાયો નહોતો તેમના અવસાન બાદ શ્રીમત પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડ ગાદીએ આ યા પછી તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૩૯ ના રોજ એ અહેવાલના મુખ્ય તત્ત્વોને કેટલાક ફેરફાર સાથે પસદ કરતો 'વહાલી પ્રજાજોગ' સદેશો તેમણે બહાર પાડયો તથા તા ૧ લી ફેબ્રુઆરી ૧૯૪૦ ના રોજ નવુ બધારણ કાયદાના ચોકઠામા ઢઢેરા સાથે બહાર પાડયુ આ નવુ બધારણ સયાજીરાવના જીવન પછી જાહેર થયુ તે સબધે આ પ્રકરણમા વધારે ઉલ્લેખ કરવાની જરૂર નથી

વડોદરા રાજ્યનુ બજેટ સયાજીરાવની કારકિર્દીના પાછલા વખતમા પ્રજા તરફથી સૂચનાઓ મેળવવા આજ્ઞાપત્રિકામા પ્રસિદ્ધ કરવાની પ્રથા શરૂ થઈ હતી પણ તે સબધે પ્રજા તરફથી સૂચના કરવામા પૂરતો રસ લેવાયો ન હતો

### મત્રીમડળની સ્થાપના

રાજ્યકારભાર નો બોજો મહારાજા સયાજીરાવ એકલા જ ઉચકવા માગતા નહોતા તેથી મર્હુમ રોમેશચદ્ર દત્તના સહકારથી

તેમણે રાજ્યની કારોબારી કાઉન્સિલ કાયમને માટે સ્થાપી. સયાજીરાવ જ્યારે જ્યારે વિદેશ જતા ત્યારે કામચલાઉ કાઉન્સિલ રચાતી અને જ્યારે તેઓ હિન્દ આવતા ત્યારે તે સંસ્થા બંધ પડતી. આ કાઉન્સિલને પાછળથી મંત્રીમંડળનું નામ આપવામાં આવ્યું અને દીવાન સિવાયના તેના સભ્યોને કર્મસચિવ અને મંત્રસચિવ નામ આપવામાં આવ્યાં. આ કાઉન્સિલ તથા દીવાનના કાર્યક્ષેત્ર ઠરાવવા અધિકારપત્રકો તૈયાર કરવામાં આવ્યાં. સયાજીરાવની કારકિર્દીના ઉત્તર વિભાગમાં કેટલાક હજૂર અધિકારો સોંપવામાં આવ્યા હતા. અલબત્ત આ અધિકારની સોંપણી પ્રયોગ રૂપે હતી. તેથી વખતે વખતે તે અધિકારોમાં મહારાજા ફેરફાર કરતા પણ ખરા. કહેવાની જરૂર નથી કે મંત્રિમંડળના નિર્ણયોને મહારાજા કેટલીક વાર ઉડાડી પણ દેતા અને તેમ કરવાનો તેમને અધિકાર હતો.

મંત્રીમંડળમાં પહેલાં તો કેટલાંક મહત્ત્વનાં ખાતાંના મુખ્ય અધિકારીઓ જેમ કે 'સરસૂબા, એકાઉન્ટન્ટ જનરલ' સભાસદો તરીકે બેસતા હતા. ૧૯૦૪ થી તેમ તે પહેલાં પણ દીવાનના કામમાં મદદ કરનાર **અમલદારને નાયબ દીવાનનો** હોદ્દો આપી નીમવામાં આવતા. કાઉન્સિલમાં ન્યાયમંત્રી અને કેટલીક વખતે હજૂર કામદાર પણ સભ્ય નિમાયા છે. સયાજીરાવ સામાન્ય રીતે કાઉન્સિલમાં રાજધરાણામાંથી કોઈ અનુભવી અમલદારને સભ્ય તરીકે રાખતા. કાઉન્સિલના બંધારણમાં તથા તેના અધિકારોમાં સયાજીરાવ વખતોવખત અનુકૂળતા પ્રમાણે ફેરફાર કરતા. તેઓ ઘણી વખતે કાઉન્સિલની બેઠકમાં હાજરી આપતા. મંત્રિમંડળ ઘણીવાર રાજમહેલમાં બેસતું. સામાન્ય રીતે સયાજીરાવ કાઉન્સિલનો અભિપ્રાય મંજૂર રાખતા, જો કે કેટલીક વખતે કાઉન્સિલનો અભિપ્રાય અયોગ્ય લાગે તો તેને સંમતિ આપતા નહીં. કાઉન્સિલથી

રાજ્યકારભાર ચાલતો તેથી વડોદરા રાજ્યની નીતિમાં સ્થિરતા તથા સાતત્ય ઠીક પ્રમાણમાં જળવાતાં. જો કે તેના પ્રેરક બળ તરીકે તો ઘણે ભાગે સયાજીરાવનું જ અસાધારણ વ્યક્તિત્વ હતું.

## બાળલગ્નોનો પ્રતિબંધ

૧૯૦૪–૦૫માં બાળલગ્ન પ્રતિબંધક નિબંધ આખા રાજ્યમાં અમલમાં આવ્યો. તે વખતનું પ્રજામત રૂઢિચુસ્ત હતું. તેને લીધે સયાજીરાવે છોકરીઓનાં લગ્ન માટે કમીમાં કમી યોગ્ય વયોમર્યાદા ૧૪ ને બદલે ૧૨ વર્ષની ઠરાવી. આ કાયદાના અમલની દેખરેખ ન્યાયમંત્રીને સોંપાઈ હતી; તેથી એ ખાતાના રિપોર્ટમાં તે સંબંધી બધી હકીકત મળે છે. છોકરાનું ૧૬ વર્ષની ઉમર અંદર તથા છોકરીનું ૧૨ વર્ષની ઉમર પહેલાં લગ્ન થાય તો બાળલગ્નનો ગુનો બનતો તથા રૂ. ૧૦૦ સુધી વાલીઓને દંડ થઈ શકતો. ગામડાંમાં થતાં લગ્નો પટેલદફતરે નોંધાતાં, જ્યારે શહેરોમાં થતાં લગ્નો સુધરાઈના દફતરે નોંધવાની ગોઠવણ થઈ હતી. પ્રજા અજ્ઞાન હતી. તેથી તે બાળલગ્નના દંડને લગ્નના એક ખર્ચ તરીકે ગણી કાઢતી. બાળલગ્નો આ કાયદાની અસરને લીધે કેટલે અંશે અટક્યાં હતાં તે કહેવું મુશ્કેલ છે. કેળવણી તથા સંસ્કારને લીધે જે લોકો છોકરા છોકરીઓને વહેલાં પરણાવવા નહોતા માગતા તેમને આ કાયદાને લીધે સગવડ મળી. તેઓ સુખેથી આ નિબંધનો આશ્રય લઈ બાળલગ્નો અટકાવી શકયા. બાળલગ્ન અટકાવવાનો હેતુ બાલમૉનૃત્વ અટકાવી બાલિકાઓને પુખ્ત ઉંમરની તથા સશક્ત થવા દેવાનો હતો તથા સશક્ત માતાનાં સશક્ત સંતાન અને નિર્બળ માતાનાં નિર્બળ સંતાન જન્મતાં હોવાથી રાજ્યની પ્રજામાંથી નિર્માલ્યતા જાય તથા પ્રજા બળવાન રહે તે જોવાનો હતો.

કેટલાક સંજોગોમાં બાળલગ્ન કરવા પરવાનગી આપવા પણ

વડોદરાના કાયદામાં સવડ છે. બ્રિટિશ હિન્દમાં 'શારદા એક્ટ' નામથી ,૧૯૩૦ માં અમલમાં આવેલા બાળલગ્ન પ્રતિબંધક નિબંધથી વરની લગ્નયોગ્ય ઓછામાં ઓછી ઉમર ૧૮ તથા વધૂની ૧૪ ઠરી છે. ૧૪ વર્ષની અંદરની વધૂ તથા ૧૮ વર્ષની અંદરના-વર પરણે તો તે બાળલગ્નનો ગુનો બને એવું ઠરાવવા માટે અનુકૂળ પરિસ્થિતિ ઊભી થઈ. દરમ્યાન સંપતરાવ ગાયકવાડના પ્રમુખપદે એક કમિટી સને ૧૯૨૭ માં નિમાઈ હતી. ઈ. સ. ૧૯૨૮ માં તેનો અહેવાલ પ્રગટ થયો. ૧૯૨૯ માં ૮ વર્ષની ઉમર સુધીના છોકરા છોકરીના લગ્ન નિરર્થક ઠરાવવામાં આવ્યાં. આવાં લગ્ન કરાવવા માટે જોખમદાર શખસોને એક માસ સુધી કેદ અગર રૂ. ૫૦૦) સુધી દંડ કરવાનું ઠર્યું હતું; જ્યારે આ સિવાયનાં બાળલગ્નોના પ્રસંગે રૂ. ૨૦૦ સુધી દંડ કરવાનું ઠરાવવામા આવ્યું હતું. લગ્ન કરાવનાર ગોર, ઉપાધ્યાય અગર બીજા કોઈ શખસને 'મદદગારી'ના ગુના માટે સજા કરવાનું પણ ઠર્યું હતું. બાદ બ્રિટિશ હિન્દના 'શારદા એક્ટ'ને અનુસરીને ૧૯૩૨ માં લગ્ન માટે ઓછામાં ઓછી યોગ્ય વયોમર્યાદા છોકરા માટે ૧૮ અને છોકરી માટે ૧૪ ઠરાવવામાં આવી. ૧૯૩૭-૩૮ મા તમામ બાળ-લગ્નો માટે થતી સજા એકસરખી રાખવા તથા વધારવા કાયદામાં દુરસ્તી થઈ અને બાળલગ્નના ગુના માટે એક માસ સુધી સાદી કેદ અગર રૂ. ૧૦૦૦) સુધી દંડ અગર બન્ને કરવા ઠરાવવામાં આવ્યું.

વડોદરા રાજ્યમાં બાળલગ્નના ગુન્હા માટે ફરિયાદ મુખી પટેલ-અગર સુધરાઈ જ કરે છે તેથી કાયદાનો અમલ સારો થાય છે, જ્યારે બ્રિટિશ હિન્દમાં આવી ફરિયાદ કરવાની ફરજ સરકાર કે સુધરાઈ પર નથી. અમુક રકમ કોર્ટમાં અનામત મૂકીને ફરિયાદ સંબંધે શુદ્ધબુદ્ધિ તથા ખરાપણાની ખાત્રી આપી વ્યક્તિ ફરિયાદ કરી શકે, તેજ પ્રમાણે માન્ય રાખેલી સંસ્થા ફરિયાદ કરી શકે તેથી

તેને લીધે ત્યા ' શારદા ઍક્ટ 'નો અમલ અસરકારક નીવડી શકયો નથી બ્રિટિશ હિન્દના કાયદામા વડોદરાના ધોરણે કેટલાક સુધારાઓ કરવા સૂચનાઓ સ્ત્રી સસ્થાઓ તથા બીજી સામાજિક સુધારામા રસ લેતી સસ્થાઓ તરફથી થાય છે.'.

## હીન્દુ કાયદામાં સુધારા

૧૯૦૨ મા હિન્દુ વિધવા વિવાહ કાયદેસર ઠરાવતો કાયદો તેમ ધાર્મિક સ્વાતત્ર્ય સબધે કાયદો એમ બે મહત્ત્વના કાયદા પસાર થયા ૧૯૦૮મા ઐહિક લગ્ન નિબધ (Civil Marriage Act) પસાર કરવામા આવ્યો. એ સાલમા હિન્દુ વડિલાર્જિત કરજ પતાવવા સબધી નિબધ પસાર થયો અને મરનાર વડીલની મિલકત કરતા વધારે જવાબદારી વારસો પર પડતી બધ પાડવામા આવી હિન્દુ કાયદાના ધોરણોને નિશ્ચિતતા આપવાનુ કામ મહુંમ વાસુદેવ ગોપાળ ભાડારકર જ્યારે જ્યુડિશ્યલ આસિસ્ટન્ટ અને પછી ન્યાયમત્રી થયા ત્યારે હાથ પર લેવાયુ હતુ તેના પરિણામે હિન્દુ અવિભક્ત કુટુબ વિષે નિબધ, હિન્દુ દત્તક નિબધ, હિન્દુ માબાપ અને પુત્રો સબધી નિબધ, હિન્દુ લગ્ન નિબધ, હિન્દુ વારસાનો નિબધ, હિન્દુ મિલકતની વ્યવસ્થા સબધી નિબધ પસાર થયા મહારાજાની ઉત્તર કારકિર્દીમા હિન્દુધર્મ શાસ્ત્રના નિયમોમા ઘણા સુધારાઓ કરવામા આવ્યા તે પ્રમાણે ઉચ્ચ કોમના પરણેલા સ્ત્રીપુરુષો યોગ્ય કારણથી છૂટાછેડા કાયદેસર રીતે લઈ શકે છે, અમુક પેઢી બહાર સગોત્ર લગ્ન થઈ શકે છે, દત્તક પુત્ર લેવાનુ ક્ષેત્ર વિસ્તૃત થયુ છે, સવર્ણ લગ્નને બદલે ગમે તે હિન્દુ પુરુષ કે સ્ત્રીનુ એકબીજા સાથે કાયદેસર રીતે લગ્ન થઈ શકે છ, સ્ત્રીઓના વારસા હિસ્સાના હક્ક વિસ્તૃત થયા છે આ સર્વ સુધારાઓનુ એકીકરણ કરી તેને ' સયાજી સ્મૃતિ ' જેવો એક ' હિન્દુ નિબધ '

કાયદો તેમનાજ વખતમાં અમલમાં મુકાયો છે. વડોદરા રાજ્યે 'હિન્દુ લૉ'ને એકત્રિત (codify) કરવામાં જે સફળતા મેળવી છે તે માટે આપણે સયાજીરાવના આભારી છીએ. 'ઐહિક લગ્ન નિબંધ' સંબંધે બ્રિટિશ હિન્દમાં વારસો કેવી રીતે ઊતરે તે બાબત ફેરફાર થયો છે તેને અનુસરીને વડોદરા રાજ્યમાં પણ તેવો ફેરફાર થયો છે અને નવો ઐહિક લગ્ન નિબંધ ૧૯૩૨માં પસાર થયો છે, અને ૧૯૦૮નો ઐહિક લગ્ન નિબંધ રદ થયો છે. વડોદરાના કાયદા પ્રમાણે ઐહિક લગ્ન કરતાં કોઈને પોતે હિન્દુ, મુસ્લિમ, શીખ, યાહુદી, ખ્રિસ્તી, પારસી, બૌદ્ધ કે જૈન નથી એમ જાહેર કરવું પડતું નથી. તે કાયદા અનુસાર વરવધૂ પોતપોતાના ધર્મ રાખી શકે છે; માત્ર આવાં લગ્નમાં છૂટાછેડા મેળવ્યા સિવાય બીજા પતિ કે બીજી પત્ની સાથે લગ્ન કરવા પ્રતિબંધ છે. લગ્ન પ્રસંગે બોલવાના સંસ્કૃત મંત્રો વરવધૂની ભાષામાં સમજાવવાની ફરજ પુરોહિતો–ગોરો ઉપર રાખવામાં આવી છે. પુરોહિત નિબંધથી પુરોહિતોએ યોગ્ય શિક્ષણ લઈ પરવાનાથી પુરોહિતનો ધંધો કરવાની વ્યવસ્થા થઈ છે, અને ગમે તે વર્ણનો શખ્સ પુરોહિતનું શિક્ષણ લઈ પરવાનો મેળવી શકે છે.

## મહેસૂલી સુધારા

મહેસૂલી ખાતાના વહીવટ ઉપર પ્રજાની આબાદીનો આધાર રહે છે, તેથી સયાજીરાવે બારખળી જમીનના ધારણ કરનાર લોકોને માથે જમીન મહેસૂલનો કેટલોક બોજો નાખીને પણ ખાલસા જમીનનો ખેડહક્ક ધરાવનાર ખેડૂત–ખાતેદારો ઉપરનો બોજો ઓછો કરવા તથા પડતર જમીન ખેડવા આપવા, સર ટી માધવરાવ ગયા પછી, સર્વે સેટલમેન્ટ કમિશનર મિ. ઇલિયટના વખતથી પ્રયાસ કર્યો હતો. રાજ્યનો સુધરેલા ધોરણે કારભાર કરવા માટે નાણાં તો

જોઈ એ જ તેથી રિવિઝન સેટલમેન્ટ વખતે ઉત્પન્ન વધારવા તરફ અમલદારો લક્ષ રાખતા. મર્હુમ રોમેશચંદ્ર દત્ત આય. સી. એસ. ( રિટાયર્ડ ) મહેસુલી દીવાન ( અમાત્ય ) નિમાયા તે અરસામાં સર્વે સેટલમેન્ટ કમિશનર તરીકે મુંબઈ ઇલાકાના અનુભવી આય. સી. એસ. મહેસૂલી અમલદાર મિ. ચી. એન. સેડનને આણવામાં આવ્યા. મિ. દત્ત જમીન મહેસૂલની હિન્દુસ્તાનની પદ્ધતિઓના ઉત્તમ અભ્યાસી હતા. તેમણે લોર્ડ કર્ઝનને ખુલ્લા પત્રો લખ્યા હતા તેથી તેઓ વડોદરા રાજ્યમાં પોતાના વિચારોને કેટલે અંશે અમલમાં મુકાવી શકે છે તે તરફ હિન્દી જગતે તેમ ટીકાકારોએ મીટ માંડી. રોમેશચંદ્ર એમ માનતા હતા કે ખેતી કરનાર પ્રજાની આબાદી ટકાવવી હોય તો જમીન મહેસૂલનું માગણું નીચે જણાવેલાં ધોરણે ઠરાવવું:—

(૧) સારાં-ખરાબ વર્ષોની સરાસરી કાઢવી, તાલુકા પાસેથી દર વર્ષે કેટલું મહેસૂલ આવી શકે છે તે જોવું અને ભવિષ્યમાં ખેતીની આબાદીને હરકત ન આવે એવી રીતે માગણું ઠરાવવું.

(૨) ભાવ વધ્યા હોય, પાક વધારે પાકતો હોય, ખેતીનો વિકાસ થયો હોય વગેરે કારણો સિવાય મહેસૂલના માગણામાં વધારો ન કરવો.

(૩) ખેતીનું ખર્ચ જતાં ચોખ્ખા ઉત્પન્નના ૫૦ ટકાથી વધારે મહેસૂલ ન લેવું.

(૪) નિવ્વળ ઉત્પન્ન ગણવામાં સરાસરી ઉત્પન્નમાંથી કુટુંબની મજૂરી તથા ખેતીની મૂડી પર વ્યાજના સમાવેશ સાથે ખેતી કરવામાં જે ખર્ચ આવે તે બાદ કરવું અને પછી જે રહે તે ચોખ્ખું ઉત્પન્ન ગણવું

પાદરા તાલુકાના રિવિઝન સેટલમેન્ટ વખતે શ્રી. દત્તે સયાજીરાવને તા. ૧૧ મી જાન્યુઆરી ૧૯૦૬ ના રોજ પત્ર લખતાં જણાવ્યું કે જ્યાં જમીન મહેસુલની આકારણી વધારે પડતી હોય ત્યાં તે માફકસર કરવાની તક રિવિઝન સેટલમેન્ટ વખતે લેવી જોઈએ; તેમ થશે તો રાજ્ય વધુ વસતિવાળું તથા આબાદ થશે, પણ એ આકાર ભારે રહેશે તો વસતિ ઘટશે, અને ખેડૂતો ગરીબ થશે, અને સાધનહીન થશે. તેમણે એ પત્રમાં વધુમાં જણાવ્યું કે:

" In the second place the enormous difference between our rates and those prevailing in the contiguous British tracts has already been noticed by British Officers.

" A member of the Bombay Council has referred to it from his place in the Council and the Resident of Baroda has spoken of it to our officials. It is for Your Highness to decide whether this fact, so little creditable to the admidistration of a Native State, should be permitted to exist and to be published to the world. "

ભાવાર્થ—" બીજો મુદ્દો એ છે કે જોડેના બ્રિટિશ પ્રદેશમાં લેવાતા આકારના દર તથા આપણા પ્રદેશમાં ચાલતા ખેતીની જમીનના આકારના દર વચ્ચે જે ભારે તફાવત છે તેની બ્રિટિશ અમલદારોએ નોંધ લીધી છે. "

" મુંબઈ કાઉન્સિલના એક સભ્યે પોતાની બેઠકેથી આ

બાબત કાઉન્સિલમાં ઉલ્લેખ કર્યો છે અને આપણા અમલદારોને વડોદરાના રેસિડન્ટે પણ આ બાબત વાત કરી છે. એક દેશી રાજ્યના રાજ્યકારભારને આ વાત શોભતી નથી. લોકોમાં તે આટલી પ્રસિદ્ધિ પામે તે ચાલુ રહેવા દેવું કે નહિ તે આપ નામદારે ઠરાવવાનું છે. "

## છેલ્લી સ્થિતિ

મિ. દત્તે પાદરા રિવિઝન સેટલમેન્ટ વખતે જે પત્ર લખ્યો હતો તેમાં જણાવેલી વજનદાર દલીલો વિચારણીય હતી અને સયાજીરાવના અવસાન પહેલાં ૧૯૩૮ માં રાજ્યમાં જમીન મહેસુલમાં લગભગ ૨૦ ટકા ઘટાડો થયો હતો અને ૨૧ લાખ રૂપિયાની ઉદાર રાહત પાંચ વર્ષ માટે જાહેર થઈ હતી, જે રાહતને ગાદી પર આવતાં નવા મહારાજાએ કાયમનું સ્વરૂપ, નવું સેટલમેન્ટ થતાં સુધી, આપ્યું. આ ઉપરથી મિ. દત્તનું કહેવું વાજબી હતું એમ ચોક્કસ સાબિત થાય છે.

## એકના બે વિભાગ થયા

દત્તની સલાહથી મુલકી ખાતાના (૧) રેવેન્યુ તથા (૨) જોઈન્ટ રેવેન્યુ એવા બે વિભાગો પાડવામાં આવ્યા અને કામની વહેંચણી કરી વહીવટમાં સરળતા લાવવા અખતરો કરવામાં આવ્યો, જેનો અમલ લાંબા વખત સુધી ચાલુ રહ્યો.

## આથપત વેરો

ખેડૂત તેમ બિનખેડૂત પ્રજા પર જે ત્રાસદાયક પરચુરણ વેરાઓ હતા તે સર ટી. માધવરાવના વખતથી કમી કરવાની શરૂઆત થઈ હતી. સયાજીરાવને પૂર્ણ રાજ્યાધિકાર મળ્યા પછી આ જૂજ

ઉત્પન્ન આપતા પણ પ્રજાને ખૂબ હેરાન કરતા વેરા (જે ઘણે ભાગે જુદે જુદે સ્થળે સ્થાનિક હતા) કાઢી નાખવાના કાર્યક્રમને વેગ મળ્યો હતો અને કિરાયા સિવાયના ખેડૂત પ્રજા પરના પરચુરણ વેરા નીકળી ગયા. બિનખેડૂત પ્રજામાં જુદા જુદા ધંધા કરનારા પર જુદા જુદા વેરા હતા તે કાઢી નાંખવામાં આવ્યા. તેમને બદલે આયપત વેરો (Income-tax) દાખલ કરવામાં આવ્યો. આયપતવેરો નાખવાનો પ્રયોગ એક તાલુકામાં શરૂ કરી તે છેવટે આખા રાજ્યમાં લાગુ કરવામાં આવ્યો. આવકવેરાની માફીની યત્તા ઉત્તરોત્તર વધારવામાં આવી છે.

૧૮૯૭-૯૮માં આયપત વેરો પ્રથમ પાદરામાં અને પછી વડોદરા પ્રાંતમાં વડોદરા શહેર તથા ચાદોદ અને પેટલાદ-સિસવા તાલુકા સિવાયનાં બીજાં સ્થળે લાગુ પાડવામા આવ્યો. ૧૯૦૧-૦૨ માં તે વડોદરા શહેર, વડનગર, વિસનગર, ગુંજા ગામ તથા કચોલ તાલુકાને લાગુ પડયો. શરૂઆતમાં રૂ. ૧૦૦) ની વાર્ષિક આવકને વેરાની માફી હતી. પણ ૧૯૦૪ માં રૂ. ૩૦૦) ની વાર્ષિક આવકને માફી આપવામાં આવી. એ વર્ષના સપ્ટેમ્બરમાં અમરેલી પ્રાંત સિવાય કડી, વડોદરા તથા નવસારી પ્રાંતમાં આયપત વેરો લેવાનું ધોરણ લાગુ પાડવામાં આવ્યું. તે વખતે કસબા તથા ગામડાં માટે જુદા જુદા દર રાખવામાં આવ્યા હતા તે સરખા થયા. ગામડાંમાં જે રૂ. ૧૫૦)ની વાર્ષિક આવક સુધી માફી હતી તે રૂ. ૩૦૦)ની વાર્ષિક આવક સુધી વિસ્તારવામા આવી. ૧૯૦૬ મા વેરામાંથી માફીની યત્તા રૂ. ૩૦૦) થી રૂ. ૫૦૦) ઉપર લઈ જવામાં આવી. છેવટે સયાજીરાવના રાજ્યાધિકારના રૌપ્ય મહોત્સવની ખુશાલીમાં તેમણે વેરામાંથી માફીની યત્તા રૂ ૫૦૦) ને બદલે વાર્ષિક રૂ. ૭૫૦) સુધીના ઉત્પન્નને લાગુ કરી, રૂ. ૭૫૦ થી રૂ. ૧૦૦૦ સુધી આવક માટે રૂ. ૧૦) અને તે ઉપરાંત જુદી જુદી મર્યાદા સુધી અમુક વેરો

ઠરાવી રૂ. ૧૫૦૦૦ તથા તે ઉપરાંતની આવક માટે સેંકડે દોઢ ટકો આયપત વેરો ઠરાવ્યો. ૧૯૦૮ના ફેબ્રુઆરીમાં આયપત વેરા સંબંધી નવો નિબંધ સયાજીરાવે મંજૂર કર્યો તે મુજબ રૂ. ૭૫૦ થી રૂ. ૧૦૦૦ સુધી રૂ. ૧૦) નો વેરો કાયમ રહ્યો પણ રૂ. ૧૦૦૦ ઉપરાંતની આવક માટે દર સેંકડે ૧॥ ટકો આવક વેરો લેવાનું ધોરણ અમલમાં આવ્યું. આવક વેરામાંથી માફીનું ધોરણ રૂ. ૭૫૦ ને બદલે રૂ. ૧૫૦૦–૨૦૦૦ સુધીની આવકને લાગુ કરવા પ્રજા તરફથી વખતોવખત માગણીઓ થતી; પણ બ્રિટિશ હિન્દ માફક ' જેમ આવક વધારે તેમ આયપત વેરાના ટકાનું પ્રમાણ વધારે ' એવા ચડતા અનુક્રમે દર દાખલ કરી રાજ્યના ઝડપી ઉદ્યોગીકરણમાં અડચણ નાંખવા રાજ્યના કારભારીઓ નારાજ હોવાથી આ માગણીઓ સ્વીકારાઈ ન હતી. સયાજીરાવ અવસાન પામ્યા તે પહેલાં આ પ્રશ્ન ગંભીરપણે વિચારાતો હતો. નવા મહારાજાએ ગાદીએ આવ્યા પછી પહેલા જ વર્ષમાં બ્રિટિશ હિન્દ માફક ચડતા દરે આયપત વેરો લેવાનું ઠરાવ્યું અને રૂ. ૨૦૦૦ અંદરની વાર્ષિક આવકને આયપત વેરામાંથી માફી આપતો સુધારો મંજૂર કર્યો.

## ઊભડ વેરો

બિનખેડૂત પ્રજા પાસે ગામઠાણુ જમીન માટે કિરાયુ કરતાં વધારે વેરો ભાડા પેટે લેવાતો હતો. કિરાયુ તથા ઊભડવેરા વચ્ચે જે ફેર રહેતો તે રકમના વીમપટ સરકારમાં ભરવામાં આવે તો ખેડૂત પ્રજા જેટલુંજ કિરાયુ લેવા તથા ઊભડવેરા પ્રમાણે વધારાની રકમ ન લેવા સયાજીરાવે ફરમાવ્યું. આ હુકમ ૧૯૦૫–૦૬માં થયો અને જેણે તેણે ૫ વર્ષની મુદતમાં કિરાયુ તથા ઊભડવેરા વચ્ચેનો ફેર વીસપટ ભરી કાયમની રાહત મેળવવાની હતી. આ સવલતનો લોકોએ મોટે ભાગે લાભ લીધો.

## ખુશકી જકાત

વડોદરા રાજ્યમાં જમીન માર્ગે આવતા જતા માલ પર આમદાની તથા રવાનગી જકાત જૂના વખતથી લેવાતી હતી. તેમાં રાજા સર ટી. માધવરાવના કારભારમાં તેમજ સયાજીરાવને પૂર્ણ રાજ્યાધિકાર મળ્યા પછી ફેરફાર થયો. ઘણે ભાગે આ જકાતથી રાજ્યના વેપારને વધારે ને વધારે રાહત આપવા ઉત્તરોત્તર હુકમ થતા ગયા, અને ૧૮૮૭માં તમામ રાહદારી (transit) જકાત સયાજીરાવે કાઢી નાખી. ૧૯૦૪માં રૂ–કપાસ તથા મહુડા સિવાયની વસ્તુઓની નિકાસ ઉપર લેવાતી જકાત રદ કરવામાં આવી. ગામડામા સામાન્ય રીતે વપરાતી થોડીક ચીજો પર રાજ્યની સરહદે લેવાતી આયાત જકાત ચાલુ રાખવામાં આવી. કસબામાં સરહદી જકાત આપેલ માલ આવતાં તે ઉપર કાંઈપણ નવો વેરો લેવાતો નહિ. માલની કિંમત ઉપર જકાત લેવાને બદલે વજન પર તે લેવાતાં માલની ગાંસડીઓ ખોલાવવાની હેરાનગતી દૂર થઈ અને રાજ્યની અંદરના જકાતના નાકાં બંધ પડ્યાં. જકાત ઘણી થોડી ચીજો ઉપર જ રહી, અને રૂ–કપાસ તથા મહુડાંની નિકાસ ઉપર નિકાસ જકાત લેવાવા લાગી. આ જકાતનો બોજો મુખ્યત્વે કપાસ નિપજાવતા વડોદરા પ્રાંતના તાલુકાઓ ઉપર પડ્યો.

૧૯૦૬ ના ઓગસ્ટથી વડોદરા શહેર સિવાય વડોદરા તથા કડી પ્રાંતમાં લેવાતી સર્વ કસબા જકાત રદ કરવામાં આવી. આથી વેપાર તથા ઉદ્યોગના વિકાસને અવકાશ મળ્યો.

૧૯૦૯માં તમામ કસબા તથા સરહદી જકાત રદ કરવાનો પ્રશ્ન ઊભો થયો ને મર્હુમ રોમેશચંદ્ર દત્તના સહકારથી તા. ૧લી નવેમ્બર ૧૯૦૯ થી તમામ આયાત, નિકાસ તથા કસબા જકાત

સ્ટેમ્પનો ખપ પડતો તેથી તેટલી રકમના પોસ્ટલ સ્ટેમ્પ મફત વડોદરા રાજ્યને આપવાનું ઠર્યું. પાંચ વર્ષે આ કરાર ફરી તપાસવાનો હતો. પોસ્ટના સ્ટાંપના દરમાં ફેરફાર થતા ગયા છે તેને અનુસરીને વડોદરા રાજ્યની સરકારી ટપાલ મફત લઈ જવાના હક્કને અંગે વધારે રકમના સ્ટાંપ અપાયે છે.

લોકો ટપાલનો ઉપયોગ હવે વધારે કરે છે તેથી બ્રિટિશ સરકારને વડોદરા રાજ્યથી મળતું ઉત્પન્ન વધ્યું છે, જ્યારે વડોદરા રાજ્યને બ્રિટિશ સરકાર તરફથી મળેલી માફીનો લાભ પ્રમાણમાં વધારે નથી. જૂનાગઢ, હૈદરાબાદ વગેરે રાજ્યોના ટપાલ અધિકાર હજુ ચાલુ છે.

## વેપાર ઉદ્યોગનો વિકાસ

સયાજીરાવ વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગના વિકાસ માટે ઉમંગ રાખતા. પ્રજાને દાખલો બેસાડવા તેમણે એક કાપડ-સુતરની મિલ કાઢી હતી. ૧૯૦૫ માં સરકારે તેને શેઠ ઝવેર લક્ષ્મીચંદવાળાને વેચી દીધી. રાજ્યના માજી વિદ્યાધિકારી મર્હુમ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના કુટુંબ તરફથી સુતરાઉ કાપડ માટે મહારાજા મિલ્સ તથા ઊનના વણાટ માટે મહારાણી વૂલન મિલ્સ નીકળી. શેઠ સામળ બેચર તરફથી સયાજી મિલ્સ કાઢવામાં આવી. 'શ્રી. સયાજી ગૌરવગ્રંથ'માં મર્હુમ મટુભાઈ હરગોવિન્દદાસ કાંટાવાળા જણાવે છે કે અમદાવાદમાં હિન્દી રાષ્ટ્રીય કૉન્ગ્રેસ સાથે ૧૯૦૨ માં ભરાયલા અખિલ હિન્દ ઔદ્યોગિક પ્રદર્શનને ખુલ્લું મૂકતી વખતે સયાજીરાવે હિન્દના ઉદ્યોગીકરણ માટે કરેલા લાગણીભર્યા ભાષણથી પ્રેરણા પામી તેમના કુટુંબે મિલ ઉદ્યોગમાં વડોદરા શહેરમાં ઝુકાવ્યું હતું. ૧૯૦૫ માં બંગાળના ભાગલા સંબંધે ચાલેલી પ્રચંડ હિલચાલને અંગે સ્વદેશી હિલચાલનો વંટોળ આખા

રાજ્યમાંથી નીકળી ગઈ અને મહુડાં તથા કપાસ ઉપર લેવાતી નિકાસ જકાતને બદલે વડોદરા પ્રાંતના મુખ્યત્વે કપાસ નિપજાવતા કેટલાક તાલુકાઓના જમીન મહેસૂલના આકારમાં કપાસવેરાનો સમાવેશ કરી લેવામાં આવ્યો. થોડા વખત સુધી રાજ્યનાં મુખ્ય ગામોમાંથી કસબા જકાત ન લેવાઈ ઉત્પન્ન કરવા માટે સુધરાઈઓને કસબામાં આવતા માલ પર જકાત લેવાં દેવાની છૂટ ૧૯૧૦–૧૧માં અપાઈ. રાજ્યનાં ઘણાખરા કસબાઓમાં તથા ઘણાં શહેરોમાં કસબા જકાત કેટલીક ચીજો ઉપર લેવાય છે અને તેટલે અંશે વેપાર-રોજગારને અંતરાય આવે છે. જે ગામડાં નજીકના શહેર કે કસબામાંથી માલ લેતાં, ત્યાં જકાતને લીધે માલ મોંઘો થતાં તેમણે બીજેથી માલ લેવા માંડયો અને જકાતી કસબા તથા શહેરના વેપારને ધોકો પહોંચ્યો છે. ઘરવેરો લોકોમાં અપ્રિય છે, અને તે નાંખવા છતાં પણ પૂરતી આવક મળતી નથી. તેથી કસબા જકાત ઓછાવત્તા પ્રમાણમાં ઘણે ભાગે રાખવીજ પડે છે. હાલમાં કેટલાક મહત્વના સ્થળે સુધરાઈઓની જકાતથી મુક્ત ક્ષેત્રો સ્થપાયાં છે. દરિયાઈ જકાતનો ખરેખરો વિકાસ ઓખાબંદર સયાજીરાવના પાછલા વખતમાં સ્થપાયા પછી થયેલો હોવાથી તે સંબંધે આ પ્રકરણમાં ઉલ્લેખ કરવાની જરૂર નથી.

## સર્વિસ સ્ટેમ્પનો હક્ક

મહુંમ દત્તના વખતમાં વડોદરા રાજ્યને સરકારી કામ માટે જોઈતા પોસ્ટેજ સ્ટેમ્પ મફત મળવા જોઈએ, કારણ તેના બદલામાં વડોદરા રાજ્યે પોસ્ટ ઓફિસો હિન્દી સરકારને ઉઘાડવા દઈ દરેક વાજબી સવલત આપી હતી, એવો પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો હતો. ૧૯૦૮–૦૯ માં તેનો નિવેડો વડોદરા રાજ્યના લાભમાં આવ્યો. તે વખતે સરેરાશ વડોદરા રાજ્યને સવા લાખ રૂપિયાના પોસ્ટલ

સ્ટૅમ્પનો ખપ પડતો તેથી તેટલી રકમના પોસ્ટલ સ્ટૅમ્પ મફત વડોદરા રાજ્યને આપવાનું હતું. પાંચ વર્ષે આ કરાર ફરી તપાસવાનો હતો. પોસ્ટના સ્ટાંપના દરમાં ફેરફાર થતા ગયા છે તેને અનુસરીને વડોદરા રાજ્યની સરકારી ટપાલ મફત લઈ જવાના હક્કને અંગે વધારે રકમના સ્ટાંપ અપાયે છે.

લોકો ટપાલનો ઉપયોગ હવે વધારે કરે છે તેથી બ્રિટિશ સરકારને વડોદરા રાજ્યથી મળતું ઉત્પન્ન વધ્યું છે, જ્યારે વડોદરા રાજ્યને બ્રિટિશ સરકાર તરફથી મળેલી માફીનો લાભ પ્રમાણમાં વધારે નથી. જૂનાગઢ, હૈદરાબાદ વગેરે રાજ્યોના ટપાલ અધિકાર હજુ ચાલુ છે.

## વેપાર ઉદ્યોગનો વિકાસ

સયાજીરાવ વડોદરા રાજ્યના વેપાર ઉદ્યોગના વિકાસ માટે ઉમંગ રાખતા. પ્રજાને દાખલો બેસાડવા તેમણે એક કાપડ-સૂતરની મિલ કાઢી હતી. ૧૯૦૫ માં સરકારે તેને શેઠ ઝવેર લક્ષ્મીચંદવાળાને વેચી દીધી. રાજ્યના માજી વિદ્યાધિકારી મર્હુમ હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના કુટુંબ તરફથી સુતરાઉ કાપડ માટે મહારાજા મિલ્સ તથા ઊનના વણાટ માટે મહારાણી વૂલન મિલ્સ નીકળી. શેઠ સામળ બેચર તરફથી સયાજી મિલ્સ કાઢવામાં આવી.

* શ્રી. સયાજી ગૌરવગ્રંથ 'માં મર્હુમ મટુભાઈ હરગોવિન્દદાસ કાંટાવાળા જણાવે છે કે અમદાવાદમાં હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસ સાથે ૧૯૦૨ માં ભરાયલા અખિલ હિન્દ ઔદ્યોગિક પ્રદર્શનને ખુલ્લું મૂકતી વખતે સયાજીરાવે હિન્દના ઉદ્યોગીકરણ માટે કરેલા લાગણીભર્યા ભાષણથી પ્રેરણા પામી તેમના કુટુંબે મિલ ઉદ્યોગમાં વડોદરા શહેરમાં ઝુકાવ્યું હતું. ૧૯૦૫ માં બંગાળના ભાગલા સંબંધી ચાલેલી પ્રચંડ હિલચાલને અંગે સ્વદેશી હિલચાલનો વંટોળ આખા

દેશ ઉપર ફરી વળતાં તેની અસર વડોદરા રાજ્યમાં થઈ હતી અને અનેક ઔદ્યોગિક કારખાનાં નીકળ્યાં હતાં.

## કલદારનું ચલણ થયું

વેપારઉદ્યોગના વિકાસમાં ચલણની સ્થિરતા મુખ્ય ભાગ ભજવે છે. કડી પ્રાંતમાં સિક્કાઈ તથા વડોદરા પ્રાંતમાં બાબાશાહી ચલણ ચાલતાં. તેના કલદાર સાથે વટાવમાં થતા ભારે ફેરફારને લીધે રાજ્યની પ્રજાને ખમવું પડતું. તેથી પ્રથમ કડી પ્રાંતમાંથી ૧૮૯૬ માં સિક્કાઈનું ચલણ કાઢી નાંખી બાબાશાહીનું ચલણ રાખવામાં આવ્યું. પરંતુ બાબાશાહી તથા કલદારના વટાવમાં થતા દૈનિક ભારે ફેરફારને લીધે પ્રજાને પડતી હાડમારી ટાળવા ૧૯૦૦ માં બાબાશાહી ચાંદીનું ચલણ આખા રાજ્યમાંથી બંધ થયું અને કલદાર ચલણ દાખલ કરવામાં આવ્યું અને બ્રિટિશ સરકાર સાથે તે સંબંધી ૫૦ વર્ષનો કરાર કરવામાં આવ્યો. કલદાર રૂ. ૧૦૦ ના બાબાશાહી રૂ. ૧૨૦ ના ભાવે આ ફેરફાર કરવામાં આવ્યો.

## બૅન્ક ઑવ બરોડા સ્થપાઈ

૧૮૯૫ થી ૧૯૧૧ સુધીના કાળમાં રાજ્યમાં વેપારઉદ્યોગ ખાતું, સહકારી મંડળીઓ સંબંધી પેટાખાતું, ખેતીવાડી ખાતું વગેરે રાષ્ટ્રવિધાયક નવાં ખાતાં અસ્તિત્વમાં આવ્યાં. રાજ્યની નીતિ વેપારઉદ્યોગને ઉત્તેજવા માટે ઉદાર સવલતો આપવાની હતી, તેથી ૧૯૦૮ માં સયાજીરાવ મહારાજ તથા તેમની સરકારના સહકારથી ' ધી બૅન્ક ઑવ બરોડા લિમિટેડ 'ની સ્થાપના થઈ. આ સંસ્થા સયાજીરાવે ખુલ્લી મૂકી. તેને રાજ્યનું નાણાં સંબંધી કામકાજ સોંપાયું. રાજ્યના તાલુકાઓના સદર સ્ટેશને જેમ જેમ બૅન્કની શાખાઓ નીકળતી ગઈ તેમ તેમ જે તે મહાલની તિજોરીનું

કામ બૅન્કને સોંપાતું ગયું. આજે આ બૅન્ક હિન્દની પાંચ મુખ્ય બૅન્કોમાંની એક ગણાય છે.

## સયાજીરાવના પ્રેરક વિચારો

આ બૅન્ક ખુલ્લી મૂકવાની ક્રિયા તા. ૯ મી જુલાઈ ૧૯૦૮ ના રોજ સયાજીરાવના હસ્તે થઈ હતી. તે વખતે કરેલા ભાષણમાં તેમણે જણાવ્યું કેઃ—

" જો આપણે આપણા નષ્ટપ્રાય થતા ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવો હોય તો તેને માટે પહેલું જ પગલું અથવા ઉદ્યોગો શરૂ કરવાની સાથેનું પગલું એ જ હોવું જોઈએ કે આપણે આપણા નાણાની એવી વ્યવસ્થા કરવી જોઈએ કે જેથી આપણા પૈસાની (મૂડીની) અસંખ્ય ઝીણી ઝીણી ધારાઓ એકત્ર થઈ તેનાં સંગીન ભવ્ય દ્રવ્યાશયો (જળાશયો) ભરાય, તેમાથી તેના ઉપયોગ ઉપર કાબૂ પણ રખાય અને ઉત્પાદક માર્ગે તેનો બરાબર વ્યય થાય.

× × ×

" મારી તો ઊંડી પ્રતીતિ છે કે હિન્દમાં કાંઈ પણ પ્રત્યવાય અથવા અડચણ ઊભી કર્યા વિના પ્રગતિ કરવી હોય તો આ વખતે તો હિન્દની ચારે બાજૂની પરિસ્થિતિ ધ્યાનમાં લઈ ઉદ્યોગવાદનો સંગીન અભ્યાસ કરી તે જ તેને રીતસર લાગુ કરવો. રાજપુરુષ તરીકે આપણા તરફથી જે મોટી આશાઓ રાખવામાં આવે છે તેને માટે લાયક થવા સારુ આ સિવાય બીજો માર્ગ નથી. તેમ જ એ જ માર્ગે આપણે એક પ્રજા તરીકે આર્થિક સ્વતંત્રતાના શાંત બંદરમાં પહોંચી શકીશું. પાશ્ચાત્ય પ્રજાઓએ જીવનની તમામ બાબતોમાં વૈજ્ઞાનિક શોધોનો જ ઉપયોગ છેલ્લાં ૨૦૦ વર્ષથી કરી આટલી બધી પ્રગતિ કરી છે તો આપણે પણ તે જ સૂત્રને

અનુસરવાનું છે. આપણી સામાજિક વ્યવસ્થામાં અને રાજકીય બંધારણ અને કારભારમાં સુધારા કરવાની આવશ્યકતા ઘણી છે એ વાતને હું ગૌણ ગણું છું એમ આ ઉપરથી તમે ના સમજશો. પણ જ્યાં સુધી ઔદ્યોગિક સ્વતંત્રતા તથા આર્થિક પરાધીનતા માટેની લાગણી નીચેથી ઊભી થઈ વધતી વધતી ઉપર ન આવે ત્યાં સુધી આ બન્ને દિશાઓમાં ફેરફાર બહુ ધીમો થશે એમ લાગે છે. મારે વારંવાર મારી પ્રજાના મનમાં ઠસાવવાની જરૂર છે કે વ્યાપાર તથા ઉદ્યોગની ખીલવણી મોટે ભાગે તેમના ઉપર જ આધાર રાખે છે. વ્યક્તિગત કાબેલિયત, ખંત, શ્રમ અને દીર્ઘ-દૃષ્ટિ વિના આપણે આપણા દેશની આર્થિક સ્થિતિમાં સંગીન અને કાયમનો સુધારો કરવા શક્તિમાન નથી.

" તેટલાજ કારણથી ખાનગી સાહસ ને ખાનગી મૂડીથી સંગીન પાયા ઉપર બંધાયેલી આ બરોડા બેન્ક જેવી સંસ્થાને ઘણા આનંદથી હું અભિનંદું છું. સમાજની નાણાવિષયક તંગીને તે તરત ટીટાડી દે એવું સાધન તે છે તેટલા માટે હું તેને અભિનંદું છું એમ નથી પણ હું તેને એક શિક્ષણના મહત્ત્વના અંગ કે સાધન તરીકે ગણું છું. ઉદ્યોગપ્રિય પ્રજાઓમાં છેવટે આપણે જે સ્થળ જોઈએ છીએ તે સ્થળ પ્રાપ્ત કરવાની મોટી હિલચાલના ચિન્હ તરીકે હું તેને અભિનંદું છું. "

## હલ્લી સ્થિતિ

સયાજીરાવના અવસાનના વર્ષ ( ૧૯૩૮-૩૯ )માં વડોદરા રાજ્યમાં ૧૬ સુતરાઉ કાપડની મિલો, એક વૂલનમિલ, એક ખાંડનું કારખાનું, ઓખા સોલ્ટ વર્ક્સ, તથા બે દીવાસળીનાં કારખાનાં હતાં. તે સિવાય એલેમ્બિક કેમિકલ વર્ક્સ જેવું મોટું રસાયણિક કાર-

ખાનું ચાલતું હતું. રાજ્યમાં એકંદર ૧૩૦ કારખાનાં હતાં. તેમાં ૩૪ હજાર ઉપરાંત મજૂરોને રોજી મળતી હતી. આમ સયાજીરાવના રાજ્ય અમલમાં મળતી ઉદાર સવલતો તથા બ્રિટિશ હિન્દના ભારે ઇન્કમટેક્ષ–સુપરટેક્ષને લીધે બ્રિટિશ હિન્દની મૂડી વડોદરા રાજ્યમાં એંચાઈ આવી રાજ્યનાં વિવિધ ઉદ્યોગીકરણ તથા આર્થિક વિકાસમાં સારી મદદ થઈ છે. રાજ્ય તરફથી સુવલતો ઉપરાંત કારખાનાઓને તેમ હાથ ઉદ્યોગોને ઉદારતાથી ' લોન ' આપવામાં આવે છે, તથા સારા પ્રમાણમાં ' શેર ' ખરીદી રાજ્ય નવાં સાહસોને ઉત્તેજન આપે છે.

વડોદરા રાજ્યમાં કાપડ સુતરના ઉદ્યોગ ઉપરાંત દ્વારકા સીમેન્ટ ફેક્ટરી, ટાટા કેમિકલ્સ, વગેરે કારખાનાના ધંધા વિકાસ પામ્યા છે, તેમ ગૃહઉદ્યોગોને ઉત્તેજન અપાય છે.

## સિટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ

આ યુગમાં વડોદરા શહેર તથા બીજાં શહેરો તથા કસબાઓની સુધારણાનો પ્રશ્ન સયાજીરાવે હાથ પર લીધો હતો અને ૧૯૦૪ માં શહેર સુધારાની સર્વવ્યાપી યોજના તૈયાર કરી. કસબા તથા શહેરોના વિસ્તાર માટે બાંધકામ નિયમ બનાવવા (સર) મનુભાઈ નંદશંકર મહેતાના પ્રમુખપદે ૧૯૦૪ માં કમિટી નિમાઈ. તેમાં મહૂર્મ રામચંદ્ર હરિ ગોખલે પ્રજાવર્ગમાંથી તેમના વડોદરા શહેર સુધરાઈના વ્યાપક અનુભવને લીધે સભ્ય નિમાયા હતા. ખાસ કરીને વડોદરા શહેરના સુધારાનો પ્રશ્ન પણ આ કમિટીએ વિચાર્યો હતો.

કાર્યક્રમમાં (૧) આરપાર રસ્તા કરી પોળોને તથા શેરીઓને બન્ને છેડે ખુલ્લી કરવી, (૨) ગીરદીવાળા ભાગમાં ખુલ્લાં ચોગાન બનાવી તેને વિશ્રામસ્થળ (નાનાં બાગ) બનાવવાં, (૩) રસ્તા પહોળા કરવા, (૪) દુર્ગંધ મારતા અગર અપાયકારક ધંધા શહેરની બહાર

નક્કી કરેલે સ્થળે લઈ જવા, (૫) નવાં મકાન બાંધવા સંબંધે આરોગ્ય રક્ષણની દૃષ્ટિએ બાંધકામ નિયમ કરવા, (૬) શહેર સુધારણા માટે અમલમાં મૂકવાની યોજનાઓની રૂપરેખા તૈયાર કરવી, (૭) ગામડાંમાં આરોગ્યદાયક ઝુપડાંની આકૃતિ તથા સુખસગવડ ઠરાવવાં, વગેરે બાબતોને સ્થાન અપાયું.

કમિટીએ આ કાર્યક્રમ નક્કી કરતાં તેના અમલ માટે શરૂઆતમાં 'સિટી ઇમ્પ્રુવમેન્ટ બોર્ડ' સ્થપાયું, અને 'શહેર સુધારણા નિબંધ' પસાર થયો. 'વડોદરા શહેર ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ'ની સ્થાપના ૧૯૧૦-૧૧ માં થઈ અને સરકારે દરેમાસ રૂ. ૨૪૦૦૦૦ અને સુધરાઈએ તે પૈકી વાર્ષિક રૂ. ૮૦૦૦૦ આપવાનું ઠર્યું. સુધરાઈએ આપવાની રકમ પૈકી ½ રકમ તેણે વાર્ષિક ઉત્પન્નમાંથી આપવાની હતી અને બાકીની ½ રકમ સુધરાઈને કરજ તરીકે સરકારે શહેર સુધારા માટે આપવાની હતી. આ કાયદો ૧૯૧૦-૧૧ માં અમલમાં આવ્યો. પાછળથી 'ટાઉન પ્લેનિંગ'ના નિષ્ણાત્ પ્રોફેસર ગેડીઝ (Geddes)ની સલાહ ધ્યાન પર લઈ શહેર સુધારણાના કામના કાર્યક્રમમાં કેટલાક આવકારદાયક સુધારા થયા. આજનું સ્વચ્છ તથા સુંદર વડોદરા શહેર સયાજીરાવે દીર્ઘદૃષ્ટિથી અમલમાં મૂકેલી યોજનાનું પરિણામ છે.

વડોદરા શહેર સિવાય રાજ્યના બીજાં શહેરોના તથા કસબાઓના સુધારા તથા વિસ્તાર માટે સયાજીરાવની કારકિર્દીમાં પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી હતી. તેને લીધે વડોદરા રાજ્યના શહેર તથા કસબાઓમાં આપણે પાડોશના બીજા એવાં જ શહેર તથા કસબા કરતાં વધારે સુઘડતા, વધારે સુખસગવડો, બન્ને બાજુ વૃક્ષોની છાયાથી આચ્છાદિત રસ્તાઓ, વૉટર વર્ક્સ, ઇલેક્ટ્રિક લાઈટ વગેરે સુખસગવડો જોઈ શકીએ છીએ.